નિભાવનો આધાર, જેઓને ખોળે આવી તે સૃષ્ટિનું પ્રથમ દર્શન કરે છે, તેઓ ઉપર લાંબા વખત સુધી રહે છે; અને તે પછી પણ તેની માનસિક શક્તિ એજ તેના નિર્વાહ અને રક્ષણનું સાધન છે. મનુષ્ય પ્રાણીનું દુનિઆમાં એક હથીઆર તેનું મન છે; અને તેજ તેણે રચેલી વિચિત્ર સૃષ્ટિનું બીજકારણ છે. તેજ સાધનવડે તેણે આવો વિચિત્ર જનસમાજ ઉપજાવ્યો છે; અને તેજ સાધન તેને તેના જીવનનિર્વાહમાં ઉપયોગી થયું છે. માણસ પોતાના મનવડે પોતાનો ખોરાક મેળવે છે; ટાઢ તડકામાંથી શરીરનું રક્ષણ કરવા કપડાં મેળવે છે; અનેક જાતની પોતાની જરૂરીયાતો પુરી પાડવા સાધનો પેદા કરે છે; અને પોતાની આજુ બાજુ ખડી થએલી વિચિત્ર નિયમોવાળી કુદરતી અને માનુષી સૃષ્ટિમાં ઉત્પન્ન થતી અનેક મુશ્કેલીઓમાંથી પોતાનો બચાવ કરી શકે છે. મનુષ્ય પ્રાણીનું જીવન સાધન મન છે; તેનું પતનકારણ મન છે; તેનું ભયસ્થાન મન છે, તેનું રક્ષણ સાધન મન છે; અને તેનું સર્વસ્વ મન છે.

આ પ્રમાણે માનસિક શક્તિ એ મનુષ્યજીવનની એકલી આધારભૂત શક્તિ છે; છતાં દરેક માણસ પોતાનો જીવનનિર્વાહ જુદો જુદો ચલાવવા ઇચ્છે તો તેમાં તે ફત્તેહ કદી પણ મેળવી શકશે નહિ. એક વ્યક્તિની માનસિક શક્તિ, બીજી વ્યક્તિઓ સાથે સંબંધ થયાવિના જીવનનિર્વાહનું કદી પણ અસરકારક સાધન બની શકતી નથી. બાળકમાં ઇશ્વરે માનસિક શક્તિઓ બીજરૂપે મુકેલી છે; પરંતુ તે શક્તિઓ ખીલવાનો આધાર તેના સંબંધમાં આવતાં અનેક માણસોના માનસિક વિકાસ ઉપર રહેલોછે, તેથી મનુષ્યે બાળકને સૃષ્ટિમાં આવ્યા પછી પોતાના માનસિક વિકાસ માટે સમાજ ઉપર આધાર રાખવો પડે છે. પણ તેટલું બસ નથી. એક મન વિકાસ પામ્યું એટલે પોતાનો જીવનવ્યવહાર પોતે એકલું ચલાવી શકતું નથી; તેને જીવન ટકાવવા અનેક ક્રિયાઓમાં ઉતરવું પડે છે; અને અનેક સાધનો મેળવવાં પડે છે; અને તે સાધનો બીજાં ઘણાં માણસો સાથે સંબંધ થયા વિના મેળવી શકાતાં નથી; આ સંબંધની જરૂર એ મનુષ્ય સમાજનું ઉત્પત્તિ કારણ છે. સમાજ બંધારણ વ્યક્તિઓની માનસિક ખીલવણીમાં મદદ કરે છે; અને વ્યક્તિઓની ખીલવણી સમાજને વધારે વધારે દૃઢ અને સુસ્થિત કરતી જાય છે; આમ ઓતપ્રોત ચાલતી ક્રિયાથી મનુષ્યનો જીવનવ્યવહાર ચાલી રહ્યો છે. આવી વ્યક્તિઓની માનસિક ખીલવણી, કે જેના ઉપર સમાજની સુસ્થિતિનો આધાર છે, તે સંબંધે વધારે સ્પષ્ટ ખ્યાલ બાંધવાની જરૂર છે.

( અપૂર્ણ )

---

# વશીકરણવિદ્યા.

બાઈ માણેકબાઇ લાલજી ભીમજી. મુંબઈ.

( અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૦૮ થી ચાલુ. )

સતી દ્રૌપદી, શ્રીકૃષ્ણ ભગવાનનાં પટરાણી સત્યભામા પ્રત્યે શો બોધ આપે છે?

એક વખત શ્રીકૃષ્ણ અને સત્યભામા પાંડવો વનમાં વસતા હતા ત્યાં તેઓને મળવા ગયાં. ત્યાં પાંચ દશદિવસ રહેવાથી દ્રૌપદી સાથે સત્યભામાનું મન ઘણુંજ મળી ગયું અને પરસ્પર ઘણીજ પ્રીતિ બંધાઈ એક દિવસ પ્રીતિના પ્રવાહમાં દ્રૌપદીને સત્યભામાએ નીચે પ્રમાણે કહ્યું:—

પ્રિય સખી પાંચાળી, હું તમને મારી પ્રિય સખીરૂપ, મારા હેતુરૂપ અને મારા અંતઃકરણરૂપ જાણું છું અને તેથી મારા મનની શંકા મટાડવા પૂછું છું કે આ તમારા પાંચ પતિ લોકપાળ જેવા છે તો પણ તેઓ તમને વશ થઇ રહ્યા છે અને કોઇ દિવસ પણ તમારા ઉપર રીસ કરતા નથી, એ તે શું તમે કાંઇ વ્રત કર્યું છે તેનો પ્રભાવ છે કે કોઈ મંત્રનો પ્રભાવ છે? જેનો પ્રભાવ હોય તે કહી બતાવો કે હું તે પ્રમાણે કરૂં અને શ્રી કૃષ્ણ મારે વશ થાય."

સત્યભામાનાં આ વચનો સાંભળી પાંચાળી બોલ્યાં "શું તમ જેવી ઉત્તમ સ્ત્રીએ પતિ વશ કરવાના આવા ઉપાય કરવા ઘટે છે? શું તમે મને પણ એવી કામણ કરનારી સ્ત્રી ગણો છો? પ્રિય સખી! તમે નિશ્ચય જાણજો કે તમ જેવાં ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલાં અને શ્રીકૃષ્ણ જેવા પતિને પરણેલાં સ્ત્રીને આવો સંશય કે પ્રશ્ન કેમ ઘટે? જ્યારે પતિ એવું જાણે કે મારી સ્ત્રી મંત્ર જંત્ર કરે છે, ત્યારે સર્પવાળા ઘરથી જેમ માણસ ઉદ્વેગ પામે છે તેમ તે સ્ત્રીથી તેનો પતિ ઉદ્વેગ પામે છે. જો પતિ ઉદ્વેગમાં રહે તો ઘરમાં સુખ કે શાન્તિ ક્યાંથીજ રહે! સુખ થવું તો દૂર રહ્યું પણ ઉલટું વધારે દુઃખ થઇ પડે છે. માટે સ્ત્રીએ કદી પણ પતિનું અહિત કરવું નહિ. એ સ્ત્રીનો ખરો ધર્મ છે. સત્યભામા! હું મારા પતિ સાથે કેવી રીતે વર્તું છું, તે આ સમયે તમને કહી બતાવું છું. હું અહંકાર લેશપણ રાખતી નથી. નિરંતર મારા પતિની સેવા કરૂં છું અને મારા પતિની પ્રીતિ માટે તેમની બીજી સ્ત્રીઓ છે તેમની પણ પુજા કરૂં છું. ઇર્ષ્યા અભિમાન મેલી દઇ મારા પતિની સેવામાં તેની ઇચ્છા પ્રમાણે ચાલું છું. નઠારાં વચન બોલતી નથી. નઠારી જગાએ ઉભી પણ રહેતી નથી. નઠારા પદાર્થ જોતી નથી. નઠારી જગાએ બેસતી પણ નથી, તેમ નઠારી જગાએ જતી પણ નથી. મારા પ્રતાપી પ્રિય પતિને સૂર્ય, અગ્નિ, અને ચંદ્ર જેવા માનું છું. મારા પતિ વિના દેવ, મનુષ્ય, કે ગાંધર્વ ગમે તેવા રૂપાળા, યૌવનવાળા, અને અલંકારવાળા પુરૂષોને હું તુચ્છ ગણું છું. મારા પતિ જમ્યા નહોય ત્યાં સુધી હું જમતી નથી. તેઓ વનમાંથી કે ગામમાંથી ઘેર આવે છે ત્યારે હું સામી જઇ આસન આપી પીવામાટે પાણી આપું છું.

હું ઘરનાં સર્વ પાત્ર સ્વચ્છ રાખું છું. રસોઇ મધુર રસવાળી કરૂં છું. વખતસર તેમને ભોજન કરાવું છું. ધન સાચવું છું. ઘરની સર્વ સામગ્રી સ્વચ્છ રાખું છું. કોઇ વખત હું એવું નથી બોલતી કે જેથી મારા પતિનો તિરસ્કાર થાય. નઠારી સ્ત્રીઓની સંગતિ રાખતી નથી. આવેશ વગરની થઇ તેમને અનુકુલ રહું છું, હું ઘણું હસતી નથી. ઉંબરા ઉપર ઉભી રહેતી નથી. ઉકરડા પાસે ઉભી રહેતી નથી. વાડીમાં એકલી ઉભી રહેતી નથી. અતિ હાસ્ય કે અતિ ક્રોધ કરતી નથી. નિરંતર સત્ય બોલું છું અને પતિનું જેમ હિત થાય એમ કરૂં છું. પતિ વિના મને કોઇજ પદાર્થ પ્રિય નથી. જ્યારે કોઇ કામના પ્રસંગથી મારા પતિ પરદેશ જાય છે, ત્યારે ચંદન, પુષ્પ, નવાં વસ્ત્ર અને અલંકાર હું ધારણ કરતી નથી, પણ વ્રત અને નિયમ ધારણ કરૂં છું. જે મારા પતિ નથી જમતા, જે મારા પતિ નથી સેવતા, તેવા પદાર્થોને હું દુરથી મેલી દઉં છું. જેમ શાસ્ત્રમાં સ્ત્રીઓના ધર્મ લખ્યા છે તે પ્રમાણે મારા પતિના હિત અર્થે વર્તન કરૂં છું. સુંદર પુષ્પ, અલંકાર, પુષ્પ, ચંદનથી શણગાર ધરી મારા પતિની સેવામાં રહું છું. જે ધર્મો કુટુંબમાં પાળવાના મારાં સાસુજી કુંતાજીએ બતાવ્યા છે તે પ્રમાણે હું ચાલું છું. જે માન લાયક માણસો છે તેમને માન આપું છું. રાત્રિ દિવસ યમ નિયમ અને વિનયને સેવું છું.

મારા પતિ ક્રોધમાં હોય છે તો પણ હું દીન થઈને સેવા કરૂં છું, કેમકે અને પતિ એજ આધાર છે, પતિ એજ દેવ છે પતિ એજ ગતિ છે, માટે કોઈ વખત પણ પતિનું વચન ઉલ્લંઘન કરતી નથી. તેમજ મારાં સાસુને પણ દેવની તુલ્ય ગણી પૂજા કરૂં છું. સાસુને જમાડીને જમું છું. અને તેઓ પોઢયા પછી તેમનાં ચરણ કમળ ચાંપી પછી શયન કરૂં છું. આજ અમે વનમાં છીએ, પણ મહારાજા યુધીષ્ઠિરનું રાજ્ય હતું ત્યારે અઢાર હજાર બ્રાહ્મણો સોનાના પાત્રમાં જમનારા હતા. વળી બીજા આઠ્યાસી હજાર સ્નાતક બ્રાહ્મણ જમવાના હતા. તેમને વિશ્વદેવ કર્યા પછી તરતજ ભોજનનાં પાત્રો હું હાજર કરતી. જેમ ઘટે તેમ અન્ન વસ્ત્રથી તેમની સેવા કરતી. તે સમયે મારી પાસે એક લાખ દાસીઓ હતી. તેમને કેટલાં વસ્ત્રો છે, કેટલા અલંકારો છે, તેઓ શું ખાય છે; શું પહેરે છે. અને શું કામકાજ કરે છે તે હું સારી રીતે જાણતી હતી. કેટલીક દાસીઓ તો હાથમાં પાત્ર લઈ બ્રાહ્મણોને ભોજન પીરસતી હતી. મહારાજાના દરબારમાં દશ લાખ હાથી, અને બીજા રથ પાલખી વગેરે અસંખ્ય વાહનો હતાં, પણ તે સર્વ મારી નજર બહાર ન હતાં. દરબારના નોકરોમાં મોટા પ્રધાનથી તે ગોવાળ કે બકરીનો ચારનાર પણ શું કામ કરે છે ને તે કેવી સ્થિતિમાં છે તે મારૂં અજાણ્યું ન હતું. રાજ્યની આવક તથા રાજ્યનું ખર્ચ પણ હું જાણતી હતી. એટલુંજ નહિ પણ તેનો હિસાબ પણ હું સંભાળતી. આથીજ મારા પ્રાણનાથ, આ સર્વ કુટુંબનો ભાર મારી ઉપર રાખી પોતે નિશ્ચિંત થઈ ફરતા. મેં રાત્રિ દિવસ સર્વ સુખનો ત્યાગ કરીને મારા પ્રાણનાથે સોંપેલો એ ભાર મારે માથે ચઢાવી લીધો હતો. વળી કુબેરની સંપત્તિ સમાન મારા પતિના ભંડારને પણ હું એકલીજ સંપૂર્ણ રીતે જાણતી હતી. રાત કે દિવસ સુંદર રાજ વિભવમાં કે વનમાં હું મારા પ્રાણનાથની સાથે સરખાજ સ્નેહથી રહેતી અને રહું છું. મને મારા પ્રાણનાથની સેવામાં રાત કે દિવસ સરખો હતો અને છે..તે વખતમાં અને આજ પણ મારા પ્રાણનાથના પોઢયા પછી શયન કરૂં છું. અને એમના જાગ્યા પહેલાં હું જાગું છું..નિરંતર આ પ્રકારથી વર્તન કરૂં છું. એજ મારૂં વશીકરણ છે ! !

કેટલીક સ્ત્રીઓ કલેશ કરી પોતાના પતિને કાયર કાયર કરી નાખે છે, તેથી તે પોતાની સ્ત્રી સાથે ઉદાશ થઈ વાન ચિત, હસવા બોલવાનું બંધ કરે છે, આમ થતાં સ્ત્રી મંત્ર તંત્ર કામણ ટુમણ કરી પતિને વશ કરવા મથે છે, પણ તેમાં તે ઠગાય છે. બધીજ સ્ત્રીઓએ સતી શિરોમણી દ્રૌપદીનોજ પતિવશ કરવાનો ઉપાય સદૈવ સેવવો જોઈએ. બ્હેનો ! વિચાર કરો કે જે દુઃખ દ્રૌપદી પર આવી પડયાં છે તે દુઃખોનાં હજારમા હિસ્સાનું દુઃખ પણ તમને છે ? નહિ જ.

પતિ વશ થવામાં દ્રૌપદીનું પોતાનું પતિવ્રતજ કારણ હતું. જગતમાં દેવ કન્યાઓ, નાગ કન્યાઓ અને રાજ કન્યાઓ અનેક થઈ છે. પણ શ્રીકૃષ્ણ જેવા જગદ્ગુરૂનાં પતિને સ્ત્રીધર્મ સમજાવનાર તેમનાં ગુરૂ રૂપ એક દ્રૌપદીજ થયાં છે. તેઓ રાજકન્યા હતાં અને રાજકન્યાઓમાં ભૂષણરૂપ નીવડયાં હતાં તે તેમનાં પતિવ્રતને લઈનેજ.

માટે પ્રિય ભગિનીઓ ! આપણે સર્વ આ વશીકરણ વિદ્યા શ્રી દ્રૌપદીના અમૂલ્ય બોધમાંથીજ શીખી લઈશું.

---



નામદાર મહારાણી શ્રીવીક્ટોરીઆ.

"True heart! Brave heart! Great Britain's noblest Queen!
Thou reignest still o'er those who loved the best
Still thou art here, robed with unearthly sheen,
Still thou art near, though gone unto thy rest".

THE CORONATION YEAR.

પુસ્તક ૮ મુ
અંક ૭ મો.
પૌષ પૂર્ણિમા.
૧૯૬૮.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

તંત્રી. જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત,
સુરત.



મકર संक्रान्ति.

અધિપતિ અને પ્રકાશક,
જમિયતરામ લ. પંડિત.
અમદાવાદ.

એજન્ટસ.
મે. જે. પંડિત અને કું.
મુંબઈ.

Cover Printed by 'Lakshmi Art.'—Bom



નૈનિતાલ.—દાંડીવાહન (ડાલી)

## * જીવન જ્યોતિ વિલાપ.

( શ્રીયુત્ ગોવર્ધન. ઈ. પટેલ. બી એ. )

( હે કૃષ્ણ મુરારિ, આશ્રય સાચો—એ લય. )

હે જીવન જ્યોતિ ! ત્યજી હૃન્મંદિર આમ કીધો અંધકાર કાં ?
સ્નેહી શિશુગણ કેરા અંતર, દગ્ધ કર્યાં શા કાજ;
જીવનસુત થઇ જીવન હરશો (તો) કોની જાશે લાજ–રે—હે૦
હે હૃત્સર પંકજ ! સરવર ત્યજતાં કીધો કાંન વિચાર રે;
ભલે પ્રભુપદમાં નિવસો પણ અમ નિશ્વાસનો સ્પર્શ,
ત્યાં પણ તમને કરમાવી હરી લેશે સ્વરૂપનો હર્ષ–રે—હે૦
હે ચિદ્રસરાગી ! અનુરાગી થઇ કીધું કાર્ય વિરાગીનું.
જડ અવશેષ મુકીને જાતાં હૃદય ભરાયું ન લેશ,
આપ વિના અંતરનો ઉંડો શમાવશે કો ક્લેશ–રે —હે૦
હે અમૃત અબ્ધિ ! અમ અશ્રુ સરિતા ક્યાં મળશે આપને.
દેતા વિષ આખેર અમને એ ઘટે શું તમને નાથ,
છોત્તમ પુરૂષોત્તમપદસ્વાર્થી ! કરશું તમ સંગાથ–રે—હે૦
હે નરહરિનંદન ! વંદન દીન આ દાસ તણા સ્વિકારજો.
સ્વપ્ન વિષે દર્શન દો તેથી થાશે નવ સંતોષ,
ચર્મચક્ષુ પ્રત્યક્ષ થાઓ તો–તો ઉતરે અમ રોષ–રે —હે૦

---

* આ દીન બાળકના અંતઃકરણમાં બાળવયથી સત્સંસ્કારનાં બીજને રોપી, સત્તર વર્ષ પર્યંત પોતાના મૃદુ અને ઉન્નતિકર પ્રયત્નથી તેને જલ-સિંચન કરી હાલની ઉન્નતિના પ્રદેશમાં સ્થાપનાર સદ્ગુરૂ સ્વરૂપ શ્રીમન્ માસ્તર સાહેબ છોટાલાલ જીવનલાલના હૃદયદ્રાવક દેહવિલય નિમિત્ત સહસા સ્ફુરી આવતી ઉર્મિઓનો આભાસ જનસમાજપ્રતિ અશ્રુપૂર્ણ નયનથી મુકવા માટે ક્ષમા યાચવામાં આવે છે.

# વિચાર પ્રાવલ્ય.

( શ્રી વૈકુણ્ઠ બી. એ. સુરત.)

૧

છુપાં ઝાકળ બિંદુ સરિખી, ગહન વિચાર ગતિ તારી;
નહિ દીસંતાં સરકી જતાં શાં, શાન્ત શાન્ત રજની માંહી.
એક અનેક કુસુમ કરંડે, મળતાં સત્વ નવું દાયી. છુપાં.

૨

મોંઘી વસંત કળીના સરખો, વિચાર ! વિકાસ અજબ તારો;
પોતાની અંદર વિકસંતાં, અંકુશે શાખા પર્ણો.
ડાંખળી કોમલ જેના ઉપર, વસે વિહગ પઠતાં ગીતો. મોંઘી.

૩

ઉંચા નભના તારક સરખી, વિચાર ! અનંત પ્રભા તારી;
દેખાયે પણ નિયમ ન જાણે, ઝળકે જ્યોતિઃ પોતાથી;
કોઇવાર ક્ષણ ઢંકાતો વળી, સરકી જતાં કૈં મેઘોથી. ઉંચા.

૪

પંખીડાં મધુરાંના સરખી, વિચાર ! મીઠી તુજની વાણી;
સંધ્યા કાલ વિશે પ્રભવે શી, નિર્વાતાં[1] કો વન માંહી;
જ્યોતિઃ પ્રદીપ મંદીથી પ્રસરે, પ્રસરી ત્યમ તે સંભળાતી. પંખી.

૫

કાન્તિ શશાંકકલાની સરખી, વિચાર ! કદાચિત ક્ષીણ થતી;
શીળી અખંડ અનુપ વિભા તુજ, કિંચિત કાલ લગી જાતી.
નિશ્ચે સત્વર કિંતુ કોમળ, આવે સ્વલ્પ સમય માંહી. કાંતિ.

૬

અર્ણવનાં પોલીપ[2] સરીખો, વિચાર ! પ્રસાર સબળ તા'રો;
વિધ વિધ અંકુર મળી જાતાં આ કાર અગમ્ય નકી થાતો.
છુપી કળી છુટી અંકુરતી, અંકુરતા વળી અંકુરો. અર્ણવનાં.

૭

માનવ કેરાં નેન સરિખો, વિચાર ! પ્રભાવ અતિ તારો;
ભાનુ થકી ચળકતું નભ જ્યમ, ઓજસ્ સ્વાત્મ થકી તેઓ,
કોમળ તેજજ તેજ વહંતું છાય નિરાશ તણી પળકો. માનવ.

---

૧. પવન વગરનાં. ૨. અસંખ્ય પરિવારવાળું એક જળચર પ્રાણી.

૮

વારિ વર્ષાનાં જાયે જ્યમ, વિચાર ! પણ તેમજ જાયે;
લેશ કલુષ થયા વિણુ ઝરતું, પંકજ અંદર કાંઈ પડે.
અન્ય ફરી આકાશે ચડતું, વળી ભૂમિપર તે વરષે. વારિ.

૯

વૃક્ષ સદૈવ હવા પોષે જ્યમ, વિચાર ! જીવન તું પોષે છે;
ગ્રીષ્મ ૠતુ હેમન્તાદિમાં, છુપી છુપી શી વૃદ્ધિ કરે !
શાખા થળ સુળાદિ અન્વયે, દૈવી સત્વ કશું પૂરે ! વૃક્ષ.

---

# દૈવી સામર્થ્ય અથવા યોગબલ.

( શ્રીજયકૃષ્ણ ગંગાદાસ ભક્ત—સુરત. )

આ બાળકનું નામ ઝેરા કોલ્બની છે. એ ૧૮૦૪ ના સપ્ટેંબરની પહેલી તારીખે અમેરિકાના યુનાઇટેડ સ્ટેઇટસમાં ક્રેમટ શહેરમાં જન્મ્યો હતો. બે વર્ષ પુર્વે, સને ૧૮૧૦ ના ઑગસ્ટ માસમાં એનું વય ૭ વર્ષનું પણ થયું ન હતું. આ સમયથી જ એણે ગણિતનું અત્યંત અદ્ભુત સામર્થ્ય પ્રકટ કરવા માંડયું હતું. આ સામર્થ્ય એકાએક જણાઇ આવ્યું હતું. આ બાળક જે ગામડામાં રહેતો હતો ત્યાં કોઇ સારી વસતિ ન હતી. તેમ સારી નિશાળ ન હતી. એને ભાંગતુટું જ્ઞાન મળેલું હતું. લખતાં કે કંઇ ગણતાં શીખવેલું ન હતું. આવે સમયે એ છોકરો કેટલીક સંખ્યાઓના ગુણાકાર કહે તો સંભળાયો. એથી એના બાપને બહુજ આશ્ચર્ય પ્રકટયું. એણે પોતે પોતાના બાળકને કેટલાક પ્રશ્નો પૂછ્યા. તેનાં ઉત્તર એ બાળકે સપાટાબંધ આપ્યાં. આ ચમત્કારિક સામર્થ્યવાળા બાળક સંબંધી વર્તમાન સર્વત્ર પ્રસર્યાં અને ઘણા લોક એ બાળકને જોવા આવતા. તે સર્વેએ એ બાળકના પિતાને સલાહ આપી કે એને બધે યુનાઇટેડ સ્ટેઇટમાં ફેરવો. જ્યાં ગયા ત્યાં સઘળા લોક એને વખણતા. અને બધા જ લોક લગભગ એમ કહેતા કે એ છોકરાને નિયમસર શિક્ષણ આપો. સારા સારા વિદ્વાનોના કહેવાથી પોતાના બાળકનું શિક્ષણ ઉચ્ચ પંક્તિનું કરવા એ બાળકનો પિતા તેને લઇને અત્રે આવેલ છે. આ રાજધાનીના અનેક લોક ત્રણ મહિનાથી એ બાળકનો અનુભવ લીધો છે, ગણિત શાસ્ત્રમાં અત્યંત નિપુણ અને તત્ત્વવિદ્યામાં પણ પારંગત એવા અનેક વિદ્વાનોએ આ બાળકને મળવાનો અને તેનું ગણિતનું જ્ઞાન જોવાનો નિયમ રાખ્યો છે. અમુક સમયની કેટલી મિનિટ થાય, કે કેટલી સેકંડ થાય તેનું ઉત્તર એ ઘણુંજ ઝડપથી આપે છે. અમુક બે, ત્રણ કે ચાર આંકડાની સંખ્યાને

તેવાજ બે ત્રણ આંકડાની સંખ્યાએ ગુણવાથી શું ઉત્તર આવે તેનું ઉત્તર એ ઘણીજ ઝડપથી આપે છે. કોઇ ૭ કે સાત આંકડાની રકમ કઇ કઇ સંખ્યાના ગુણાકાર રૂપે છે તે પણ એ સત્વર કહી શકે છે. કોઇ પણ રકમનું વર્ગમૂળ કે ઘનમૂળ પણ તેટલીજ ઝડપથી કહી શકે છે. તેથી ઉલટું એકજ રકમ તેજ રકમથી પાંચ સાત કે વધારે વાર ગુણાય તો શું ઉત્તર આવે તે પણ સત્વર કહી શકે છે. આ બધા ઉત્તરો એટલી ઝડપથી આપે છે કે સર્વને જ આશ્ચર્ય પ્રકટે છે.

એક મંડળીમા એ છોકરાને પૂછ્યું કે આઠને આઠવતી જ સોળવાર ગુણીએ તો શું આવે ? એણે એકદમ ઉત્તર આપ્યું કે ૨૮૧, ૪૭૪, ૯૭૬, ૭૧૦, ૬૫૬. ત્યાર પછી એક આંકડાની બધી સંખ્યાને દશવાર ગુણતાં જે ઉત્તર આવે તે ઉતાવળે આપ્યા. આ ઉત્તર એટલી ઝડપથી આપતો કે તે ઉતારનારથી પહોંચી વળાતું નહીં. બે આંકડાની કોઇ સંખ્યા ૬ વાર, સાત વાર કે આઠવાર ગુણાય તો શું ઉત્તર આવે તેના ઉત્તર કંઇક ઓછી સરળતાથી આપતો. ગુણાકાર મોટા થતા ગયા તેમ તેમ કંઇક મુશ્કેલી સમજાતી. ૧૦૬ ૯૨૯ નું વર્ગમૂળ પૂછ્યું. એટલે એણે તરતજ કહ્યું, ૩૨૭. ૨૬૮, ૩૩૬, ૧૨૫ આ સંખ્યાનું ઘનમૂળ પૂછ્યું એટલે એણે તરતજ કહ્યું, ૬૪૫. હાજર રહેલા બીજા ગૃહસ્થોએ આવાજ પ્રશ્નો પૂછ્યા. તેના ઉત્તર પણ એણે આજ રીતે આપ્યા.

તે મંડળમાંથી કોઇએ પૂછ્યું:–૨૪૭,૪૮૩ આ સંખ્યા કઇ બે રકમનો ગુણાકાર છે. તેના ઉત્તરમાં એ બાળક બોલ્યો ૯૪૧ અને ૨૬૩. ત્યાર પછી એને પૂછ્યું–૩૬૦૮૩ આ રકમ કઇ કઇ બે રકમનો ગુણાકાર છે ? એણે એકદમ કહ્યું કે એ રકમ મૂળ રકમ જ છે, કોઇ પણ બે રકમનો ગુણાકાર એ નથી. એક મનુષ્યે એને પૂછ્યું ૪૮ વર્ષની મિનિટ કેટલી ? એણે તરતજ ઉત્તર આપ્યું, ૨૫,૨૨૮,૮૦૦ અને તેનીજ સાથે બોલ્યો કે એ-ટલા વખતની સેકંડ ૧,૫૧૩, ૭૨૮,૦૦૦ થાય, એ બાળકે આવાં અનેક ચમત્કારિક ઉત્તર આપ્યાં. સર્વ એમ કહેતા કે આવા અદ્દભુત સામર્થ્યને વિકસિત તથા ઉપયોગી કરવું ઘટે છે. આ બાળક કયી રીતે ગણવાથી આટલી ઉતાવળે ઉત્તર આપે છે તે સમજવા હાજર રહેલા ગૃહસ્થોએ ઇચ્છા બતાવી. પણ તે બાળક એ સંબંધી કંઇ કહી શકયો નહીં. મારા મનમાં ઉત્તર શી રીતે આવે છે તે હું કહી શકતો નથી, એમ એ બોલતો. જ્યારે એ ગુણાકાર કરતો ત્યારે એના મોંઢપરથી એમ સમજાતું કે એના આંતર મનમાં જ કોઇ ક્રિયા ચાલતી હતી. પણ આ ક્રિયા બીજા મનુષ્યોની રીતભાતથી તદન જુદીજ હતી. વળી એ બાળક ગણિતની સામાન્ય રીતોથી તદન અજાણ્યો છે. કાગળ ઉપર એક પણ ગુણાકાર કે ભાગાકાર કરતાં એને આવડતું નથી, વળી ભૂલ કહેતાં કે મોટી સંખ્યાના વિભાગો કહેતાં એટલી ઝડપથી ઉત્તર આપે છે કે એણે એ દાખલા ગણ્યા છે એમ પણ ન કહેવાય.

આ બાળકની આ શક્તિમાં હેતુ તેની સ્મૃતિ વૃત્તિ છે એમ પણ કહેવાય નહીં.

આ પ્રકારનો લેખ આ બાળકના અદ્દભુત ગણિત સામર્થ્યને જણાવે છે. એ આઠ વર્ષના છોકરાનું શિક્ષણ કોઇ પણ જાતનું ન હતું. બધા વિદ્વાનો એમ માનતા હતા કે વ્યવસ્થા પ્રમાણે શિક્ષણ આપવાથી, નિશાળ તથા ઉત્તમ શિક્ષકોની મદદથી એનું સ્વાભાવિક

અલૌકિક સામર્થ્ય બહુજ દીપી નીકળશે. આથી એ છોકરાને નિશાળે મૂકયો. ત્યાં ગણિત શાસ્ત્રનું સર્વોત્તમ શિક્ષણ આપ્યું, બધા એમ માનતા કે એનું વય જરા પાકટ થશે ત્યારે બીજાને ઉપયોગી થવાની માનસ શક્તિઓ પણ ખીલશે અને તેથી એ મોટી વયનો થતાં પોતાનું અદ્ભુત સામર્થ્ય બીજા અનેકમાં ઉપજાવી શકશે. પણ એના મિત્રોનું આ અનુમાન સાચું પડયું નહીં. જેમ જેમ બાહ્ય મનનો વિકાસ સધાયો તેમ તેમ આંતર મનનું સામર્થ્ય દુર્બળ પડેલું સમજાયું. એ મનુષ્યની ઉત્તર વયે એના શિષ્યો થયા. તેમને કોઇ મોટો લાભ એના તરફથી થયો નહીં. શાળાઓનું શિક્ષણ પુસ્તકોનો અભ્યાસ વગેરે કોઇ પણ મોટો લાભ કરી શકયા નહીં. ઉલટું એ બધી મદદથી એના નિરોધ સામર્થ્યમાં કંઇક ક્ષીણતા પ્રકટી અને તે પ્રમાણમાં એના પૂર્વે પ્રકટેલા અદ્ભુત સામર્થ્યમાં ન્યૂનતા સમજાઇ. બહારથી વૃતિને સંકેલવાનું સામર્થ્ય અને સ્વીકારેલા કામમાં તદાકાર થવાનું બળ ન્યૂન પડયું. શંકા, સંકોચ, ભય વિગેરે વિકારનો પ્રવેશ સામર્થ્યને ઘટાડે છે. તેમ બહુ સાવધાનતા વગેરે વિચારો પણ કુદરતના વધતા વેગને નરમ પાડે છે. અમુક અમુક નિયમોને બળાત્કારથી અનુસરવાથી કુદરતી ખીલતું સામર્થ્ય લપાઇ જાય છે. એકદમ જમીનમાંથી પાણી ફૂટે કે વિદ્યુતના ચમકારા થાય તેમ સામર્થ્ય એનામાં વધી ગયલું, તે સામર્થ્ય બાહ્ય પદ્ધતિને સ્વીકારતાં ઘટયું.

બીજા એક સજ્જનને માટે એમ કહેવાય છે કે તે વિદ્યુત વેગે ગણિત કરતો. એક કાગળપર જેટલી સંખ્યા લખાય તેટલી લખો. તેનાપર એ મનુષ્ય એકજ વાર દૃષ્ટિ નાંખતો અને તરત તેનો સરવાળો કહી આપતો. બીજા મનુષ્યોને આ સરવાળા કરતાં કલાકો થતા, ત્યારે આ મનુષ્ય એક ક્ષણમાં કહી દેતો. આમ શી રીતે ગણી શકે છે તેનું ઉત્તર એ આપી શકતો નહીં. માત્ર એટલુંજ કહેતો કે જે સંખ્યા જોઉં તે તરત વૃત્તિમાં સ્થિર થઇ જાય છે. અર્થાત્ એની ગ્રહણશક્તિ તથા ધારણશક્તિ અત્યંત બળવતી હતી.

જેમણે બાહ્ય અંતઃકરણને જ પ્રધાનપણે કેળવ્યું છે તેવા મનુષ્યો સ્થૂળ ચર્મચક્ષુથી એક પાટીયાપર સો સંખ્યા જુએ તો તેથી એક ક્ષણમાં વૃત્તિમાં તે સંખ્યા ઠરી રહેતી નથી. જેમની સૂક્ષ્મ ઇંદ્રિયો બહુ તેજસ્વી થઇ હોય છે તેઓજ આમ ધારણ કરી શકે છે. જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં એકાગ્ર થઇ ગ્રહણ કરવાનું અને તેને ધારણ કરવાનું બળ જેમ અધિક સિદ્ધ તેમ તે તે વિષયમાં કર્તવ્ય ઉચ્ચ કરાય. સ્થૂળ ઇંદ્રિયોની શુદ્ધિ કરતાં સૂક્ષ્મ ઇંદ્રિયોની શુદ્ધિ હજારગણી ચઢીયાતી છે. શારીર શુદ્ધિ કરતાં માનસ શુદ્ધિની હજારગણી શ્રેષ્ઠતા છે, બાહ્ય સ્નાન કરતાં આંતર સ્નાન અત્યંત જરૂરનું છે.

મૂઢ, બહુચક કે જડજેવા મનુષ્યોમાં પણ સંગીતનું અદ્ભુત સામર્થ્ય આંતર મનદ્વારા જણાયું છે. "Blind Tom અંધ ટોમ નામના મૂઢ હબસીનો દાખલો પૂર્વમાં પ્રસિદ્ધ છે. પંડિત ગટુલાલ, મિલ્ટન કવિ વિગેરેમાં પણ આંતર મનનો વિકાસજ મનાય. ટોમ જન્મથી જ અંધ હતો અને પશુ કરતાં વિશેષ જ્ઞાન એનામાં ન હતું. આવો અજ્ઞાન મૂઢ ટોમ જો કોઇ ભજન કે કવિતા સાંભળતો કે તરતજ વાદ્યયંત્રમાં ઉતારી શકતો. ગમે તેવી લાંબી કે અઘરી કવિતા એ સાંભળે કે તરત તે બોલી બતાવતો. નવાં ભજન કે પદો પણ ટેટલીજ ચમત્કારિક રીતે એ બનાવતો.'

અધ ટોમની આ વાતપરથી સ્પષ્ટ છે કે આંતર મનને અત્યંત નિર્દોષ અને પૂર્ણ સ્મૃતિ શક્તિ પ્રાપ્ત છે. બીજું આંતર મનમાં સંગીતના સુર ગ્રહણ કરી લેવાનું સ્વાભાવિક સામર્થ્ય છે. એ માટે બાહ્ય જ્ઞાનેંદ્રિયદ્વારે શિક્ષણ જરૂરનું નથી.

સંગીતશાસ્ત્રમાં પ્રવીણ થવાને આંતર મનની ઉત્કૃષ્ટ કલાજ જરૂરની છે. સારાં સારાં પદ્યો, ભજનો આંતર મનના પ્રસાદદ્વારા જ પ્રકટે છે. બાહ્ય મનના વિકાસથી ઉપજેલાં કાવ્યો, પદ્યો, ભજનોમાં નીરસતા હોય છે. એ કાવ્યો હૃદયને સ્પર્શ કરતાં નથી, માત્ર મારી મચડીને ઉપજાવેલાં, પ્રાસ બેસાડી દીધેલાં જેવાં લાગે છે. સારાં ભજનો, પદ્યો આંતર મનમાંથી જ નીકળે છે અને એવાં પદ્યો જ બાહ્ય મનને રમાવવા સમર્થ છે. મિલ્ટન તેમજ અત્રત્ય વાલ્મીકિ જેવા મહાકવિઓ આંતર મનની સર્વોત્કૃષ્ટ કલાને સિદ્ધ કરીને જ પ્રકટ થયા છે. વાલ્મીકિએ અતિદીર્ઘ કાળ પર્યંત તપશ્ચર્યા કીધેલી. એ સમયે બાહ્ય મન અત્યંત શાંત પડેલું. આંતર મનનું જ સામ્રાજ્ય સધાયું. અને એમણે લખેલું રામાયણ સર્વોત્તમ મહાકાવ્ય જગતને વિદિત છે.

અંતઃકરણમાં દૈવી શક્તિ પ્રકટાવવાને સંગીતની ખાસ જરૂર છે. ભજનના આનંદમાં નિમગ્ન થયેલો મનુષ્ય સ્થૈર્યની ઉત્તમ કલાને સિદ્ધ કરે છે. અને એ સ્થૈર્યના પરિણામમાં આધ્યાત્મિક શક્તિઓ નીસરી આવે છે. આંતર મનની ઉત્કૃષ્ટ કલા અથવા ચિત્તની અંતર્મુખતા સિદ્ધ કરવાને સંગીત બહુજ સાહાય્ય આપે છે. પ્રાણિ માત્રમાં વ્યાપક સૂત્રાત્મા વા અંતરાત્માના હિતસાધક સ્ફુરણો આંતર મનની ઉચ્ચ કલામાં જ પ્રકટે છે. ઉચ્ચ કલા સંગીતથી પ્રકટે છે. સાત્વિક ભજનરસ દૈવી વચનોનો ઉચ્ચાર કરાવે છે. સંગીત વડે કાયર સીપાઇ પણ મહાવીર્યને પ્રકટ કરે છે અને મરણ પ્રાપ્ત થાય તો પણ અક્ષોભ વૃત્તિને વાં શાંતિને અનુભવ તો સમજાય છે. સંગીત વડે આંતર મનનું સામ્રાજ્ય પ્રકટે છે અને તેની સ્થિતિમાં આવેલો મનુષ્ય પ્રેમ ન કરતો હોય તો પ્રેમ કરતો થાય છે અને અભક્ત હોય તો ભક્ત બને છે.

આંતર મનનું ત્રીજું સિદ્ધ સામાર્થ્ય સમયને ઠંજવાનું છે. સૂતાં પહેલાં આંતર મનમાં ચોક્કસ સંસ્કાર નાંખ્યો હોય કે રાત્રે બે વાગે ઉઠવું તો બે વાગે જાગ્રત્ થવાય જ. બાહ્ય મનમાં આ સામર્થ્ય નથી. બાહ્ય મન સમયનું અનુમાન કરે છે તે જૂદી રીતે સૂર્ય આટલો ઉંચો આવ્યો માટે બાર કે એક વાગ્યો હશે. આટલા તડકા આવ્યા માટે અમુક સમય થયો હશે. સીસીમાંથી રેતી આટલી પડી માટે આટલા કલાક થયા હશે.

આંતર મનમાં સંસ્કાર ચોક્કસ નાંખ્યો હોય કે આઠ વાગે ઉઠવું તો તેમાં ભૂલ થવાની જ નહીં. આઠ વાગવા પૂર્વે બરોબર સ્મૃતિ પ્રકટવાની. મનુષ્યના આંતર મનમાં જેમ આ સામર્થ્ય છે તેમ કેટલાક પશુઓમાં પણ આ સામર્થ્ય સિદ્ધ છે. કૂતરાઓ, ઘોડાઓ તેમજ નિયમિત કામ માટે રેવાયલા બીજા પશુઓમાં પણ સમયને કંજવાનું આ સામર્થ્ય સિદ્ધ હોય છે.

એક મનુષ્ય કને એક મોટું ખેતી કરવાનું, ઝાડો ઉછેરવાનું મેદાન હતું. તે ઉપર ઘણા ખચ્ચરો તે રાખતો અને તેમની કને કામ લેતો. માત્ર રવિવારે બધા ખચ્ચરોને વાડ-

માં ગોંધી રાખતો. અને તેમને વિશ્રાંતિ લેવા દેતો. રવિવાર વગરના બીજા દિવસોપર એ ખચ્ચરો કંઇ જતા રહે તો તરત તે શોધી કાઢતો પણ રવિવારે તેમને કંઇ કામ ન હોતું અપાતું. એ તેઓ સારી રીતે જાણતા અને તેથી ગમે ત્યાં ચાલ્યા જતા. તેમનો પત્તો મળતો નહીં. મહા મુસીબતે તેઓ સોધી કઢાતા. અર્થાત્ ખચ્ચરોમાં શનિવાર, રવિવાર વગેરે દિવસને લક્ષમાં રાખવાનું સામર્થ્ય સ્વાભાવિક હોય છે.

એક ઇંગ્રેજ ગૃહસ્થ માટે કહેવાય છે કે તેણે એક કૂતરાને પોતાના કુંટુંબમાં ઉછેર્યો હતો. એ કૂતરો મોટો થયો ત્યાર પછી તે ગૃહસ્થનો એક છોકરો પરણ્યો અને તેણે પોતાના પિતાના ઘરથી અમુક માઇલને અંતરે જુદો મુકામ રાખ્યો. કુટુંબમાં એવો રીવાજ કે જમ્યા પછી બધા પોતાના ભાણામાંનો વધારો તે કૂતરાના મોં આગળ નાખતા. તે ગૃહસ્થને ઘેર જમવાનો સમય રવિવારે બીજા દિવસો પર રખાતો તેજ સમયે રખાતો પણ તેના છોકરાના મકાનપર જમવાનો સમય બે કલાક મોડો રખાતો. આ વાતની ખબર કૂતરાને કોઇ રીતે પડી અને તેનો લાભ લેવાને તે હંમેશાં લક્ષમાં રાખતો. દર રવિવારે તે ઘેર પણ ખાતો અને બે કલાક મોડો પેલા ગૃહસ્થના પુત્રના મકાન પર પણ જતો અને ત્યાં ખાતો. રવિવાર શિવાયના બીજા દિવસોપર તે પોતાના શેઠના છોકરાના મકાનપર ભાગ્યેજ જતો નહીં.

એક સ્થાનનો કૂતરો ગૃહનાં સઘળાં કામકાજની ગોઠવણ પોતેજ રાખે છે. સવારમાં ઘરના મનુષ્યોને અમુક વખતે જગાડે છે, બરોબર બાર વાગે એવું વર્તન કરે છે કે તેથી ઘોડાને ઘાસ પાણીનો સમય થયો છે એમ સ્પષ્ટ સમજાઇ આવે છે. જ્યાં સુધી ઘોડાને ખાવાનું ન મળે ત્યાંસુધી એ કૂતરો ઠરવાનો નહીં. પોતાના ખાવાની દરકાર એ ન કરવાનો. ત્રણ વાગે પોતાની શેઠાણીને જણાવે છે કે રસોઇ કરાવવાનો સમય થયો છે, તે કૂતરાને પોતાને તો ખાવાનું બધા જમ્યા પછી મળે છે. બે કલાક મોડું. પણ માત્ર એક સમયને લક્ષમાં રાખી વ્યવસ્થા કરનાર નોકરની ગરજ તે સારે છે. રાત્રે ૯ વાગે છે એટલે એ કૂતરો પોતાની કામળપરથી ઉઠે છે અને રસોડામાં જાય છે એટલે સમજવું કે રાત્રિએ સહજ નાસ્તો કરવા તયારી કરવી. આ ભિન્ન ભિન્ન સમયોનાં કર્તવ્યોમાં પાંચ સાત મિનિટનો પણ ફેર પડતો નથી.

હિપ્નોટિઝમના પાત્રોમાં તથા નિદ્રાપરત મનુષ્યોમાં આ સામર્થ્ય પૂરેપૂરું જોવામાં આવે છે. રાત્રિએ નિદ્રામાં પ્રવેશતાં પૂર્વે દઢ સંકલ્પ કર્યો હોય કે અમુક કલાકે ઉઠવું તો તેજ વખતે આંતર મનના આ સામર્થ્યને લીધે જાગ્રત્ થવાય છે.

ફ્રાંસનો એક બહુ પ્રસિદ્ધ તત્વજ્ઞાની જાઇરોય આ સંબંધમાં જણાવે છે કેઃ--મારામાં આ સામર્થ્ય પૂર્ણ કળામાં છે. પણ જો કોઇ મને ઉઠાડશે એવો ભરોસો રાખું તો મારું સામર્થ્ય જતું રહે એમ મને લાગે છે. જ્યારે બીજાપર આધાર રાખવા જાઉં ત્યારે મારું અંતઃકરણ સમયની અટકળ પણ બાંધતું નથી, તેમ ઘડીયાળ તરફ પણ લક્ષ રાખતું નથી.

સમયને અટકળથી નક્કી કરવાનું બળ આંતર મનનોજ સ્વાભાવિક ધર્મ છે. એ માટે ઘડીયાળ કે એવાં બીજાં સાધનની જરૂર નથી. પ્રત્યેક મનુષ્યમાં આ સામર્થ્ય થોડું કે વધારે હોય છે.

નિદ્રામાં ચાલનાર ( Somnambulist ) કોઇ મનુષ્ય કને વચન લીધું હોય કે અમુક દિવસે અમુક કલાકે તમારે આવવું તો તે મનુષ્ય તે દિવસે તે કલાકે આવશેજ. જ્યારે એ જાગ્રત્ થાય ત્યારે એ વચનવિષે એને બીલકુલ યાદ આવવાનું નહીંજ. પ્રોફેસર બર્નહીમ કહે છે કે મેં એક મનુષ્ય કને એવું વચન લીધું કે તેરમે દહાડે દશ વાગે તારે મારા દવાખાનામાં આવવું. ત્યાર પછી તે મનુષ્ય તેરમે દહાડે બરાબર દશ વાગેજ લગભગ ૩૩૦૦ યાર્ડ જમીન ચાલીને પ્રોફેસર બર્નહીમને ત્યાં ગયો. આ મનુષ્યે આખી રાત કારખાનામાં કામ કરેલું. તેથી સવારમાં ૭ વાગે ઊંઘી ગયો, ઉંઘમાંથી નવ વાગે ઉઠયો. એવા વિચારથી કે પ્રોફેસર બર્નહીમને મળવાનું છે, વચ્ચેના બાર દહાડામાં આ સંબંધનો એ મનુષ્યને તર્ક સરખો થયેલો નહીં."

આ સર્વ પ્રસંગોપરથી આપણને નીચે પ્રમાણે નિશ્ચયો સ્ફુરે છે. કેટલાંક બુદ્ધિનાં સામર્થ્યો માટે બાહ્ય મનની કેળવણી જરૂરની છે. અને કેટલાંક સામર્થ્ય માટે એ બાહ્ય શિક્ષણની બીલકુલ જરૂર નથી. અથવા તો એમ કહીએ કે કેટલાંક સામર્થ્યો આંતર મનમાંજ સિદ્ધવત્ છે. આપણે દૃષ્ટાંતો પરથી જોયું કે આંતર મન સ્વકીય બળથીજ ગણિતના નિયમો સમજે છે તેમજ ધ્વનિગત સામ્યના નિયમો પણ એજ રીત્યા સમજે છે. ખરેખરા કારીગરો રંગોના અનુરૂપ સામ્યતા જણાવનાર નિયમો પણ આંતર બળથી જ જાણે છે. આંતર મન ઉપર બાહ્ય મનનું આવરણ ન હોય તો પ્રકૃતિના સર્વ નિયમો તે જાણી શકે. બાહ્ય મનના શિક્ષણમાં બહારથી લાવીને જ્ઞાન ભરવાનું હોય છે તેમ કરવાની જરૂર ન રહે. આંતર મનની ઉચ્ચ ઉચ્ચ કલા ઉત્તરોત્તર પ્રકટે, બાહ્ય મનની કેળવણી જે બાહ્ય પુસ્તકો, શિક્ષકો વગેરે દ્વારા અપાય છે તેનાં બંધનો આંતર મનપર ન નંખાય તો નિરાવરણ દિવ્યજ્ઞાન પ્રકટ થાયજ.

અંતરાત્માનું સામર્થ્ય અગાધ છે, અને તે અગાધ બળને બહાર આણનાર સાધન આંતર મનજ છે. અંતરમાંથી બહાર આણવું એમાંજ સાચો પુરૂષાર્થ છે. બાહ્ય મનની કેળવણીદ્વારા જ્ઞાનવિલાસ સર્વોત્તમ ભાગ્યેજ નીવડે એમ છે. બાહ્ય મનનું સાહાય્ય લેવામાં બહુજ તપાસ કરવી પડે છે. અપાર શ્રમ વેઠવો પડે છે પણ અંતરાત્મા સર્વજ્ઞ છે અને આંતર મનમાં એ સત્તા જ વિદ્યમાન છે. બાહ્ય મન બહુ સાવધ રહેવા સૂચવે છે. પણ તેનું સામર્થ્ય જડ જગત્ સંબંધમાં જ હોય છે. આપણા પ્રતિદિનના વ્યવહારમાં બાહ્ય મન ઉપદેશક તથા પાલક છે. આપણા પોષણનાં સાધન મેળવવામાં બાહ્ય મન આપણને બહુ મદદ કરે છે, પણ શરીર ટકે ત્યાં સુધીજ બાહ્ય મન ઉપયોગી છે. આંતર મન તો સદાનું સંગી છે. એ પોતાનું જ્ઞાન મૂળ તત્ત્વમાંથી મેળવે છે, આંતર મન અંતરાત્મામાંથી જ અખુટ સામર્થ્ય મેળવે છે.

( અપૂર્ણ )

# હું.

( શ્રીયુત્ વૈકુણ્ઠ બી. એ. સુરત. )

લાવણી.

ભુમિ વારિ વાયુ આકાશ તેજ નિજ, વિશ્વ સંધુ' " હું "
ધુનિ એજ મારી અનંત ન્યારી ! છઉં વિશ્વ સંધુ' " હું "
ભુમિ તત્વના સિકા માંહિ,
જળ તત્વ ઉંડું રસિકામાં;
વસ્યું તત્વ વાયુ સ્પર્શેદ્રિ,
નભ તત્વ ઉંચું કર્ણોમાં;
ત્યમ તત્વ તેજનું અક્ષિ,
જીવ પંચ મહાભુત રૂપ, જગ-હ્રદે પૂજ ! પરમાંશ રૂપ;
છઉં વિશ્વ સંધુ' " હું "
શું અનન્ય આકૃતિ મારી,
શું અનન્ય મુજની વાણી;
શું અનન્ય ઉરની કહાણી,
શું અનન્ય વૈર્ય મુજ પાણી;
સહુવાત નિજની ન્યારી,
સહુ ઓર રતિ ગતિ મુજ, રગ અન્ય નૂર વિધ રંગ પૂર;
છઉં વિશ્વ સંધુ' " હું "
છઉં એક તોય અનેક,
વસું અમર મૃત્યુને લોક;
'હું' કાર બીજ નિજ ટેક;
વસું રહિત હર્ષને શોક,
છઉં તોય સર્વમાં એક.
ગ્રહી સર્વ તંતુ જગ હાથ, "હું-તું, તું-હું" નાથ, કરૂં છું પુકાર;
છઉં વિશ્વ સંધુ' " હું "

# નૈનિતાલ.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ, ૨૩૯. )

એક બાજુએ જ્યારે ભયંકર ખીણ નજરે આવે છે, ત્યારે બીજી બાજુ ઊંચો ડુંગર દૃષ્ટિએ પડે છે. એક બાજુએ પહાડોની વચ્ચેથી નાગમોડી પ્રમાણે નદી વહેતી જોવામાં આવે છે, ત્યારે બીજી બાજુએ ઘણે દૂર સપાટ મેદાન દૃષ્ટિગોચર થાય છે. આ સ્થાનપરથી જે દૃષ્ટિએ પડે છે તેનો દેખાવ ખરેખરજ અવર્ણ્ય છે. આ દેખાવ જોવાથી અને પાસેના શહેરનો દેખાવ જોવાથી પરમાત્મા અને જીવાત્માની શક્તિ અને કારીગરીની તુલના કરવા સહસા મન થાય છે અને ત્યારે અમર્યાદ શક્તિ સંપન્ન પરમાત્માનું અસ્ખલિત સામર્થ્ય જોતાં વૃત્તિ આનંદાશ્ચર્ય પામે છે. કવિ કેન્ટ કહે છે કે "બાહ્ય સૃષ્ટિમાં તારા મંડળ સહ આકાશથી તથા મનસૃષ્ટિમાં સદસદ્વિવેક બુદ્ધિવડે મારૂં મન સદોદિત આનંદિત થાય છે." તેમજ અહીં ઊભા પછી પરમાત્મા તથા જીવાત્માના સામર્થ્યો દૃષ્ટિગોચર થતાં કૌતુક થાય છે. આ સ્થાનથી અલૌકિક સૃષ્ટિ શોભા જોતાં પરમેશ્વરની કર્તૃત્વ શક્તિ મનમાં ઉપજે છે અને તેથી તેમના પ્રતિ અત્યંત આદર અને પુજ્ય બુદ્ધિ પ્રકટ્યા વગર રહેતી નથી. તેજ પ્રમાણે માણસના કર્તૃત્વ માટે પણ આશ્ચર્ય પ્રકટ થાય છે. ક્યાં મુંબાઇ, પુના અથવા અમદાવાદ અને ક્યાં બરફ વડે ઢંકાયેલો હિમાલય પર્વત ! મુંબાઈથી બે અથવા અઢી દિવસની મુસાફરી ઉપર આવેલા બરફથી ઢંકાયેલા હિમાલય પર્વતપર વસેલા શહેરને જોતાં મનુષ્ય શક્તિ માટે પણ આશ્ચર્ય પ્રકટ્યા વગર રહેતું નથી. જે સ્થળે થોડાં વર્ષ ઉપર જંગલ હતું, જ્યાં આવવામાં મનુષ્યને દિવસે પણ ભય લાગતો હતો, જ્યાં એક ઝુંપડું સરખું પણ અસ્તિત્વમાં ન હતું, આવા નિર્જન પ્રદેશમાં મનુષ્યની ધમાલવાળું શહેર નજરે પડે છે ! આ લક્ષમાં આણતાં મનુષ્યોની કર્તૃત્વશક્તિ માટે પણ કૌતુક પ્રકટ્યા વગર કેમ રહે ? અને જે **રાજ્યપદ્ધતિ, જે સુધારણા અથવા જે શાસ્ત્રીય જ્ઞાન આ કર્તૃત્વશક્તિને સતેજ કરે છે, તે રાજપદ્ધતિ, તે સુધારણા અને તે શાસ્ત્રીય જ્ઞાન માટે આપણને નિ:પક્ષપાત અભિમાન પ્રકટ્યા વગેરે કેમ રહે ?**

નૈનિતાલ જીલ્લો કોમાન વિભાગમાં આવેલો છે. ઘણા સમય સુધી આ પ્રાંત હિંદુરાજાને સ્વાધિન હતો. કેટલોક કાળ તે રોહિલા લોકોને તાબે હતો; અને ૧૭૯૧ થી ૧૮૧૫ સુધી નેપાળને તાબે હતો. ૧૮૧૫ ના નેપાળના વિગ્રહ પછી આ પ્રાન્ત અંગ્રેજ સરકારને તાબે આવેલો છે. પહેલાં આલમોરા તથા નૈનિતાલ એકજ જીલ્લામાં હતા; પણ ૧૮૯૧ માં નૈનિતાલને સ્વતંત્ર જીલ્લો બનાવવામા આવ્યો; ત્યાર પછી આ શહેરના મહત્વમાં દિનપ્રતિદિન વધારો થતો ચાલ્યો છે.

નૈનિતાલ તળાવ ઘણુંજ પ્રાચીન સમયથી પ્રસિદ્ધ છે, એમ દેખાય છે. સ્કંદપુરાણમાં એને ત્રિરિષી સરોવર અથવા ત્રિરિશ્વર એ નામ આપેલું છે. એનો અર્થ એ છે કે ત્રણ ઋષિઓનું સરોવર. દંતકથા આ પ્રમાણે છે:—અત્રિ, પુલસ્ત્ય અને પુલહ આ ત્રણ ઋષિઓ યાત્રાએ જતાં જતાં ચાલવાથી શિખરપર આવ્યા. અહીં પાણી બિલકુલ ન હતું. એમ તેમને લાગ્યું. તેથી તેમણે ત્યાં એક મોટો ખાડો ખોદ્યો. તરતજ તે ખાડો પાણીથી ભરાઇ ગયો. તે વખતથી આ તળાવને ત્રિરિષી તળાવ કહેતા હતા. હમણાં જે નામ આપવામાં આવ્યું છે, તે તો તે તળાવના કાંઠાપર આવેલાં નૈનાદેવીના નામપરથી છે, આ દેવીનું જુનું

દેવળ ૧૮૮૦ ના ધરતીકંપ વખતે જમીનમાં ગરક થઇ ગયું હતું. હાલ જે જોવામાં આવે છે તેતો પાછળથી બાંધવામાં આવ્યું છે. ૧૮૩૯ સુધી નૈનિતાલનાં માર્ગમાં ગાઢ ઝાડી હતી અને ભયંકર તથા હિંસ્ર પ્રાણીઓના નિવાસસ્થાન માટે જાણીતું હતું. પાસેના સ્થળોમાંથી ધનગર લોકો તથા બીજા ખેડૂતો ખેતી માટે આ માર્ગે થઇને જતા. પણ આ ઠેકાણુમાંથી પસાર થતાં તેમને અત્યંત ભય લાગતો હતો. તેઓ એવું માનતા હતા કે આ સાયમાં ભૂતાવળ રહે છે, આ ભૂતાવળ તેમને અડચણ કરે નહિ તેટલા સારૂ તેઓ વર્ષમાં એક દિવસ સાથે મળી ઉજાણી કરતા અને ભૂતાવળને પ્રસન્ન કરતા. વળી જ્યારે જ્યારે એમને આ માર્ગે થઇને જવું પડતું ત્યારે ઘણાં માણસો એકઠાં થઇને રસ્તો કાઢતાં-તેમ છતાં ઘણી વખત કેટલાંક માણસો વાઘના ભોગ થઇ પડતાં. જ્યારે ખેડૂત સહિસલામત આ જગા પાસે આવી પહોંચતો, ત્યારે તે નૈનાદેવીને નૈવેદ્ય ધરાવી પ્રસન્ન કરતો. વર્ષમાં પર્વણીના દિવસે આ તળાવપર તેઓ સ્નાન માટે આવતા. આ જમીન સંબંધમાં આપણને ખબરજ ન હતી. ૧૮૩૯ ના માર્ચ માસમાં **મી. બૅટન તથા મી. બેરન** નામના સાહેબો હલ્દવા નજીક શીકાર કરતા હતા, તે ભોમીયો લઇને ભીમ તળાવ ગયા. અને ત્યાંથી **નૈનિતાલ** આવ્યા અને રામનગર થઇ પાછા વળ્યા. ૧૮૪૧ માં નૈનિતાલ અને તળાવની શોધ બાબતમાં તે જગાની શોભા અને ભાવિ વસતિ સ્થાન માટેની ઉત્તમતા વિષે વર્તમાન પત્રોમાં એક લેખ છપાયો. આ બાબતમાં મી. બેરને પુષ્ટિ આપી અને બંગલા બાંધવા માટે કોઇ કંટ્રાકટરને કંટ્રાક્ટ આપ્યો. ૧૮૪૨ માં જમીનનું વાર્ષિક ભાડું ઠરાવી ઘરો બાંધવાની પરવાનગી વાળા સરકારી નિયમો જાહેર કરવામાં આવ્યા. કમિશ્નર સાહેબે પોતાના ઉપયોગ માટે એક બંગલો બાંધ્યો. બજાર અને બીજાં મકાનો માટે જમીન નક્કી કરવામાં આવી. બંગલાઓ પુરા થયા કે તરતજ ત્યાં લોકો વસવાટ કરવા ગયા. સૌથી પહેલા વહેલા બંગલાઓ તળાવની પૂર્વ દિશાએ બાંધવામાં આવ્યા. ૧૮૪૯ સુધી મોટા બજારની જગામાં જંગલજ હતું આ તળાવમાં સૌથી પહેલી હોડી મી. બેરનની ચલાવવામાં આવી હતી. ૧૮૪૬ માં વર્ગણી કરીને ખ્રીસ્તી લોકોએ પોતાનું દેવળ બંધાવ્યું, અને તે દેવળ 'જંગલમાં સેન્ટ જોન' એ નામ આપ્યું. ૧૮૫૭ ના બંડના વખત સુધી તો નૈનિતાલની ઠંડી હવાને લીધે તે સ્થાન વધારે પ્રસિદ્ધિમાં આવ્યું નહિ. પણ તે ધમાધમી વખતે ઘણા માણસોએ નૈનિતાલમાં આશ્રય લીધો. થોડા વખત પછી નૈનિતાલને સંયુક્ત પ્રાન્તની સરકારે ઉન્હાળાનું વિશ્રાન્તિ સ્થાન ઠરાવ્યું. ૧૮૬૫ માં લેફ્ટનેન્ટ ગવર્નર સાહેબે ઉત્તર તરફની ટેકરીની પુર્વરોય ઉપર પોતાને માટે એક બંગલો બાંધ્યો. અને પોતાને પેન્શન મળતાં તે બંગલો તેમણે કોઇ માણસને વેચી દીધો. આ માણસ પાસેથી લફ્ટનેન્ટ ગવર્નર સાહેબ દર વર્ષના રૂ. ૬૦૦ ભાડું આપી રાખે છે. ૧૮૯૫ સુધી લેફ્ટનેન્ટ ગવર્નર સાહેબ આજ બંગલામાં નિવાસ રાખતા હતા. પરંતુ ૧૮૮૫ ના ધરતીકંપ વખતે આ જગા ભય ભરેલી છે એમ ઠરવાથી પાસેની ટેકરી ઉપર સરકારે મોટી જગા વેચાતી લીધી અને ત્યાં ભવ્ય બાદશાહી બંગલાઓ ઉભા કીધા. આ ૧૯૦૦ ની સાલમાં પુરા થયા. આ વર્ષ સુધીમાં નૈનિતાળનો એક સરખો ઉદય ચાલુ રહેલો છે. જ્યાં જોઇએ ત્યાં વસતિ વધ્યાંજ જતી હતી. તેથી શાળા, દુકાનો, હોટેલો, ઘરો, બંગલાઓ, એક સરખી રીતે વધ્યાં જતાં હતાં. આ સ્થાનપર-આવવાના રસ્તા પ્રથમ સારા ન હતા. તે સમયે મુરાદાબાદના લાંબા રસ્તે થઇને લોકો આવતાં તથા જતાં, પણ પછીથી બરેલીનો સરલ રસ્તો તૈયાર કરવામાં આવ્યો. ૧૮૮૨ માં કાઠગોદામ સુધી રેલવે થઇ ત્યારથી આ સ્થાનને વધારે મહત્વ મળવા લાગ્યું.

પાછળ જણાવવામાં આવ્યુંજ છે કે ૧૮૯૧ માં આ જગાને જીલ્લાના મુખ્ય સ્થાન થવાનું માન મળ્યું ત્યાર પછીથી આ સ્થાન હંગામી નહિ પણ ચાલુ ઉપયોગનું કર્યું. અહીંની વસ્તી વધઘટ થયાં કરે છે. તેમ છતાં તે સામાન્યતઃ દશહજાર ગણી શકાય. પરંતુ ઉન્હાળામાં તો ત્યાં સોળ સત્તર હજાર માણસો હોય છે.

નૈનિતાલ સંબંધમાં જણાવવા જેટલી સર્વ હકીકત ઉપર આવી જાય છે, પરંતુ આ તરફના પર્વતોના ભૂગર્ભવિષય સ્થિતિ અને તેનાથી થતા અનર્થ વિષે ઉલ્લેખ કરવામાં ન આવે તો આ વર્ણન અપૂર્ણ રહે છે. માટે તેટલું જણાવી આ લેખ પૂરો કરવામાં આવશે.

આ પર્વતની ટેકરીઓ તથા ટેકરાઓ ઘણા લીસા સફેદ પત્થરના બનેલા છે. સમા-દિપર્વત જેવી કાળા પત્થરની ખડકો અહીં જોવામાં આવતી નથી. કોઇ કોઇ સ્થળે સ્લેટ પથર પણ જોવામાં આવે છે. પત્થરના થરો વચ્ચે માટી હોય છે. આમ હોવાથી વર્સાદનું પાણી જમીનમાં ભરાય છે અને તેથી જમીન બેસી જાય છે. ધસી જાય છે. ૧૮૬૬ માં એક મોટો ભાગ ધસી ગયો હતો, વળી ૧૮૬૯ માં પણ એવોજ મોટો ભાગ બેસી ગયો હતો. પરંતું ભયંકર બનાવ તો ૧૮૮૦માં થયો હતો, આવો બનાવ જેણે નજરે જોયો હતો તે સદ્‌ગૃહસ્થ નીચે પ્રમાણે વર્ણન લખે છે.

સને ૧૮૮૦ની તા. ૧૬ સપ્ટેમ્બર ગુરૂવારને દિવસે રાત્રી દિવસ વર્સાદ પડ્યો. શુક્ર અને શનિવારે મળીને એકંદર ૩૩ ઇંચ વર્સાદ થયો. પાણી જવાના બધા રસ્તા બંધ હતા. બધી ટેકરીઓ પાણીમાં ડુબી ગઇ. કેટલીક ટેકરીઓ પાણીને લીધે ધસી બેઠી. શનિવારે દશ વાગે પ્રથમ બનાવ બન્યો. વિકટોરીઆ હોટેલની બહારનો ભાગ તથા બીજી હોટેલનો પશ્ચિમનો ભાગ ધસીને નીચે આવ્યો. આના કરતાં મોટો ભાગ ધસી ગયો તેથી સઘળીજ હોટેલો, અસેંબ્લી રૂમ્સ તથા ઘણાંખરાં ઘરો સહિત તે ટેકરી તળાવમાં આવ્યાં. તે વખતે ૧૫૧ મનુષ્ય માર્યાં ગયાં.

આ બનાવ પછી સરકારે ઘણા પૈસા ખરચી કેટલાંક બાંધ કામ કર્યાં છે. પાણી પચે નહિ પણ વહી જાય તેટલા સારૂ ડ્રેનેજ બાંધ્યાં છે અને બેસી ગએલી જગાએ રમત માટે જગા તૈયાર કરી તેનો પણ સદુપયોગ કર્યો છે. આ છેલ્લા બનાવ સમયે નૈનાદેવીનું જુનું દેવળ જળસમાધિને પ્રાપ્ત થયું હતું. હાલનું દેવાલય ત્યાર પછી બાંધવામાં આવ્યું છે ૧૮૯૮ ના વર્ષમાં પૂર્વ તરફની ટેકરીની બીર ભટ્ટીની બાજુ ધસી જવાથી જુનો રસ્તો બગડી ગયો, તેથી હાલનો રસ્તો દક્ષિણ બાજુની ટેકરી પરથી લઇ જવામાં આવ્યો છે. ઉત્તર તરફની ટેકરીઓ કરતાં દક્ષિણ તરફથી ટેકરીઓ ઓછા ભય ભરેલી છે. તેથી હાલમાં લોકો ઘરો તથા બંગલાઓ દક્ષિણ તરફ વધારે બાંધે છે.

સરકારે આ જગાને ઠંડી હવા ખાવાના સ્થાન તરીકે પસંદ કરેલી છે અને મનુષ્ય જીવનના રક્ષણ માટે જેટલી બની શકી તેટલી સુરક્ષિતા પુષ્કળ ખર્ચ કરીને કરવામાં જરા પણ કચાશ રાખી નથી. જ્યાં ત્યાં બાંધ કામ થએલાં જોવામાં આવે છે. વર્સાદનું પાણી જલદી વહી જાય તેવી વ્યવસ્થા કરવામાં આવી છે. સંભાળને માટે પ્રત્યેક રસ્તા પર ખાસ માણસો રાખવામાં આવે છે તેઓ રસ્તા સાફ રાખે છે. રસ્તાપર પાણી છંટાય છે અને કચગોડમથી જાણે કોઇ શહેરના રસ્તાપર ચાલતા હોઇએ એમ આપણને ભાન થાય છે.

હવા પાણી માટે નૈનિતાલ વધારે પ્રખ્યાત છે. નૈનિતાલના શહેરમાં તથા તળાવની બાજુમાં બહુ વાયરો સુસવાટા મારતો નથી. પણ સામાન્ય રીતે ત્યાંની હવા ઘણી ઠંડી છે. કદી પણ ત્યા ઉન્હાળાનાં દર્શન થતાં નથી. તેમ કદીજ ત્યાં પરસેવો છુટતો નથી. સવાર સાંજ તો ઠંડીનું પૂછવું શું ? ત્યાંનું પાણી ઘણુંજ પાચક છે. અમારા વાચકોને આ સ્થાન-ની મુલાકાત લેવા અમે ભલામણ કરીએ છીએ.



નૈનિતાલ.—મ્હોરાબજારના અને તલાવનો દેખાવ.



નૈનિતાલ.—નૈના દેવીનું મંદિર.

# માનસિક ઉન્નતિ

( ઉ. લ. પટેલ. બી. એ. વડોદરા. )

( ગતાંક પૃષ્ઠ ૨૪૬ થી ચાલુ. )

સમાજ વ્યવસ્થામાં ઘણાં અંગોનો સમાવેશ થઇ જાય છે. રાજ્ય, સંસાર, વ્યાપાર, ઉદ્યોગ, ધર્મ, કેળવણી એ સમાજ વ્યવસ્થાનાં મુખ્ય અંગ છે. આ બધી વ્યવસ્થાઓનો હેતુ મનુષ્યજીવનને ઉન્નત અવસ્થામાં લાવી સફળ કરવાનો છે. અને તેટલા માટે તે તમામ અંગોની ક્રિયા ઉત્તમ રીતે ચાલે, એ જોવું એ દરેક મનુષ્યની ફરજ છે.

માણસનું મન વિકારોનું ભરેલું છે, અને તેમાં કેટલાક સારા અને કેટલાક હલકા વિકારો હોય છે. સારા વિકારોનું હલકા વિકારો ઉપર પ્રાબલ્ય થાય તો તેવા માણસથી સમાજની વ્યવસ્થાને પુષ્ટિ મળે છે, અને હલકા વિકારોનું પ્રાબલ્ય હોય તો તેનાથી સમાજને હાનિ પહોંચે છે. આવાં સારા માઠા વિકારોવાળાં માણસો પરસ્પર હાનિ ન કરે, માટે હલકા વિકારોને અંકુશમાં મુકી સમાજમાં સુવ્યવસ્થા રાખવા સારૂ રાજ્યની વ્યવસ્થા યોજવામાં આવેલી છે. રાજ્યનો મુખ્ય હેતુ સમાજની દરેક વ્યક્તિનું, હલકી વૃત્તિઓને વશ થએલાં માણસોથી રક્ષણ કરી, માણસો પોતાનો જીવન વ્યવહાર, સારી રીતે ચલાવે તેવો બંદોબસ્ત રાખવાનો હોય છે. અને રાજ્યની વ્યવસ્થા રાખનાર પ્રજાનાંજ માણસો હોય છે, તેથી તેમની કેળવણી ઉપર ઉત્તમ વ્યવસ્થાનો આધાર રહે છે. રાજ્યવ્યવસ્થા સંબંધે એક વખત એવા વિચારો પ્રચલિત હતા કે પ્રજાનો અમુક વિભાગ તેમાં માહિતગાર થઇ રાજ્યકાર્યમાં પરોવાય અને બીજાઓ પોતપોતાના નિર્વાહનાં સાધન ઉત્પન્ન કરવામાં મચ્યા રહે તો ચાલી શકે. આ વિચાર ખોટો પડ્યો છે; અને તે વિચારોને અનુસરી વ્યવસ્થા કરનાર પ્રજાઓને ઘણું ખમવું પડ્યું છે. રાજ્યકાર્ય જે મંડળના હાથમાં સોંપેલાં હોય, તે મંડળ જ્યાં સુધી ઉચ્ચ ઉદ્દેશ લક્ષ્યમાં રાખી કામ કરે, ત્યાં સુધી પ્રજાને સુખ જરૂર પ્રાપ્ત થાય છે; પણ તે લોકો અધમ વિકારોને વશ થઇ, પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે તો પ્રજાની દુર્દશા થાય છે. નવિન વિચારો પ્રમાણે આ વ્યવસ્થાનો નિષેધ થયો છે. હાલના દુનિયાના અગ્રગણ્ય વિદ્વાનો જાહેર કરે છે કે કોઇ પણ દેશની સમસ્ત પ્રજાએ પોતાના રાજ્યકારોબાર ઉપર લક્ષ રાખવું જોઇએ. રાજ્યકાર્યભારનો સામાન્ય પ્રજાના જીવન સાથે એટલો ગાઢો સંબંધ છે કે રાજ્યમાં કાંઇક સડો પેસતાં તમામ પ્રજાને થોડે ઘણે અંશે ખમવાનો પ્રસંગ આવે છે. આ વિચારો ઉપર લક્ષ દોરતાં સામાન્ય પ્રજાની માનસિક ઉન્નતિ ઉપર કેટલું ધ્યાન આપવાની જરૂર છે તે સહજ સમજાય તેવું છે, રાજ્યના ધુરંધર રાજતત્ત્વવેત્તાઓ, સલાહકારો, ન્યાયાધિશો, સૈનિકો વગેરે સત્તાધીશો પ્રજામાંથીજ લેવાય છે, અને તેમની યોગ્યતા સામાન્ય પ્રજાની માનસિક ઉન્નતિ સિદ્ધ કરવાને સ્થપાએલી યોજના ઉપર આધાર રાખે છે.

રાજ્ય તેમ સંસારની સુવ્યવસ્થા પણ સામાન્ય પ્રજાની માનસિક કેળવણી ઉપર આધાર રાખે છે. રાજ્ય વ્યવસ્થાનો પ્રજાના જીવન સાથે સંબંધ છે; તો સાંસારિક વ્યવસ્થાનો તેથી પણ વિશેષ સંબંધ છે. સમસ્ત પ્રજાનું જીવન સાંસારિક વ્યવસ્થાની છુંપમાં સેવાઇ પોષણ લે છે. રાજ્યના સત્તાધીશોના હાથ ગૃહવ્યવસ્થામાં ઝાઝા લંબાતા નથી; પણ સંસાર અધિકારીઓની સત્તા ગૃહવ્યવસ્થાને આલીંગી લે છે. જેમ માણસો વધારે બુદ્ધિશાળી, દૂરદર્શી, સમભાવવાળા, ન્યાયપરાયણ, અને ઉચ્ચ આશયવાળા, તેમ તેમને હાથે સંસારની વ્યવસ્થા વધારે સારી થાય છે. મનુષ્ય સ્વભાવનું જ્ઞાન, માણસોના મન ઉપર થતી સૂક્ષ્મ

અસરોની સમજણ, જનસ્વભાવને માટે આંતરિક દિલસોજી એ ગુણો સમાજ વ્યવસ્થાના આગેવાનોને ઘણા અગત્યના છે. તેવી સમજણ આપવાનો પ્રયાસ કરવો એ જનસમાજના હિતને માટે ખાસ અગત્યનું છે.

વ્યાપાર, ઉદ્યોગ, ધર્મ કેળવણી એ અંગોનો આધાર પણ માણસોની માનસિક સુસ્થિતિ ઉપર છે. વ્યાપાર તથા ઉદ્યોગની ખીલવણી માણસોની પ્રબળ ઇચ્છાશક્તિ વિના થઇ શકતી નથી; તે અંગોના પેટામાં રહેલા જોખમ વહોરવાની શક્તિ પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની તિવ્ર લાગણી વિના આવતી નથી. વળી ગંજાવર સાહસ હાથ ધરતા પહેલાં તેના સંબંધની અસંખ્ય બાબતોની બારીક તપાસ કરી પરિણામનું અનુમાન બાંધવું તે બારિક બુદ્ધિ શક્તિ વિના બની શકતું નથી. વળી નૈતિક લાગણીઓ પણ સાહસની સફળતામાં ઓછો ભાગ બજાવતી નથી. વ્યાપાર, ઉદ્યોગનો વિકાસ માણસોના પ્રમાણિકપણા ઉપર, તેઓના પરસ્પરના વિશ્વાસ અને દિલસોજી ઉપર ઘણે ભાગે આધાર રાખે છે. નૈતિક ગુણો ઉપર જે સાહસની ફતેહ બંધાએલી છે, તે કાયમ રહે છે; અનીતિના ઉપર રચેલું સાહસ એકવાર ઝગારો મારી તુટી જાય છે. આખી પ્રજાની સામાન્ય ઔદ્યોગિક હીલચાલ ઉપર લક્ષ આપીએ તો સમજાશે કે જે પ્રજાના વ્યાપારીઓ અને કારીગરો વધારે નીતિમાન તેની ફતેહ વધારે કાયમ રહેનારી અને તેની સમૃદ્ધિ વધારે ટકનારી હોય છે. પ્રજાજનોમાં પરસ્પર વિશ્વાસ, નીતિનાં ઉંચાં તત્વો તેઓનાં મનમાં ઠસ્યા સિવાય ઉત્પન્ન થતો નથી; જ્યાં સુધી વિશ્વાસ જામે નહિ ત્યાં સુધી આર્થિક ઉન્નતિ થવી અશક્ય છે. બે માણસો ભેગાં થઇ એક કામ કરવા લાગ્યાં કે વિશ્વાસ એ તેમની વચ્ચેનું બંધારણ થાય છે. બે ઇંચ સુતાથી ચોંટી સામાન્ય કામ સફળ કરે છે, તેમ વિશ્વાસથી સંધાઇ માણસો પોતાનું સામાન્ય કામ સાધે છે. વિશ્વાસથી આપણી પ્રાચીન ગ્રામ્ય સંસ્થાઓ ચાલતી હતી અને અનેક રાજ્ય વિપ્લવોમાં હિંદી પ્રજાનું ગૌરવ સાચવી રહી હતી; તે હાલ અવિશ્વાસ વધવાથી તુટી ગઇ છે; અને તેનાં ખંડેરોમાંથી અસલની ઈમારતો બાંધવાનું શક્ય પણ બની શકાતું નથી. માટે ઇચ્છા, બુદ્ધિ અને હૃદય એ ત્રણે શક્તિઓ કેળવ્યા સિવાય આર્થિક ઉન્નતિ થવી અશક્ય છે; સમાજનું બંધારણ મજબૂત થવું અશક્ય છે; અને તે સિવાય મનુષ્ય જીવનના ઉંચા હેતુઓ સાધવા પણ અશક્ય છે.

ધર્મ અને કેળવણીને છેલ્લા લીધાં છે; પણ તેમનું સ્થાન પ્રથમ છે. રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા વગેરે સમાજ બંધારણનાં અંગોની સુસ્થિતિ જાળવવાનાં સાધન તૈયાર કરવાનું કામ ધર્મ અને કેળવણીનું છે. પોતાની સ્થિતિ સુધારવાને આ બે સાધનો સમાજે સ્વીકાર્યાં છે; અને આ સંબંધમાં જે સમાજ, ઉંડી સમજણ ધરાવે છે, તે પોતાનાં આ બે અંગો ઉપર ખાસ લક્ષ આપે છે; અને તેમને માટે ખાસ યોજનાઓ રચે છે. વળી જેમ જેમ આ સંસ્થાઓને બળે સમાજની માનસિક સ્થિતિ ઉંચી થતી જાય છે, તેમ તેમ આ સંસ્થાઓ પણ વધારે ઉંચું સ્વરૂપ ધારણ કરતી જાય છે. ધાર્મિક લાગણીઓ માણસના મનના ઉંડાણમાં રહેલી છે; અને તેમને બળે તેના હરકોઇ કાર્યમાં તેજ આવે છે. ધાર્મિક લાગણીઓનું સત્વ નૈતિક લાગણીઓ છે; પણ ધર્મ વિના નૈતિક લાગણીઓ ફીક્કી રહે છે. ધર્મના ઓપથી તેઓમાં પ્રકાશ આવે છે; તેઓમાં તિવ્રતા વધે છે; અને તે વડે માણસનું આખું માનસતંત્ર વેગવાળું થઇ જાય છે. દશ્ય પદાર્થોની પેલી પાર રહેલી કોઇ અગમ્ય શક્તિ ઉપર વિશ્વાસ અને નૈતિક નિયમોને તેની આજ્ઞારૂપ માની તેઓનું અનુસરણ એ ધા-

ર્મિક જીવનનું રહસ્ય છે. આવા જીવનના વેગમાં ઝબકોળાઈ માણસ ગમે તેવો આત્મભોગ આપી શકે છે; ગમે તેવું સાહસ ઉપાડી શકે છે; અને હજારો માણસોની લાગણીઓ ઉપર અસર કરી તેઓનાં જીવનમાં પરિવર્તન કરાવી શકે છે. જનસમાજની સુવ્યવસ્થામાં ધાર્મિક સંસ્થાઓનો ભાગ ઓછો નથી. ધાર્મિક વિચારોના બળથી એક એક માણસે હજારોના અધર્મ્ય વિચારોનો તિરસ્કાર કરી પૃથ્વીને સત્યના ઝગારાથી આંજી નાંખી છે. હાલના વખતના રાજ્ય સંબંધી, સમાજ સંબંધી, તથા મનુષ્ય પ્રાણીઓના હક્ક સંબંધી ઉંચા વિચારો ધાર્મિક બળવાળા માણસોને ઘણે અંશે આભારી છે. અનાથ માણસોના તથા પ્રાણીઓના રક્ષણને માટે ધનવાન માણસો પૈસા વાપરે છે, દૂર દેશાન્તરની મુસાફરીમાં માણસોને ઠેકાણે ઠેકાણે ઘરના જેવી સગવડો મળે છે; અરણ્યમાં પણ માણસો જળનું દર્શન કરી શકે છે; કારાગૃહમાં પડ્યા છતાં પણ દુઃખથી પાકી રહેલાં શરીરોને સારવાર કરનાર મળે છે; એ બધું માણસોના આન્તરિક ધાર્મિક વિચારોનું પરિણામ છે. જનસમાજની માનસિક ઉન્નતિનો આધાર ધાર્મિક સંસ્થાઓની યોગ્ય વ્યવસ્થા ઉપર કેટલો રહેલો છે, એ આ ઉપરથી સમજી શકાય તેવું છે.

અત્યાર સુધી આપણે માનસિક ઉન્નતિની જરૂર સંબંધી વિચાર કર્યો છે. માનસિક ઉન્નતિ ઉપર આખો જનસમાજ કેવી રીતે ટકી રહેલો છે તેનો તપાસ આપણે કર્યો છે. પણ તે ઉન્નતિ યથાર્થ થાય માટે કેવા ઉપાયો લેવાની જરૂર છે, તેનો વિચાર કરવાનો હજી બાકી રહે છે. અને આ તપાસ કરતાં આપણે કેળવણીના બહોળા પ્રદેશ ઉપર આવીએ છીએ. સમાજ, રાજ્ય, ઉદ્યોગ, ધર્મ વગેરેની સુધારણાનો પાયો કેળવણીમાં છે. જન સમાજના હરેકાઇ પ્રશ્નનું નિરાકરણ કેળવણીના સવાલ ઉપર ગયા સિવાય થઈ શકે એમ નથી. કેળવણીની ભૂમિ ઉપર જનસમાજની બધી રચના ગોઠવાએલી છે. એ ભૂમિ સ્થિર અને ટકાઉ હશે તો રચના કાયમ રહેશે; એ ભૂમિ રેતીની બનેલી હશે તો રચના જમીન દોસ્ત થઇ જશે. આપણાં બાળકો એ આપણાં રાજ્યના થાંભલા છે; આપણા સમાજના નેતા છે; આપણા દેશના કિલ્લા છે. તેમનાં મન ઉપર જેવી ક્રિયા આપણે કરીશું તેવી સ્થિતિ ભવિષ્યમાં આપણા સમાજની થશે. માટે કેળવણીના પ્રશ્નો ઉપર વિચાર કરવાની આપણી મુખ્ય ફરજ છે.

---

# सुतेलीने.

(જ. પુ. જોપીપુરા. એમ. એ. વડોદરા.)

---

પરિશ્રમ થકી થાકી પાકી સ્વલ્પ વિરામ લે,
' નાથ પાછા પધારે ત્યાં ઉઠી ઉભીશ એટલે. , ૧
' વહાલેથી વધાવીશ મૃદુ હાસ્યે હુલાવીને,
' પરવરી પુઙ પુઙ પ્રેમ જ્યોતિ જગાવીને, ૨
' આવવું'તું હજુ મોડું સમીસાંઝ નથી થઇ,
' રોકાયા તો હશે મ્હોટું કાર્ય ? હા સમજી ગઇ., ૩
' પછી સ્વામી થશે ઝાંખા. હરી આગળ દોડશે,
' બોલીશ નર્મ વાક્યો હું થાકેલા સૌ'જ ખીજશે., ૪
' ખોટી ખીજ કરી કે'શે "લેવાયા બસ આવતાં."
" જરાવાર રહ્યા વ્હાર વ્યર્થ રીસે વધાવતાં.,, ૫

' થશે એવું સમે તેવે ભારે મુખે કહીશ હું,
' શાન્ત, શાને કલાવો છો ? રોકી રાખ્યા હશે લહું ! ૬
" કહો,, કહેશે કૃપણી તે, રોષ છોડી હસી પડી,
" ત્રિલોકી સુખ વ્હાલાનું હર્ષે ધારીશ બે ઘડી., ૭
' ધૃષ્ટ થઇ ધીમા હાથે ઠેલ. કરી ઉલીશ હા ! ,
' છાતી સાથે જડી તેને બોલીશ એક બોલના., ૮
' આંખો ઢાળી અબોલાએ પ્રણયકોપ દાખવી,
' પરિહાસ પછી છોડી સુપ્રેમાંજલિ આપવી., ૯
આવા આવા સુતર્કોએ ઘેલી ઘેરાયલી સુવે,
ઉભો આવી અકાળે હું ક્યાંથી સુવાસિની જુવે ? ૧૦
વિશ્વાસિની ! સુખે સૂ-સૂ મીઠી ઉંઘે વિલાસની,
સૂનેલી સુભગે ! જો જે જાગી તું નહિ રે જતી. ૧૧
સ્વસ્થ સૂતેલીને ગૌર ભલે ચંદ્રક ઓપતો,
ઝીણી ઝીણી રમે કાળી કેશની તે પરે લટો. ૧૨
બાઝયાં છે મોતાશાં ઝીણાં સ્વેદનાં બિંદુ નિર્મળાં,
સુભ્રૂનો ભ્રૂ-કિનારીએ ઓપી રહેલ ઉજળાં. ૧૩
ઉઘડી-ઉઘડી થાતી નેત્રાંબુજની પાંખડી,
ધર્મના ઉકળાટે હા ! બનેલી બહુ રાંકડી. ૧૪
ચક્ષુના ચમકારાને પૂરી કેદ કર્યા હશે !
પતિ આવે કરી દંભ તે વડે મારવા મિષે ! ૧૫
નિજ ચરમની રશ્મીને દેખી સુદૂર દામિની,
આંખ મીચી બની અંધા ચક્ર વિયોગી યામિની. ૧૬
હેરી હેરી હવે જોઉં તેના નેનથી નેનને ?
રશ્મિથી રશ્મિ સાંધીને હઠાવું ગાઢ ઘેનને ! ૧૭
અજવાળું ઉરે થાતાં હેબકી ઉઠશે જ એ !
મીઠું મીઠું લવી જાશે પાછી મૂક થશે હીએ. ૧૮
હાથ પંખો ધરી એના ઉડાડું એ પ્રસ્વેદને !
ઉપાધિ શી અજાણી આ આવી ધારે રખે મને ! ૧૯
ઉડાડું હું કરથી હળવે કેમ ? એ કપી ઉઠે;
ચૂમી ચૂસું અધર પરનો રાગ ? ના તેહ રુઠે;
શ્વાસે શ્વાસે સરલ હૃદયા સ્નેહના લ્હાવ લૂટે;
મારે સ્પર્શે તરલ ઉરના તારના તાર તૂટે ! ૨૦
તન્વંગીની શરીરલતિકા કેમ સ્પર્શી શકાય !
દિવ્યાનન્દો સુખદ સઘળા કેમ આ ! છીનવાય !
ના, હો, સજે, પતિ સમીપ છે, યોગિની ! સ્નેહ યોગે;
વ્હાલા કેરું સ્મરણ કરતી, યોગ માની વિયોગે. ૨૧
નીંદરડીને અંકથી ઉઠી મળજે પ્રાણ,
અધીરા ધીર ધરી રહું, દઈ પ્રીતિનું દાણ. ૨૨

# વિરહાલાપ.

(લેખક—શા. ચંદુલાલ મોતીલાલ—મુંબઈ.)

ગઝલ.

(આયાં કરો ઈશ્વર તું મેરી—એ લય.)

નહિં ચેન હય દિન રેનમેં,
 શ્રી રામ કે બિના,
શ્રી રામ કે બિના,
 દિલ આરામ કે બિના. નહિં.

ખાના વ પીના ધૂલ હય,
 જાના વ આના ધૂલ,
રહેનેં મેં સોના સૂલ હય (૨)
 શ્રી રામ કે બિના. નહિં.

તપતા હય જયસા આગમેં,
 બુલબુલ એ મેરા દિલ,
જપતા હય સાસો સાસમેં, (૨)
 શ્રી રામ કે બિના.— નહિં.

મય ઢુંઢતા ફિરતા ફિરૂં,
 સારે જહાન મેં,
અફસોસ મેં આકે ગિરૂં (૨)
 શ્રી રામ કે બિના— નહિં.

આતા ન કો લાતા ખબર,
 મેરે દિલદારકી,
લાજીમ ન જીના જાનસેં (૨)
 શ્રી રામ કે બિના— નહિં.

---

# श्री सद्गुरुस्वरुप श्रीमान् मास्तर साहेब

## छोटालाल जीवनलालनुं स्वरुपावस्थान.

શ્રેયસ્સાધક અધિકારિવર્ગના સંસ્થાપક શ્રીમન્નૃસિંહાચાર્યજી ભગવાનના શિષ્યોમાં અગ્રણી, ગુજરાતના એક અતિસમર્થ તત્ત્વવેત્તા, સમગ્ર આર્ય તથા અનાર્ય વિદ્યાઓનાં રહસ્યોમાં અતિપ્રવિણ, મુંબઇ ઇલાકાના એક અતિસમર્થ મહાપુરુષ શ્રીમત્ છોટાલાલ જીવનલાલનો ભૌતિક દેહ ડીસેંબર ૧૯૧૧ ની તારીખ ૧૦ મીને રવિવારે મધ્યાન્હકાળે વિલાયો છે. શ્રીમહાકાલનામક માસિક શ્રીસદ્ગુરુ ભગવાન્ શ્રીમન્ નૃસિંહાચાર્યજીએ પ્રકટ કીધેલું, તે માસિકને હાલની સર્વોત્તમ કક્ષાએ મૂકનાર આ મહાપુરુષના જ્ઞાન, સામર્થ્યથી ગુજરાતી ભાષાને જાણનાર સમગ્ર ભરતખંડ તેમજ તે વિનાનો આફ્રિકા, અમેરિકા, જાપાન વગેરે ભાગમાં વસતો વિદ્વાન્ વર્ગ જાણીતો છે. ઉક્ત મહાપુરુષ પૂર્વે વડોદરા હાઇસ્કુલમાં શિક્ષક હતા. ત્યાંપણ તે સત્પુરુષ કેવળ વિદ્યાગુરુ હતા એમ નહિ પણ અનેક વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોની દૃષ્ટિમાં એક ધાર્મિક મહાપુરુષએ મનાતા હતા. શ્રીસદ્ગુરુપરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજી ભગવાનના સમયમાં એમના અનેક ગ્રેજ્યુએટ વિદ્વાન્ શિષ્યો, તેમજ મામલતદારો, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર વગેરે પ્રસિદ્ધ પુરુષો આ સત્પુરુષ છોટાલાલ જીવનલાલના આધ્યાત્મિક બલનું માહાત્મ્ય માનતા. શ્રીમન્નૃસિંહાચાર્યજી ભગવાનના સ્વરૂપાવસ્થાન પછી શ્રેયઃસાધક અધિકારિવર્ગની ઉત્તરોત્તર આધ્યાત્મિક ઉન્નતિ સધાવવામાં આ મહાપુરુષના જીવને અત્યંત કીધેલું છે, યોગ, વેદાંત તેમજ હિપ્નોટિઝમ, મેસ્મેરિઝમ વગેરેનું અત્યંત સરલ સ્વરૂપ પ્રજાસમક્ષ મહાકાળ તેમજ વિવિધ ગ્રંથોદ્વારે મૂકીને ભારતનો ઉદ્ધાર કરવામાં શ્રીમન્ છોટાલાલે એક અદ્વિતીય, અનુપમ કાર્ય કીધું છે. જગત્માંથી વ્યાધિ, વૃદ્ધાવસ્થા, વિરોધ વગેરે દૂર કરવાને જે મોટું કાર્ય આ સત્પુરુષે પોતાના લેખદ્વારા તથા જીવનદ્વારા કીધું છે તેનું સ્વરૂપ સમીપમાં રહી સમાગમનો અનુપમ લાભ લેનારા વિરલ સજ્જનોજ સમજી શકે એમ છે.

શ્રીસદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીએ પૂર્વકાળના શંકર, ક્રાઇસ્ટ, ગૌતમ બુદ્ધ વગેરેનું ભાન આ કાળના જીવોને કરાવેલું છે. અનેક ગૃહો, કુળો, સંસ્થાઓ, અને નગરોમાં દેવસદન અને બ્રહ્મસદનનું સ્વરૂપ ઉપજાવેલું છે. અને તે મહાપુરુષે ભૂમિમાં રોપેલાં બીજને જલસિંચન કરી વૃક્ષરૂપે ઉછેરનાર યોગિશિરોમણિ, તત્ત્વવિદ્વરિષ્ઠ શ્રીમત્ છોટાલાલ જીવનલાલ છે.

વિદ્યાર્થીનો સાચોમિત્ર, શ્રેયઃસાધક અધિકારિ વર્ગ શું છે ? બ્રહ્મચર્ય, સુપ્રસ્થાનસ્થિતી, વગેરે અનેક ગ્રંથો આ સત્પુરુષે લખેલા છે. તેમજ શ્રેયસ્સાધક

અધિકારિ વર્ગના પ્રત્યેક ઉત્સવે પ્રકટતા શ્રેણીના ગ્રંથોમાં એ મહાપુરુષના લેખો પ્રધાનપદે છે. એ સત્પુરુષની વાણીમાં તેમજ લેખમાં નૈસર્ગિક અમૃત વ્યાપક છે. આધિ તેમજ વ્યાધિની નિવૃત્તિ સાધવાનું દૈવી સામર્થ્ય એમના જીવનમાં, પ્રવૃત્તિમાં, વર્તવામાં તથા વચનમાં હતું. એમના શરીરમાં વ્યાધિનો ભાસ સાંકેતિક હોય એમ સમજાય છે. એમના લેખોથી, એમનાં વચનોથી અસંખ્ય મનુષ્યોએ જે લાભ અનુભવ્યો છે તે અસંખ્ય ડાક્ટરો કે તત્ત્વવેત્તાઓના સહાયથી પ્રકટ થવો અશક્ય છે.

પૂર્વ કાળમાં ઋષિ આશ્રમમાં રહીને બ્રહ્મચર્યનું પાલન કરી વિદ્યાર્થીઓ જ્ઞાન મેળવતા. પછી ગૃહસ્થાશ્રમ પાળતા. ત્યાર પછી દેહ ધારણનું સાર્થક્ય જણાવનાર તત્ત્વજ્ઞાન મેળવતા. આ કાળે શ્રીમાન્ છોટાલાલ જીવનલાલના સંબંધમાં રહીને વિદ્યાર્થીની દશામાં સ્થિત થઇ, સર્વોત્કૃષ્ટ નિર્મલ ગૃહસ્થાશ્રમને સેવતા અનેક વિદ્વાનો પાક્યા છે. **यमदंड, धर्मध्वज,** સત્ય આ ત્રણ માસિકો શ્રી મહાકાલથી પોષાયલાં છે. શ્રીમત્ છોટાલાલના સમીપમાં આવનાર અનેક વિદ્વાનો, સજ્જનો તેમજ ગૃહસ્થોને એમના સંબંધી જનો, સ્નેહી પુત્રોનાં જ્ઞાન, બુદ્ધિવિભવ તથા દૈવી સામર્થ્યથી આશ્ચર્ય પ્રકટતું.

પ્રયત્નની સર્વોત્કૃષ્ટ કલાને સાધવા, તીવ્ર પુરુષાર્થ પ્રકટાવવા, અપ્રતિમ પર્વતસમ ગાંભીર્ય ધરવા જે બળ જોઇએ તે સર્વ આ મહા પુરુષનાં વચનોમાંથી મળતું અને તેથી અનેક સજ્જનોએ જગતને ચકિત કરે એવું જીવન સિદ્ધ કર્યું છે.

**શ્રી सद्‌गुरु परमात्मा श्रीमन् सिंहाचार्यजी** ભગવાનના પુત્ર શ્રીમત્ **उपेंद्राचार्यजी** ના એઓ પરમ સખારૂપે હતા. શ્રેયઃસાધક અધિકારિ વર્ગના ચતુર્દશી, આષાઢી પૂર્ણિમા તેમજ સાધન સમારંભ વગેરે મહોત્સવોમાં **શ્રીમત્ ઉપેંદ્રાચાર્ય જીવોના તારક મહા પુરૂષ રૂપે સુપ્રસિદ્ધ છે.** તેમ સાધક કોટિમાંથી સિદ્ધ પદે વિરાજતા શ્રીમત્ છોટાલાલ જીવનલાલ પણ એક સરખા જગતના સંમાનનો વિષય હતા.

આ સત્પુરુષ અનેક માસિકો, વર્તમાન પત્રો વગેરેના અધિપતિઓથી સંમાનની દૃષ્ટિથી જોવાતા. એમની લેખિનીનું માહાત્મ્ય ગુજરાતના સર્વ કોઇ સાક્ષરો જાણે છે. આજે મહાકાલ પ્રસિદ્ધ માસિકોમાં પ્રથમ પદે લેખાય છે. એમની પ્રકૃતિમાં અસ્વસ્થતાને લીધે તેમજ આખા શ્રેયઃસાધક અધિકારિ વર્ગની અનેક મનોબલ તથા આધ્યાત્મિક બલને વધારનારી પ્રવૃત્તિમાં એમને મુખ્ય કાર્ય કરવાનું હોવાથી જ્યારે જ્યારે મહાકાલ મોડું પ્રકટ થતું ત્યારે વિદ્વાન્ પ્રજાને એક પ્રકારનો ભૂખમરો લાગેલો છે. જે શાંતિ મહાકાલના પઠનથી, મનનથી પ્રકટતી તે ઉત્તમ ભોજનથી કે લૌકિક આનંદનાં અનેક સાધનથી પ્રકટતી નથી. મહાકાલના અસંખ્ય વાચકોને એ સારી રીતે જ્ઞાત છે. કોઇ પણ લાયબ્રેરી કે વિદ્વાનનું ગૃહ મહાકાલના

અંક વગરનું ભાગ્યેજ હોય છે; કારણ જે શાંતિ સુધા મહાકાલ પ્રસારે છે તે અન્ય વિરલથીજ થાય છે."

શ્રેયઃસાધક અધિકારિ વર્ગનો પ્રચંડ ભાનું આજે અસ્ત થયો છે. વિદ્વાનોની દૈવી સૃષ્ટિને પોષનાર એક અમૃત સાગર સૂકાયો છે. મૃત્યુના પાશમાં સપડાતા અનેક જીવોને બચાવનાર એક સદાશિવ સ્વરૂપ શ્રેયઃસાધક પોતાના મૂલ સ્વરૂપમાં સ્થિર થયા છે. ગુજરાતની ભૂમિમાં જ્ઞાનની ગર્જનાને ગર્જાવનાર સમર્થ સત્પુરુષનો દેહ શમ્યો છે. નૃસિંહ ભગવાનનું દૈવી સામર્થ્ય જે શરીરમાં પૂર્ણ વિલસી રહેલું તે ભગવત્ તનુ આજે લૌકિક સૃષ્ટિમાં લુપ્ત થયું છે.

સ્થૂલ દૃષ્ટિથી એમના જીવનમાં વૈભવ, સુખ સંપત્તિ પૂર્ણપણે હતાં. કુદરતી જીવન ગાળનાર એ સત્પુરુષમાં સ્વભાવ સત્તાનો પૂર્ણ આવિષ્કાર હતો, અને એમની અપ્રતિમ નિર્મલ પ્રવૃત્તિથી જગત્ આકર્ષાઇ એમનાં ચરણમાં પડતું. એમનાં વચનથી કેવળ આકર્ષાઇ લોકો હજારો રૂપીઆ એમના પ્રબોધેલ માર્ગે ખર્ચતા. કોઇ પણ મહારાજ્યના અધિપતિને જે વૈભવ ન મળે તે એમને આવી મળતો. વૈભવ પણ જે સમયે જે રૂપમાં જોઇએ તે રૂપમાં જીવોને મળતો નથી. કોઇ સ્થાને વૈભવથી શ્રીમતો વિદ્વાનોનાં શરીર બગડ્યાં છે. કોઈ સ્થાને અનેક મહા પુરુષો શિષ્યોના સમુદાયમાં રહેવાથી મનોબલ તથા અધ્યાત્મ બલની ન્યૂન કક્ષાને પામ્યા છે. ત્યારે આ મહાપુરુષને પ્રાપ્ત સર્વ બાહ્ય સામગ્રી જોતાં અનેક સૂક્ષ્મ દૃષ્ટિ વાળા વિદ્વાનોને સમજાતું કે જીવન ગળાય તો આવું ગાળવું.

આ મહાપુરુષના દેહાવસાન સમયે મુખ મુદ્રા નિહાળતાં વિરાગ, શાંતિ, ઐશ્વર્ય, ઓજસ્ જાણે એકત્ર કરેલાં હોય તેમ અનેક વિદ્વાનોને ભાસેલું. કપાલપર ભસ્મ ધારણ કરેલી અને પુષ્પની વૃષ્ટિમાં શરીર દૈવી દર્શન આપતું, હતું. પુણ્યબલની પરિપાકાવસ્થાએજ દૈવી મહાપુરુષનાં દર્શન થાય છે, તેમ આ સત્પુરુષના સંબંધને પ્રાપ્ત થનાર મનુષ્યો એમના પ્રત્યેક કાલના સમાગમથી પોતાને અહોભાગ્ય માને છે.

શ્રી શ્રેયઃસાધક અધિકારિ વર્ગના સંસ્થાપક શ્રીમન્ નૃસિંહાચાર્યજી ભગવાન્ ના પરમ કૃપા પાત્ર આ મહા પુરુષ શ્રી છોટાલાલ જીવનલાલના અનંત લેખો એ પ્રજાનું મોટું ધન છે. એ અખુટ ભંડાર વડે જગત્ પોતાના શ્રેયને સિદ્ધ કરો એ શુભેચ્છાસહ લેખની વિરમે છે. અસ્તુ.

---

# राजगीत.

( શા. ચંદુલાલ મોજીલાલ—મુંબાઇ. )

( આજ મેં નિહાળ્યો એક ચમત્કાર ભારી—એ લય. )

જુગ જુગ જીવો તાજ ધરણુ રાજ શિર અમારે,
રાજ શિર અમારે, શિરતાજ શિર અમારે.

હસ્તિનાપુર હિંદરાજ,
શ્રેષ્ટ તાજ ધરણુ કાજ,
નેક નૃપતિના નવાજ,
આજ તાજ ધારે.......................જુગ જુગ.

ધન્ય ! વાહ ! શહેનશાહ,
જ્યોર્જ પાંચમાની ચાહ,
રાજમાત મેરી રાહ,
રોશની વધારે.........................જુગ જુગ

મંગલ મય શો ! પ્રભાત,
શ્રવણુ થતો હર્ષ નાદ,
જય જય જય બાળ સાદ,
તન મન જન ઠારે....................જુગ જુગ.

અચળ રહો રાજ તાજ,
યુગલ જોડ જ્યોર્જ રાજ,
(જેમ) સૂર્ય ચંદ્રનો સમાજ,
જીવન જ્યોત સારે...................જુગ જુગ.

---

# પત્ર વ્યવહારની કળા.

( શ્રીયુત ગોવર્ધન ઇ. પરેલ. બી. એ. )

પત્ર વ્યવહાર એ આધુનિક સમયમાં મનુષ્યના જીવન ઉપર વિવિધ પ્રકારની અસર પ્રકટાવનાર મોટામાં મોટું સાધન છે. બાળક, સ્ત્રી, પુરૂષ, યુવાન, વૃદ્ધ વગેરે સર્વ જાતનાં મનુષ્યોમાં પત્રવ્યવહારની પદ્ધતિ થોડા ઘણા રૂપમાં વ્યાપી ગયેલી જણાય છે.

પત્ર વ્યવહાર હાલના સમયમાં કેટલું અસાધારણ બળ ધારણ કરે છે એ વિચારવાન મનુષ્યને સહજ સ્પષ્ટ થયા વિના રહે તેમ નથી.

પ્રિય વાચક ! તમારા ગામમાં આવેલી પોસ્ટ ઓફિસમાં તમારી કલ્પના શક્તિને પ્રેરો અને ત્યાં શું શું દેખાય છે તેનો શાંતિથી વિચાર કરી જુઓ !

સવાર સાંજ સંખ્યા બંધ ટપાલના કાગળોના થેલા આવે છે અને જાય છે ! હર્ષના, શોકના, પ્રેમના, વ્યાપારના તથા દિલગીરીના સમાચારથી અંકિત થયેલા અનેક કાગળો થોડા કલાકમાંજ નગરવાસીઓમાં ફરી વળે છે અને તેમનાં મન ઉપર વિવિધ જાતની અસરો પ્રકટાવી વિવિધ જાતનાં કાર્યોમાં તેમને યોજી દે છે !

એક પોસ્ટ ઓફિસમાંથી તમારી કલ્પનાને થોડી ક્ષણ ખસેડો અને આખી પૃથ્વીના પ્રદેશનાં શહેરો તથા ગામડાંઓની સંખ્યા તથા તેમાં વસતા લોકોના સમૂહના વિચારમાં તમારી વૃત્તિને થોડી ક્ષણ સ્થિર કરો !

એક મહાન્ આશ્ચર્યની શોધ કરી હોય તેમ એકાએક કલ્પના આટલા મોટા વિસ્તારના વિચારોમાં સ્તબ્ધ થઇ જાય છે ! કેટકી અસંખ્ય પોસ્ટ ઓફિસો દુનીયાનાં શહેરોમાં કામ કરતી નજરે પડે છે ! એક દિવસમાં, એક કલાકમાં, એક મિનિટમાં ( અરે ! ) એક ક્ષણમાં કેટલા જથાબંધ પત્રો જ્યાં ત્યાં આવે છે અને જાય છે !

આખી દુનીયા ઉપર પોતાની પાંખને પ્રસારી ક્ષણે ક્ષણે તેની છાયામાં રહેલાં મનુષ્યોને હર્ષ શોકની વિવિધ લાગણીઓની પવન લહરિઓથી પોષનાર પત્રવ્યવહારના નિયમોનું યથાર્થ જ્ઞાન મેળવી તેની કલાને યોગ્ય અભ્યાસથી સિદ્ધ કરવાની પ્રત્યેક મનુષ્યને અત્યંત અગત્ય છે.

આ કારણથી આ અત્યંત ઉપયોગી વિષયને તેના મૂળ કારણથી હાલના સમય સુધીની સ્થિતિનો ચિતાર આપીને તેના નિયમો તથા દષ્ટાંતોથી ચર્ચવો આવશ્યક ગણ્યો છે.

પત્ર વ્યવહારની પદ્ધતિની શોધ કરવાનું માન સાયરસની પુત્રી એટોસાને આપવામાં આવે છે. પર્શીયન લોકોએ પત્રવ્યવહારની શોધ કર્યાનું ઐતિહાસિક પ્રમાણોથી માનવામાં આવે છ; અને તેમાં પણ એટોસા કે જેના રાજ્યમાં પોસ્ટની રીતિનો ખાસ ઉપયોગ શોધવામાં આવ્યો હતો તેનું નામ તો સુવર્ણ અક્ષરથી સામાજીક રીતિમાં સહાય અર્પવા મારેનાં કાર્યોમાં કોતરાઇ રહેલું છે.

પૂર્વના સેકસન લોકો લાકડાના કકડા ઉપર મીણ લગાવી તેના ઉપર ચિત્ર વિચિત્ર

નિશાનીઓ કાઢી પરસ્પર સમાચાર મોકલતા હતા. આ સમયમાં પ્રેમના પત્રોની ઘણીજ સંભાળ રાખવામાં આવતી હતી અને તેવા પત્રોનો નાશ કરવો એ એક ગુન્હો ગણવામાં આવતો હતો.

જેમ જેમ લોકોનું જ્ઞાન વધતું ગયું તથા નવાં નવાં સાધનો શોધાતાં ગયાં, તેમ તેમ લખવાની પદ્ધતિમાં ફેરફારો થવા લાગ્યા તથા ચાલુ સુધારાના જમાનામાં તો પત્ર વ્યવહાર એ અનેક રીતથી જોતાં મોટામાં મોટું સામાજીક ઉન્નતિનું સાધન થઇ પડ્યું છે.

પ્રિય વાચક ! તમારા ઉપર નિત્ય અનેક જાતના પત્રો આવે છે, પરંતુ તેનો તમે શાંતિથી કોઇવાર વિચાર ભાગ્યેજ કર્યો હશે. તમારા ઉપર આવેલા કાગળોનો આ પ્રસંગે હું તથા તમે બન્ને સાથે વિચાર કરી જોઇએ અને તેમાંથી કેટલા નવા અગત્યના વિચારો મને તથા તમને મળી આવે છે તે જોઇએ !

અહો ! આ લાલ શાહીથી છાપેલું કાર્ડ કોઇ માંગલિક પ્રસંગની કુમકુમ પત્રિકા હોવાનું સૂચન કરે છે ! ખરેખર જુઓ, તેમાં તમારા સ્નેહીના લગ્નના સમાચાર જણાવેલા છે !

વળી આ સાથેનો બીજો પત્ર આમંત્રણ પત્રિકા હોય એમ દેખાય છે. જુઓ તેમાં શું લખ્યું છે ? સાંજના પાંચે જીમખાનામાં રમત ગમતનો મેળાવડો છે, ત્યાં તમને આવવાનું તેમાં આમંત્રણ કર્યું છે.

આ ત્રીજો કાર્ડ કેવા ખરાબ અક્ષરથી ઉતાવળથી લખેલો દેખાય છે ? લીટી વાંકી ચુકી, અક્ષર મંકોડા જેવા, વચમાં શાહીના ડાઘા, સીરનામું પણ અધુરું આ બધું શું બતાવેછે?

અહા ! કેવું વિચિત્ર લખાણ આ માણસ લખે છે ! " દયારામને મળ્યો; કપડાં નવાં તૈયાર પહેરીશ. નોકરીમાં રાખવાનું દયારામ ના પડે છે. દૃષ્ટ સત્તા રક્ષણ કરવાનીજ. ચોપડી પણ વાંચીશ. ખાવાનું નિયમિત હવે ચાલે છે. દયારામ કહે છે કે તમારે ભાષણ આપવાં અને લોકોને સમજાવવા. કેરીગાળો વહેલો પુરો થઇ જશે" ! કેવું અવ્યવસ્થાવાળું લખાણ છે!

આ પત્ર લખનાર માણસનો જો કે મને અનુભવ નથી પરંતુ હું એટલું કહી શકું છું કે તેનો સ્વભાવ બહુ ઉતાવળીયો હોવો જોઇએ તથા તેનું ચિત્ત બહુ અસ્વસ્થ રહેતું હોવું જોઇએ. વ્યવસ્થાપુર્વક કામ કરવાની ટેવ તેનામાં નથી. એમ એની લખવાની રીત ઉપરથી સમજી શકાય છે. તેણે કેવી ઉતાવળમાં પોતાના વિચાર જણાવ્યા છે ?

આ ચોથો કાગળ કોનો છે ? ઉમાપતિ કોણ છે ? અક્ષર કેવા સારા છે ! આ માણસ ફરેલ મનનો હોય એમ દેખાય છે. પરંતુ એક નાના કાર્ડમાં દોઢ બાજુ ઝીણી ઝીણી લીટીઓથી શામાટે ભરી દીધી છે ? મને તો આ માણસ કંજુસ અને દીનવૃત્તિનો લગે છે. કાર્ડ પણ કેવી હલકી જાતનું છે ! ટીકીટના ચાર કકડાને સાથે મુકી એણે ચોંટાડ્યા છે !

પ્રિય વાચક ! આ પ્રમાણે વિશેષ વિચાર કરતાં આપણને સ્પષ્ટ થશે કે અક્ષર ઉપરથી, લખવાની ટેવ ઉપરથી, વિચારથી, વિચારો ઉપરથી તથા સુચના ઉપરથી લખનાર માણસના મન તથા સ્વભાવની કેટલેક અંશે પરીક્ષા થઇ શકે છે.

પત્ર વ્યવહારની પદ્ધતિના પણ નિયમો હોય છે, તે પ્રમાણે તે કળા ખીલવવાથી મનુષ્ય અનેક સજ્જનોનો પ્રીતિ પાત્ર થઇ પડે છે. આ સંબંધના કેટલાક ઉપયોગી નિયમો અત્ર સુજ્ઞ વાચકોને અર્થે આપવામાં આવે છે.

આપણા ઉપર જે જે પત્રો આવતા હોય તે સર્વને જુદા જુદા વર્ગમાં ગોઠવી દેવા. વડિલ તરફથી, આશ્રિત તરફથી, પત્ની અથવા ભગિની તરફથી, મિત્ર તરફથી, વ્યાપારી તરફથી, તથા નવિન પરિચયના મનુષ્યો તરફથી; એવા પત્રના વર્ગ હોય છે. જેના પ્રતિ જેવો જેવો સંબંધ હોય છે તે પ્રમાણમાં તેને ઉત્તર આપવાનો નિયમ હોય છે. ઉત્તર આપવામાં સલાહ આપવાની, દિલગીરી બતાવવાની, ઉત્સાહ આપવાની, અંતરનો પ્રેમ તથા લાગણી બતાવવાની અને નમ્રતા તથા પૂજ્યતના ભાવ જણાવવાની મુખ્ય બાબતો ધ્યાનમાં રાખવાની હોય છે.

ઉત્તર આપવામાં નીચેના નિયમો ધ્યાનમાં રાખવા.

સારા સ્પષ્ટ અક્ષરથી સહેલાઇથી વાંચી શકાય તેવી રીતે સીધી લીટીઓમાં સારા કાગળ ઉપર પોતાના વિચારો જણાવવા; પત્ર લખતી વખતે મનને બીજા તરંગોમાં ગુંચાયલું ન રાખવું. જે જે વિચારો જણાવવાના હોય તે અસંબંદ્ધ રૂપમાં ન જણાવતાં એક પછી એક પગથીયાં ગોઠવ્યાં હોય તેમ બરાબર સંકલનાથી દર્શાવવા. જે જાતના મનુષ્યને પત્ર લખવામાં આવતો હોય તે મનુષ્યના સ્વભાવને, લાગણીઓને, લાભ હાનિને આપણી કલ્પના શક્તિમાં તેટલો વખત સ્થિર રાખવાં. પત્ર લખ્યા પછી પુનઃ વાંચી જવા તથા પોતાના લખાણની તે માણસ ઉપર કેવી જાતની અસર થશે એનો થોડો વિચાર કરી જવો. પ્રત્યેક પત્ર એક એક નિબંધ લખતા હોઇએ તેમ સંભાળથી લખવો, તથા વિચારો વ્યવસ્થા પૂર્વક સારી રીતિમાં ગોઠવીને લખવા.

કોઇને સહજ શંકા થશે કે એક કાગળ લખવો તેમાં આટલી બધી કડાકુટ શા માટે જોઇએ ? પરંતુ તેવા મનુષ્યોએ ધ્યાનમાં રાખવું જોઇએ કે પત્ર વ્યવહારની કળાઓ સિદ્ધ થાય છે તો મનુષ્યની સ્વભાવ-પરીક્ષા કે જેને પાશ્ચિમાત્ય વિદ્વાનો Study of human nature કહે છે તેના સઘળા લાભ તે મેળવી શકે છે.

નાની વયમાં પત્ર લખવાના સારા અભ્યાસ અનેક મનુષ્યો જગતના પ્રસિદ્ધ ઇતિહાસકારો, તત્વવિચારકો અને રાજ્ય વ્યવસ્થાપકોની સ્થિતિએ પહોંચ્યા છે.

પત્ર વ્યવહારની કળા પાશ્ચિમાત્ય દેશોમાં હાલ ઘણા વેગથી ખેડવામાં આવી છે. પત્ર વ્યવહારથી તેઓ વ્યાપાર, હુન્નર, તત્વવિદ્યા, જ્યોતિષ, વિજ્ઞાન, વિવિધ ભાષાઓ, સંગીત, ચિત્ર કળા, આરોગ્ય વિદ્યા, નવિન રમતો વગેરે શીખવે છે. આ સર્વ બાબતો તેઓ પત્રોમાં એવા ટુંકા રૂપમાં સ્પષ્ટ રીતે સમજાવે છે કે અભ્યાસકને આશ્ચર્ય થયાવિના રહેતું નથી. પત્ર વ્યવહારને તેની સામાન્ય સ્થિતિમાંથી તેઓએ 'ચર્ચાપત્રો'ની ભૂમિકામાં સ્થાપી દીધો છે.

કેટલાક માણસો એવી ફરીઆદ કરે છે કે અમારાથી લાંબા પત્ર લખી શકાતા નથી. આવા મનુષ્યો માટે નીચે દૃષ્ટાંત આપવામાં આવે છે. " તમારા સ્નેહનું વારંવાર સ્મરણ થાય છે કે તમારા ગંભીર વિચારોને સરળરૂપમાં સમજાવવાની વાત કરવાની રીતનું મને વારંવાર અનુકરણ કરવાનું મન થાય છે. " આવું વાક્ય અથવા એથી સામાન્ય વાક્યનો સહજ વિસ્તારથી ઉત્તર આપવો એ કાર્ય બહુ કઠિન નથી. પ્રથમ એ વિચારી કાઢવું કે વાક્યનો મુખ્ય મુદ્દો કયો છે ? " સ્નેહ " અને " વાત કરવાની રીત " એ બે બાબતોનો ઉત્તર લખવાનો છે એમ નક્કી કર્યા પછી તે બાબતો સંબંધી નિયમિત વિચારો

ગોઠવી કાઢવા. કોઈ દૃષ્ટાંત ગોઠવી તે દ્વારા આપણા સ્નેહીને મુખ્ય બનાવી આપણે ગૌણ સ્થિતિ ગ્રહણ કરવી. ઉપરના વાક્યના જવાબમાં નીચેના મુદ્દાઓ ઉપર સહજ વિસ્તારથી લખી શકાય.

" મારામાં રહેલો સ્નેહ દીવામાં રહેલા તેલ જેવો છે. તમારા મન રૂપી બત્તીથી મારા સ્નેહને આકર્ષી તમે પ્રેમજ્યોતિનો પ્રકાશ પ્રકટાવેલો છે. મારો સ્નેહ શાંત સ્થિતિમાં માત્ર પડીજ રહે છે; પ્રેમજ્યોતિને પ્રકટાવવામાં તમારોજ પ્રયત્ન સ્તુત્ય અને મુખ્ય છે. મારી વાત કરવાની રીત મેં ક્યાંથી મેળવી ! તમે પ્રકટાવેલી પ્રેમજ્યોતિના પ્રકાશથી મેં જનસ્વભાવ રૂપી જે જે પુસ્તકો વાંચ્યાં તેનુંજ માત્ર એ પરિણામ છે. "

આ પ્રમાણે સામાન્ય બાબતોમાંથી મુખ્ય મુદ્દા શોધી કાઢી તે ઉપર મતિ દોડાવી તેમાંથી ઉત્તર આપવાનો પ્રયત્ન કરવો.

' ચર્ચાપત્રના ' રૂપમાં લખાતા પત્રો કેવા હોય છે તેના નમૂના તરીકે મારા પર આવેલા પત્રનાં કેટલાક વાક્યો હું અત્ર દર્શાવું છું:—

" લક્ષ્યરૂપે શું સ્થાપ્યું ? એ સંબંધી તો એમ લાગે છે કે મનુષ્યને લક્ષ્ય અને પરમ લક્ષ્ય બે હોવા ઘટે છે. જે સ્થિતિમાં હાલ છીયે તેના કરતાં તત્કાલ કર્તવ્યથી સિદ્ધ કરાય એવી એક ભૂમિકા તેને આપણે લક્ષ્ય કહીશું અને અંતિમ પ્રાપ્તવ્ય અથવા છેવટનું નિશાન તેને પરમલક્ષ્ય કહીશું. × × × × તેને માટે કેટલા વેગથી સાધન સાધવાં એવું વેગમાપક કોઇ યંત્ર નથી. × × ×' સાધનમેં સાધન જો ઘડીકો વિચાર સૌ તો એકાંતમેં બયઠ હમ निशदिन कीयो है ' એ ઇષ્ટવચનથી સાધનનો સમય નિશદિન અર્થાત્ અખંડ કરે છે. × × × × 'सतु दीर्घकाला नैरन्तर्य सत्कारा सेवितो द्रढ भूमिः' એમાં પણ નૈરંતર્યનેજ પ્રધાનપદ આપ્યું છે. × × × ગુરુપુણી સાધકોને એટલું વિશેષ હોય છે કે પ્રત્યેક લક્ષ્યમાં તે સદ્ગુરુ વા ઇષ્ટને સમર્થ સહાયક તથા નેતારૂપે સ્થાપે છે, અને ' હા હા હા નરસિંહ એ સમજ્યો તું મુખ્ય હું ગૌણ છું" એ ભાવ તેની વૃત્તિમાં અખંડ કાયમ રહે છે."

આ પ્રમાણે ચર્ચાપત્રના રૂપમાં લખાતા પત્રો છેવટે લખનારને ઉત્તમ લેખક અથવા વક્તા બનાવે છે.

કેટલાક લોકોને કવિતામાં પત્ર લખવાનો શોખ હોય છે; આ લખવામાં સમય હદ કરતાં વિશેષ ન ખરચે તેમ એ સાચવવાનું હોય છે.

જે જે વાચકોને આ પત્ર વ્યવહારની કળાનો સંપૂર્ણ અભ્યાસ કરવા વેગ પ્રકટતો હોય તેમણે નીચેનાં જણાવેલાં થોડાં પુસ્તકો અવલોકવા શ્રમ લેવો.

" શ્રી સન્મિત્રનું મિત્રપ્રતિ પત્ર. "

મહાકાલમાં પ્રકટેલા 'યોગિની' નાં પત્ર.

" Letters of queen Victoria " Vols. 1, 2, 3.

" Kamala's letters to her husband ".

" Beeton's Letter writer ".

દરેક કાર્ય યોગ્ય પ્રકારે નિયમોનું જ્ઞાન મેળવવાથી તથા તે નિયમોપૂર્વક આચાર કરવાથી સિદ્ધ થાય છે. આ કળા સિદ્ધ કરવા માટે પણ પ્રિય વાચક ! તમારા ઉપર જે પત્રો અઠવાડીએ અથવા પખવાડીયે આવતા હોય તેના ઉતાવળ વિના શાંત ચિત્તથી બુદ્ધિ દોડાવી ઉત્તર આપવાનોજ નિયમ રાખશો તો થોડા અભ્યાસથી તેના અનેક લાભ તમને પ્રાપ્ત થશેજ.

---

# उत्तरोत्तर प्रयाण.

( શ્રીજયકૃષ્ણ ગંગાદાસ ભક્ત સુરત )

વિદ્યાર્થીઓ માટે અભ્યાસક્રમના વર્ગો છે તેમ ચારિત્ર્યની ઉચ્ચતાને સૂચવનાર વર્ગો પણ હોવાની જરૂર છે. જો સર્વોત્તમ ચારિત્ર્યવાળા ભિન્ન ભિન્ન મનુષ્યો વા દેવો લક્ષબિંદુ રૂપે હોય છે તો પુરુષાર્થ સાધવાની વૃત્તિવાળા મનુષ્યોને તીવ્ર પુરુષપ્રયત્ન સાધવા વેગ પ્રાપ્ત થતો રહે છે. અને એવા પુરુષોત્તમો આ વિષયમાં પ્રયત્ન કરનારને મળી આવે છે. જેમ મનુષ્યનો પ્રયત્ન ઉચ્ચ, જેમ તેની સાવધાનતા વધારે, જેમ તે અંતરાત્માની ઉપરી આજ્ઞાઓને વિશેષ શુણે છે તેમ તેના ઉચ્ચતર વિકાસ માટે હેતુઓ સર્વતઃ રચપાતા ચાલે છે. સિદ્ધોનાં દર્શન તેમને થાય છે. અને દીવાદાંડી જેમ સમુદ્રપર પ્રવાસ કરનારને વિકટ જોખમકારક માર્ગથી સાવધાન રાખે છે તેમ તેવા પુરુષાર્થશાલી સર્જનો મનુષ્યને ઉચ્ચ જીવનનો આસ્વાદ કરવા ઉદ્યમી કરે છે.

વિષયોની આસક્તિ મનુષ્યને ઉચ્ચ વધવામાં પ્રતિબંધરૂપ છે. જીવન નિષ્કલંક ગાળો. નિર્દોષ બનો. અંતરાત્માનો ઠપકો ન મેળવો. આચાર શુદ્ધ સાધો. અંતરમાંથી સ્ફુરતી ઉપરી આજ્ઞાઓને અનુસરો. સાહસે श्रीः प्रतिवसति એ વચનને વિસ્મૃતિ પટમાં ન સ્થાપો. બળ કરીને વધો. અને તમને યોગ્ય ઉત્તેજન આપનાર પ્રસંગો, વ્યક્તિઓ સ્વતઃ ઉદ્ભવશે.

મનુષ્યોએ લપાઇને કે દબાઇને બેશી રહેવાનું નથી. એકની એક સ્થિતિમાં ભરાઇ રહેવાનું નથી. ધનની સામાન્ય પ્રાપ્તિથી તૃપ્ત રહેવાનું નથી. શરીરબળની ઉત્તરોત્તર કલા ઉચ્ચ કરવી ઘટે છે. મહાપુરુષોનાં શરીર ચીમળાયલાં કે દુર્બળ હોતાં નથી. શરીરનું સ્વરૂપ પ્રતાપી હોવું ઘટે છે. રગે રગમાં ઉત્સાહ હોવો ઘટે છે. ખાવાપીવાના પદાર્થો નકામા છે, સુખ ભોગનાં સાધનોમાં ભેળવાવું નહીં એ વિચારો પણ ખોટા છે. સ્થૂલ શરીરને પોષણ અન્નવડે મળે છે. તેમ કબાટ, ખુરસી, ટેબલ, ચોપડાં વગેરે વસ્તુઓ, કપડાં, સુંદર કોટ, ધોતીયું, પાઘડી કે ટોપી વગેરેની પણ જરૂર છે. આ સર્વ વૈભવ વડેજ મનુષ્યત્વ દીપે છે. સાધુબાવાની ઝુંપડી જેવી અવસ્થા યોગ્ય નથી જ. વિષયોની આસક્તિ હોય છે એમ જે કહ્યું છે તે એટલાજ માટે કે ઉતરતા વિષયો વા ભોગસાધનો મેળવીને ઉચ્ચ મેળવવાના અવકાશને ખોવો એ દોષરૂપ છે.

શરીરબળ સાધવું એ ઠીક છે પણ મનોબળ અંતઃકરણની શક્તિઓ, સ્મૃતિ-વૃત્તિ, ગ્રહણ શક્તિ, ધારણાબલ વગેરે દૈવી સામર્થ્યો વધવામાં અંતરાયરૂપ થાય એવા પ્રસંગો સ્વીકરણીય નથી. શરીર નીરોગ હોય, જઠર સુધરેલું હોય, પાચનસામર્થ્ય વધ્યું હોય, તો પછી શરીરની કાળજીમાં ભરાઇ રહેવું અને મનની ગુપ્ત અનેક શક્તિઓને ખીલવવાના

પ્રસંગોનો અનાદર કરવો એ ખોટું છે. માનસ શક્તિઓ ધારણાથી વધે છે. યોગ્ય કસરત અને જઠર જીરવે એટલો સૂક્ષ્મ આહાર સેવવાથી મનની શક્તિઓ વિકાસ પામતી રહે છે. ખાધા પછી વિચાર શક્તિમાં મંદતા પ્રકટે છે. આપણું કોઇ કને પૈસાટકાનું માગણું હોય તો તેના હિસાબની બાબતમાં પણ ટંઘક દીધું મૂકવાનો વેગ રહે છે, કોઇ સર્જન સાથે હિસાબ સમજવાનો હોય પણ જો તે કંઇ આતિથ્ય કરે તો આતિથ્ય મેળવનાર કેટલેક અંશે નમતું મૂકી દે છે. માટે ખાધાપછી થોડો સમય વિશ્રાંતિનો રાખવો. અને એકાદ કલાકમાં યોગ્ય સ્ફુર્તિ, જાગૃતિ આણનાર હરવા ફરવાનું રાખવું.

મનનું સામર્થ્ય જેમ તેનો ભટકવાનો વેગ ઘટે છે તેમ વધે છે. આથી મનને સ્થિર કરનાર ધારણામાં થોડો કાળ રાખવું. અંતઃકરણમાં સ્વાર્થબુદ્ધિ, કાપટ્ય, એકલપેટાપણું વગેરે દોષનું ભાન થાય તો તે દોષની નિવૃત્તિ સાધવી. સદાએ ચહેરો ગ્લાનિવાળો રાખનાર અંતઃકરણનો કુટિલ, વક્ર સ્વભાવ છે. આ કુટિલતા સર્પ જેવી છે. અંતઃકરણના દોષો મુખપર પણ ઠરી રહે છે. માટે કુદરતી સ્ફુરણ અંતરમાંથી થાય તે પર પથરો મૂકવો નહીં. પણ એ આંતરસ્ફુરણને અનુસરવું અને અંતરાત્મા આપણને કયાં લઇ જાય છે તે જોવું, હાનિ છેજ નહીં. કુદરતનું સામર્થ્ય અકળ છે.

બીજાનો પ્રયત્ન અને ઈશ્વરની ઉદારતાનું, આપણે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઇએ. અમુક આપણાથી વધી ગયા અને આપણે પાછળ રહી ગયા એવા સ્ફુરણને અનુભવતાં આપણા પ્રયત્નમાં કચાશ કયાં કયાં છે તે તપાસવું. પ્રકૃતિનાં સ્વરૂપ સમયને અનુસરી બદલતાંજ રહેવું. જ્યાં જ્યાં દેવતાઈ સ્વરૂપ લાગે ત્યાં ત્યાં નિર્દોષતા, નિષ્કલંકપણું પ્રકટાવવું. પુનઃ પુનઃ યત્નો સેવવા. અંતરમાંથી આત્મા કલ્લોલ કરે છે—તે કહેતાં થાકતો નથી અને આપણે તેવા યશોવર્ધક યત્નો કર્યાજ કરવા.

શારિરબળ કરતાં મનોબળ શ્રેષ્ઠ છે અને તે બળ કરતાં હૃદયબળ શ્રેષ્ઠ છે. પ્રત્યેક બળને ઉન્નત કરવું ઘટે છે. શરીર છેક ઘસાઇ જાય તે ઠીક નથી સામાન્ય શુષ્કતા પ્રકટે અને તેના બદલામાં Hudsou Delphi કે Upton Sindair જેવા વીર પુરુષ થવા બળ મળે તો તે વંદ્ય છે. શેકસપીયર, મિલ્ટન કે વાલ્મીકિ જેવા થનાર મનુષ્યનો જન્મ સફળ કે સો પચાસ વર્ષજ ખ્યાતિને પામનાર અન્ય અગ્રપ્રમુખ મનુષ્યોનો જન્મ સફળ ?

વકીલ, ડાક્ટર, બેરિસ્ટર, પ્રોફેસર વગેરે પદથી કોઇ તૃપ્ત રહે છે ત્યારે કોઇ સજ્જન આઠ દશ હજાર કે લાખ મનુષ્યોને સન્માર્ગમાં સ્થાપનાર પદને મેળવે છે. કસોટીના પ્રસંગો ભોગવનાર પ્રસંગો મનુષ્યોને સંખ્યાબંધ મળે છે, એ જ પ્રસંગોમાંથી તરીને આગળ આવનાર સત્પુરુષ હિમાલયની ટોચપર ચઢેલો માલમ પડે છે. શિખરસ્થિત, કૂટસ્થ મનુષ્ય પોતે જ બને છે અને રસ્તામાં રખડતો, રગદોળાતો પણ તેજ બને છે. જે જે પ્રસંગો આપણને નીચ પદમાં આણનાર છે તે સર્વને લાત મારો.

હજારો ગૃહોમાં તમારા યશ ગવાય તેવાં વર્તનને સેવો. કોઈ પણ સ્થળે દોષનું પાત્ર ન બનો. શોધી શોધીને સ્ખલનને દૂર કરો, જ્યાં ઉદારતા પ્રકટાવવી ઘટે ત્યાં સંકોચ ન સેવો. જ્યાં યાચક થવું સફળ લાગે ત્યાં મિથ્યા સાવધ ન રહો. જ્યાં પ્રેમ પ્રસરાવવો ઘટે, તન, મન, અને ધન અર્પવા ઘટે ત્યાં કૃપણતા ન પ્રકટાવો.

જ્યોતિશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા, સંગીતશાસ્ત્ર વગેરે વિવિધ શાસ્ત્રોમાં નિપુણતા પ્રાપ્ત કરો. હજારો મનુષ્યોના નેતા થાઓ. તેમના હિતને અર્થે તમારું જ્વલંત દૃષ્ટાંત આપો. ઉન્નતિનાં કારણો રચો. સંગીન કારણો જમાવો. સો દિવસનું કાર્ય એક દિવસના તપશ્ચરણથી ઉપજતું હોય તો તેવું તપશ્ચરણ રોજ જ સેવો. વાલ્મીકિ, રામચંદ્ર ગૌતમબુદ્ધ, શંકરાચાર્ય વગેરેને યુગના યુગપર્યંત લોક સ્મરે છે તેમાં હેતુ શો છે? ભીલપણું ટાળી દેવત્વ શી રીતે ઉપજાવ્યું? હજારો રાક્ષસોને હણવાનું બળ શારીતે મેળવ્યું? પ્રજામાંથી હિંસાને શી રીતે નિવૃત્ત કીધી? શંકરાચાર્યે પ્રજામાં વીર્ય તેજસ્ તથા અદ્વૈતભાવના શી રીતે પ્રકટાવી? આ સર્વ હેતુપ્રતિ વૃત્તિને વાળો. તમને કુદરતી રીતે અનેક ઉપવાસની જરૂર જણાય અને તે દ્વારે માનસ સામર્થ્યની સર્વોત્તમ કલા સાધવા અનુકૂલતા મળે તો પાછીપાની ન કરશો. ભવભૂતિ કે કાલિદાસ જેવા બનો અથવા કપિલ, કણાદનું સ્મરણ જગતને કરાવો. ભિન્ન ભિન્ન દિશાના સર્વોત્તમ પ્રયત્નો સાધો. જ્યાં ભિક્ષા માગવી યોગ્ય લાગે ત્યાં તેમ કરો. જ્યાં કઠોર વચન સુણવા યોગ્ય લાગે ત્યાં તેમ કરો, જ્યાં સખત થવું હોય ત્યાં નિર્ભયપણે સખત થાઓ. જ્યાં દીન દાસવત્ થવાની જરૂર લાગે ત્યાં તેવા થાઓ, જ્યાં વિવિધ-સ્થાને વિચરણથી લાભ લાગે ત્યાં તેવો યત્ન સેવો. જ્યાં સ્નેહબદ્ધ બંધુ થઈ, સુખ દુઃખના વિભાગી થવાની જરૂર હોય ત્યાં તેમ વર્તો. જ્યાં વૃત્તિનો સ્વતંત્ર સ્વભાવ પ્રકટાવવો યોગ્ય લાગે ત્યાં તેમ કરો. રાજા રામચંદ્રની પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન પ્રસંગે ભિન્ન ભિન્ન પ્રકારની હતી તેથીજ તેમનું ઉત્તમ ચારિત્ર્ય અનેકનો ઉદ્ધાર કરતું ગવાય છે, ગૌતમબુદ્ધ, શંકરાચાર્ય તેમજ આ કાળે વલ્લભ, સહજાનંદ તથા નૃસિંહાચાર્યનાં જીવન તપાસો. કુદરતે તેમને જે સ્થિતિમાં મૂકેલા તે સ્થિતિમાં તેમણે એવા યત્નો સેવ્યા કે તેમના વર્તનની ભવ્યતા પ્રજામાં સ્થપાઈ ગઈ. આ સર્વ મહાપુરુષોનાં જીવનમાંથી તમારે માટે યોગ્ય વિકાસનો માર્ગ મળીજ આવશે. એ સર્વ દૃષ્ટાંતો વૃત્તિમાં ઠરવો અને તમારી નૌકા ઉચ્ચતર વેગે અંતરાત્મજ્યોતિના પ્રકાશે અગ્રે અગ્રે ચલાવો. પૈસા જાય તો ડરશો નહીં. ઉજાગરા કરવા પડે તો સંકોચને સેવશો નહીં. માઈલોના માઈલ ચાલવું પડે તો ધૈર્ય સેવશો. કઠિન સ્વભાવના, તામસી ગણાઓ તો નિશ્ચિંત રહેશો. અંતરાત્માનો ઠપકો મેળવશો નહીં. બહારનું કોઈ મનુષ્ય ગમે તે કહે તોપણ અંતરાત્મા જે કહે તેપર વિશેષ લક્ષ રાખશો. ભાસ્કર ભગવાન્ જેવા પ્રકાશને સર્વત્ર વિસ્તારો. અંતઃકરણના મળ અંધકાર વગેરેને નષ્ટ કરો. ખૂણે ખોચરે ભરાયેલા વ્યાધિને નિવૃત્ત કરો, સર્વાંગે નિરામય બનો તમારું પોતાનું જ્વલંત દૃષ્ટાંત આપો.

પ્રત્યેક ક્ષણે પ્રત્યેક સ્થળે સંગીન કાર્ય કરો. જ્યાં હો ત્યાં સર્વોત્તમ કાર્ય કરો. ઢીલું અંતઃકરણ બીકણ ન કરો. તમને દૈવી સ્વર સંભળાય તેને ઓળખો આચારમાં મૂકો. અન્નજળની વિમુખ થવું પડે, ઉપવાસ કરવા પડે, ફળાહારપર ચલાવી લેવું પડે, દૂધપર જ રહેવું પડે તો તેમ કરો પણ ઉન્નતિને પગથીયે ઉત્તરોત્તર ચઢો. દિવસમાં ચાર પાંચ વાર ચાહ પીને ચલાવી લેવું પડે અને તે રીત્યા વર્તતાં કોઈ ઉચ્ચ મનોબલ પ્રકટે, કોઈ ઉચ્ચ પ્રકારની જીવન સિદ્ધ થાય, ચારિત્ર્યમાં ભરાયલા શુભ દોષોની નિવૃત્તિ થાય તો પાછી પાની ન કરો.

કોઈ મનુષ્ય સો મનુષ્યમાં પૂજાય છે. કોઈ સહસ્રમાં ત્યારે કોઈ લક્ષમાં પૂજાય છે.

કોઇના વાસ્તવ સ્નેહી પાંચ હોય છે ત્યારે કોઇના પચાસ હોય છે. કોઇ પાંચ સાત સજ્જનોમાં હિતને સાધનાર હોય છે ત્યારે કોઇ સહસ્રનાં હિતને કરનાર હોય છે. **भवोऽपि लोकाभ्युदयाय** એ વચન પ્રમાણે અનેક સજ્જનોના સંગીન હિતને સાધનાર નીવડો.

મિથ્યા ઉપાધિને નિવૃત્ત કરો. સંપત્તિને વધારો, ચારિત્ર્યમાં નવીન નવીન ઘુતિઓ પ્રકટાવો. સ્વાતંત્ર્ય, નિસ્વાર્થ, ઔદાર્ય, સામર્થ્ય, સ્ફુર્તિ, પ્રકાશ, તેજસ્, પ્રતાપ વગેરેને નૈસર્ગિક પ્રકટાવો.

---

# સાંધાની કસરત.

શારીરિક વિકાસ માટે પગના આંગળાને હસ્તની અંગુલિવડે અડકવું એ કસરત ઘણી લાભજનક મનાય છે. આ કસરત વખતે ઘુંટણને બીલકુલ વાળવા નહીં.

કેટલાક મનુષ્યોના હાથ લાંબા હોય છે તેમજ સાંધાઓ ઢીલા હોય છે તેઓ શરૂઆતમાં કોઇ પણ કષ્ટવગર આ કસરત કરી શકે છે. ત્યારે કેટલાક મનુષ્યોના હાથ ટુંકા હોય છે અને પગ પણ પ્રમાણમાં લાંબા હોય છે તેમનાથી આ કસરત મહા કષ્ટે કરાય છે.

ઈંગ્લંડનો પ્રસિદ્ધ મલ્લ મિ. બ્રાઉન આ કસરત સંબંધમાં જણાવે છે કે પગને બરોબર સાથે ગોઠવો. હાથને માથાપર લાવો. ત્યાર પછી ઉતાવળે શરીરને વાળશો નહીં, તેમજ હાથને લટકતા મૂકશો નહીં. પણ ધીમે ધીમે હાથને પગનાં આંગળાં તરફ વાળો. જેટલા નીચે પહોંચાય તેટલા પહોંચો, પછી ઉભા થઈ જાઓ. ધીમેથી. ઉતાવળ ન કરશો.

ઉભા ટટાર થયા પછી કેડમાંથી શરીરને એક બાજુએ લટકાવો. તેમજ ધીરે રહીને બીજી બાજુએ વળો. આ કસરતથી સાંધાઓ નરમ થાય છે. તેમજ પગો, પીઠ અને ખભાના સ્નાયુઓ વિકાસને પામે છે.

આ કસરત પ્રત્યેક યુવાન્ સ્ત્રી તેમજ યુવાન્ પુરુષે કરવા જેવી છે.

---

જા. ગાં. ભટ્ટ.

# મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર.

( આનંત મૂર્તિ. )

આ મહા પુરૂષ ઈ. સ. ૧૮૧૮ માં કલકત્તાના પ્રખ્યાત ટાગોર કુટુંબમાં જન્મ્યા હતા. યોગ્ય સમયે મનુષ્યના હિત અર્થે પરમાત્મા મહા પુરૂષોને જન્મ આપે છે, એ સિદ્ધાન્તના તે જ્વલંત નિદર્શનરૂપ હતા.

રાજા રામમોહનરાયે બંગાલામાં જે ધાર્મિક સુધારણા આરંભી હતી તે યોગ્ય નેતાના અભાવે શૈથિલ્યને પામી હતી. બ્રહ્મોસમાજ પણ વિરોધી બલોના પ્રભાવથી ટકવી મુશ્કેલ જણાતી હતી. આ સમયે બંગાલામાં ધર્મનેતાની આવશ્યકતા સ્પષ્ટ પ્રદર્શિત હતી. કૃપાળુ પરમાત્માએ આ કાર્ય દેવેન્દ્રનાથને સોંપ્યું.

તેમના પિતા દ્વારકાનાથ ટાગોર ધનાઢ્ય તથા સુશિક્ષિત વ્યાપારી હતા. તે ( કલકત્તા મંડળમાં ) આગેવાની ભરેલો ભાગ લેતા. રાજા રામમોહનરાયને ધાર્મિક સુધારણાના કાર્યમાં તેમણે ઉદાર આશ્રય આપ્યો હતો.

દેવેન્દ્રનાથમાં તેમના ઉચ્ચાગ્રહી પિતાના સર્વ શુભ ગુણો સ્વાભાવિક ઉતરી આવ્યા હતા. બાલ્યાવસ્થામાં તેમનો ધાર્મિક તથા આત્મિક પ્રભાવ ભારેલા અગ્નિની માફક અપ્રકટ હતો. તેમના વિદ્યાર્થિજીવનમાં તેનો આવિષ્કાર થયો નહતો.

ઈ. સ. ૧૮૪૨ માં તે બ્રહ્મોસમાજમાં જોડાયા. તે સંસ્થામાં સુધારણા કરવા તેમણે અથાગ પરિશ્રમ કર્યો. તેમાં તે વિજયી પણ નીવડયા. ઈ. સ. ૧૮૪૫ માં આ સંસ્થામાં બે મહાન્ મતભેદ થયા. એક પક્ષનો અભિપ્રાય એમ હતો કે વેદ ઇશ્વરપ્રણિત છે; બીજા પક્ષનો અભિપ્રાય આથી વિરૂદ્ધ હતો. આ વિષયનો નિર્ણય કરવા, વેદાભ્યાસ કરવા, ચાર બ્રાહ્મણોને બનારસ મોકલ્યા. કેટલાંક વર્ષે તે અભ્યાસ કરી આવ્યા ત્યારે તેમણે પ્રકટ કર્યું કે વેદ ઇશ્વરપ્રણિત નથી. બ્રહ્મસમાજના અનુયાયીઓ અર્થે તેમણે વિચાર, તર્ક તથા વિજ્ઞાનને આધારે "બ્રહ્મોધર્મ" નામનું પુસ્તક રચ્યું.

ઈ. સ. ૧૮૪૯ માં તત્ત્વબોધિની સભા તેમણે સ્થાપી તથા તેમાં પ્રકટ પામતા વિચારોનો પ્રચાર કરવા તેનું મુખ પત્ર પ્રકાશવા આરંભ કર્યો. આ પત્રમાં ધાર્મિક, વૈજ્ઞાનિક, તથા તાત્ત્વિક વિચારો ચર્ચાતા હતા. બંગીય સાહિત્યમાં આ પત્રથી નવીન પ્રકાશ પડયો; એટલુંજ નહિ પણ અક્ષયકુમારદત્તના આધિપતિપણા નીચે તે જ્ઞાનવૃદ્ધિના માર્ગમાં એક અનુપમ સાધન થઇ પડયું. આથીજ બંકીમચંદ્ર તથા અન્ય વિદ્વાનોને બંગોદર્શન તથા નવજીવન આદિ પત્રો પ્રકાશવા ઉત્સાહ પ્રેરાયો.

સુધારક કેશવચંદ્રસેન મહર્ષિ દેવેન્દ્રનાથના શિષ્ય હતા. કેશવચંદ્રસેનને તેમનો જૂના વિચારો તરફ આગ્રહ રૂચિકર ન લાગવાથી લાંબો સમય તેમનો ગુરૂશિષ્યનો સંબંધ ટક્યો નહિ. તે તેમનાથી છુટા પડયા. ધાર્મિક વિષયના વિવેચક તરીકે દેવેન્દ્રનાથ અદ્વિતીય હતા. તેમનાં વ્યાખ્યાન જ્ઞાન તથા સત્યથી પૂર્ણ હતાં એટલુંજ નહિ પણ દંભરહિત સરલ તથા શુદ્ધ હોવાથી અંતઃકરણને અસર કરે એવાં હતાં. વક્તૃત્વતો તેમનામાં સ્વાભાવિકજ હતું. તેમના ઉપદેશથી ઘણા પુરૂષો સન્માર્ગાનુગામી થયા. તેમની અંતઃશુદ્ધિ તથા માનસધૈર્ય અતિ ઉચ્ચ હતાં. યુનીઅન બેંકે દેવાળું કહાડયું ત્યારે તેમને ઘણી ખોટ ગઇ. આ બેંકનું દેવું પોતાને માથે લેવાની તેમને લેશ પણ આવશ્યકતા નહતી તોપણ ઉચ્ચાગ્રહી થઇ તે સ્વિકાર્યું. બેંકને નામે તે દેવું હતું. તે તેમનું પોતાનું નહતું. તે અસ્વિકાર કર્યો હોત તો ચાલત. કોઇ તેમને કંઇ કરી શકત નહિ.

પોતાના ઉચ્ચાગ્રહને વળગી રહી તેમણે નિસ્વાર્થ ઉપાધિ ધારણ કરી. આ મહર્ષિપણું સત્યાગ્રહ ટકાવવામાં અનેક વિપત્તિ આવે તેનાથી અડગ અચલ રહી સત્ય પ્રેમ જાળવવો એજ મહાપુરૂષોનું વિરલ વૃત્ત છે. દેવાના બોજામાં આવી પડયા છતાં તેમણે ધૈર્યનો ત્યાગ કર્યો નહિ. સુવ્યવસ્થા તથા કરકસરથી સઘળું દેવું તેમણે પતાવી દીધું. તેમના મહાન્ નૈતિક બલથી તેમના વિરોધીઓમાં પણ સદ્ભાવ ઉત્પન્ન થયો. તેમના અનુયાયીઓ તો તેમને પૂજતા. કોઇ પણ વ્યક્તિને જે પદ નથી અપાયું તે પદ પ્રજા તરફથી તેમણે પ્રાપ્ત કર્યું. તે મહર્ષિ કહેવાવા લાગ્યા.

વૃદ્ધાવસ્થામાં પણ ઘણા યુવકો તેમના સત્સંગનો લાભ લેઇ તેમના ઉચ્ચ જીવનદ્વારા સન્માર્ગાનુગામી થતા. તેમનો ગૃહસ્થાશ્રમ પણ તેટલોજ સુખપ્રદ નીવડયો.

સત્ય, પ્રમાણિકતા, ધૈર્ય તથા આર્જવથી તે અલંકૃત હતા. બ્રહ્મોસમાજને જીવન દેનાર તે અડગ સ્તંભ હતા.

તેમનામાં ગોપનશીલતા, કાર્યકારણ વિચાર, અંતઃસ્ફુરણ, ઇચ્છાગ્રહ આદિ ગુણો આવિર્ભાવને પામ્યા હતા. તેમના નેત્ર તથા દૃષ્ટિ ઉચ્ચત્વનું ભાન કરાવનાર તથા આકર્ષક હતાં. સંતનો તેમને શોખ હતો. વાણી મધુર તથા મોહક હતી. મનુષ્યના અંતઃકરણને ઉચ્ચ ગુણોથી આકર્ષી સદુપદેશદ્વારા તેમને સન્માર્ગાનુગામી કરવા તે આ ભૂમિપર આવ્યા હતા.

---

# पूर्व अने पाश्चिम.

## અનુભવો.

( પંડિત ફતેહચંદ કપુરચંદ લાલન. વીલાકુકી, મેન્ટોન, ફ્રાન્સ. )

---

આ અનુભવો આખા પૂર્વ અને પશ્ચિમને લાગુ પડે છે એમ લેખકનું માનવું નથી કારણ કે લેખકે પૂર્વમાં કેવળ હિન્દનો કેટલોક ભાગ અને પશ્ચિમ યુરોપ અને અમેરિકાના કેટલાક ભાગો જોયા છે. તથાપિ આ અનુભવો હિન્દના વાચક બાંધવોને આપવાનો હેતુ એ છે કે જો તે યથાર્થ હોય તો મ્હારા હિન્દીઓને કેટલું પશ્ચિમ પાસેથી શીખવાનું છે અને કેટલું પશ્ચિમને શીખવવાનું છે, તેમજ કેટલું શીખેલું ભુલવા જેવું છે અને કેટલું નહીં શીખેલું ઉમેરવા જેવું છે, તે માલુમ પડી આવે અને આ અનુભવમાં ભુલ હોય તો મ્હારે તેમાં સુધારવાનું બને, કારણ કે હવે ' પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમ ' એમ રહેવાનો સંભવ નથી, પરંતુ તેમના સત્વર લગ્ન પણ થાય, લગ્ન થયા પછી રોજ સ્ત્રી પુરુષને લડવું પડે તેમાં ઉભયને સારું નથી. આટલી પ્રસ્તાવના વાચક બાંધવોએ ધ્યાનમાં રાખી નીચેની તુલનાપર નજર કરવા કૃપા કરવી. (આ તુલનામાં કોઇ કોઇ સ્થળે એ તુલનાનું સમતોલ પણું કર્યા છે તે પણ લેખકને જ્યાં સૂઝ્યું છે ત્યાં જણાવી દીધું છે. )

પૂર્વમાં હમણાં અસ્ત છે, પશ્ચિમમાં ઉદય છે, પરંતુ સૂર્યનો પ્રકાશ સર્વત્ર છે, પૂર્વ હાલ નિર્બળ છે, પશ્ચિમ હાલ સબળ છે, પરંતુ મનુષ્યમાં બળ છે.

પૂર્વ નિવૃત્તિમય થતું જાય છે, પશ્ચિમ પ્રવૃત્તિમય થતું જાય છે, પરંતુ વૃદ્ધિમયતા ઉભયમાં છે, પૂર્વ પાછળ હઠે છે, પશ્ચિમ આગળ વધે છે, પરંતુ ગતિમાન્ બન્ને છે.

પૂર્વ ભય પ્રધાન નીતિવાળું લાગે છે, પશ્ચિમ જય પ્રધાન નીતિવાળું છે, પરંતુ નીતિમાન્ બન્ને છે, પૂર્વમાં ' યથા રાજા તથા પ્રજા ' એ નિયમ ચાલે છે. પશ્ચિમમાં ' યથા પ્રજા તથા રાજા ' એ નિયમ ચાલે છે, પરંતુ નિયમ ઉભયમાં ચાલે છે. પૂર્વ રાજા સત્તાત્મક છે, પશ્ચિમ પ્રજાસત્તાત્મક છે, પરંતુ સત્તા બન્નેમાં છે. પૂર્વ અનુકરણશીલ છે, પશ્ચિમ સ્વાત્મશીલ છે, પરંતુ શીલત્વ બન્નેમાં છે. પૂર્વ પરતંત્રતા પ્રિય છે, પશ્ચિમ સ્વતંત્રતા પ્રિય છે, પરંતુ તંત્રના પ્રિયત્વ બેઉમાં છે. પૂર્વને પરતંત્રતાનો પક્ષઘાત થયો છે, પશ્ચિમને સ્વતંત્રતાનો પવન લાગ્યો છે, પણ વાત રોગ ઉભયને છે. પૂર્વ મોટાને નમે છે, પશ્ચિમ મોટાને નમાવે છે, પરંતુ નમન ક્રિયા બન્નેમાં છે. પૂર્વ દુર્ગુણોથી ડરે છે, પશ્ચિમ દુર્ગુણોને ડરાવે છે, પરંતુ ડર બેઉમાં ચાલે છે. પૂર્વમાં ચોરીનો ઉપાય શિક્ષા છે, પશ્ચિમમાં ચોરીનો

ઉપાય ઉદ્યોગ છે. પૂર્વ અનેક સ્ત્રી પરણવામાં પણ સદાચાર માને છે, પશ્ચિમમાં એક જીવતાં બીજી સ્ત્રી હોવી તેને વ્યભિચાર માને છે, પરંતુ લગ્ન બેઉમાં છે. પૂર્વમાં હાલ બાળલગ્ન છે, પશ્ચિમમાં યુવાલગ્ન છે. પૂર્વમાં હાલ કજોડાં જોવામાં આવે છે, પશ્ચિમમાં ઘણુંખરાં સજોડાં જ દેખાય છે પરંતુ જોડાં બેઉમાં છે. પૂર્વ નિર્ધન દેખાય છે, પશ્ચિમ સધન દેખાય છે, પરંતુ ધન બન્નેમાં છે. પૂર્વમાં કુટુંબ પરાધિન જણાય છે, પશ્ચિમમાં કુટુંબ વ્યક્તિઓ પણ સ્વાધીન જેવી ભાસે છે. પૂર્વમાં અભણ પણ જાતવાન્ મોટા ગણાય છે, પશ્ચિમમાં નીચ જાતવાન્ પણ ભણેલ મોટા મનાય છે. પૂર્વના નગરોની આસપાસ ભય કિલ્લા બંધાવે છે, પશ્ચિમના નગરોની આસપાસ બળ કિલ્લા તોડાવે છે. પૂર્વમાં શ્રદ્ધા રાજ્ય કરે છે, પશ્ચિમમાં જ્ઞાન રાજ્ય કરે છે. પૂર્વમાં અંધશ્રદ્ધાનું રાજ્ય પણ ઘણું છે, પશ્ચિમમાં બુદ્ધિબળનું પણ બળનું ઘણું છે, પરંતુ રાજ્ય બન્ને જગોએ છે. પૂર્વમાં મહેતાજી મારે છે, પશ્ચિમમાં મહેતાજી રમાડે છે, પણ ભણતર બેઉમાં છે. પૂર્વમાં ડોસા કોઇ કોઇ કુંવારા દેખાય છે, પશ્ચિમમાં ડોશી પણ કુંવારીઓ હોય છે, પરંતુ કુંવારાપણું બેઉ ભૂમિઓમાં છે. પૂર્વ અન્ન ઘણું પકાવે છે, પશ્ચિમ બહુ થોડું પકાવે છે, પરંતુ અન્ન ઉભયમાં છે. પૂર્વમાં અન્ન ઘણું છતાં પણ કેટલાક લોકને ભીખ માંગવી પડે છે, પશ્ચિમમાં અન્ન થોડું પાકતાં છતાં પણ ભીખ માંગવી પડતી નથી, પણ ઉદ્યમ માંગવો પડે છે; પરંતુ માંગે છે બેઉ. પૂર્વમાં પવિત્ર બ્રાહ્મણો રહે છે છતાં પ્લેગ થાય છે, પશ્ચિમમાં મ્લેચ્છો રહે છે છતાં પ્લેગ થતો નથી. પૂર્વમાં ખોરાક પાકે છે છતાં ઘણા દુકાળ પડે છે, પશ્ચિમમાં ખોરાક થોડો પાકે છે છતાં દુકાળ બહુ જુજ હોય છે. પરંતુ કાળ બન્નેમાં છે. પૂર્વમાં ગુરૂની સત્તા ચાલે છે; પશ્ચિમમાં શિષ્ય સમુદાયની. પૂર્વમાં ઘણામાં નાયક એક હોય છે, પશ્ચિમમાં સર્વે નાયક હોય છે. પૂર્વમાં નાયક પ્રધાન નીતિ છે, પશ્ચિમમાં લાયક પ્રધાન નીતિ છે. પૂર્વમાં કુળવાન્ નાયક હોય છે, પશ્ચિમમાં ગુણવાન્ નાયક હોય છે, પરંતુ નાયક ઉભયમાં છે. પૂર્વના ધર્મ કુટુંબ ઉપર પણ વૈરાગ્ય શીખવે છે. પશ્ચિમના ધર્મ અખિલ માનવ ઉપર દૃઢ રાગ કરવાનું શીખવે છે. પૂર્વમાં ભૂતકાળને વર્તમાન બનાવવા ફાંફાં મારે છે; પશ્ચિમમાં ભવિષ્યને વર્તમાન બનાવવાનું જ ચાલ્યું છે. પૂર્વ ખ્યાલિ છે, પશ્ચિમ ખેલાડી છે. પૂર્વમાં સ્ત્રી ગુલામ છે; પશ્ચિમમાં મિત્ર છે. પૂર્વ શુભ કર્મનો બદલો જન્માંતરમાં દેખાડે છે, પશ્ચિમ આ જન્મમાં જ દેખાડે છે. પૂર્વમાં પ્રભુસેવા એ ધર્મ ગણાય છે. પશ્ચિમમાં જનસેવા એ ધર્મ ગણાય છે. પૂર્વમાં પ્રભુને માટે મંદિરો બાંધે છે; પશ્ચિમ લોકોને માટે દેવલો કઢાવે છે. પૂર્વમાં રાજ્ય પુત્રો ભણતા કે મોજમજા કરતા હાલ દેખાય છે; પશ્ચિમમાં રાજપુત્રો ભણતા તથા નોકરી કરતા જોવામાં આવે છે. પૂર્વમાં વિદ્યા અને લક્ષ્મી બન્ને શોક છે, પશ્ચિમમાં સગી બ્હેનો છે. પૂર્વમાં વિદ્યા વૈરાગ્યને પરણે છે, પશ્ચિમમાં વિદ્યા ધનને પરણે છે. પૂર્વ નસીબ કીસમત અને કર્મનું દાસ છે, પશ્ચિમ ઉદ્યોગ કળા, અને આત્મબળનું સેવક છે. પૂર્વમાં સ્ત્રીઓ હજી પડદામાં પણ બેસે છે, પશ્ચિમમાં હવે સ્ત્રીઓ પાર્લામેન્ટમાં બેસવા મથે છે, પૂર્વમાં સારી સ્ત્રી ઘરનું રાજ્ય ચલાવે છે, પશ્ચિમમાં સારી સ્ત્રી દેશનું રાજ્ય ચલાવે છે. પૂર્વના ધર્મો આત્મજ્ઞાની કહેવાય છે છતાં પરસ્પર લડે છે, પશ્ચિમના ધર્મો માનસિક જ્ઞાનવાળા છતાં ધર્મ કોન્ગ્રેસોમાં બેસી પરસ્પર ભેટે છે. પૂર્વ હજી પણ કુસંપ કુપમાં પડતું જાય છે; પશ્ચિમ દિવસાનુદિવસ સુસંપ શિખરે ચડતું માલમ પડે છે. પુર્વ જાતો, નાતો, તડાઓ અને તેના

પણ તરાં કરતું જાય છે; પશ્ચિમ ક્લબો, સભાઓ, કોન્ફરન્સો, કોન્ગ્રેસો. તથા પાર્લામેન્ટો બનાવતું જાય છે.

પૂર્વમાં જાત જાતનાં અંતર પડવાનાં કારણો વધતાં જાય છે; પશ્ચિમમાં સર્વ Race's congress વગેરે સંમેલનો થતાં જાય છે. પૂર્વ રાજ્યદ્વારમાં લક્ષ્મીનો વાસ માને છે; પશ્ચિમ વ્યાપારકારમાં લક્ષ્મીનું સ્થાન જુએ છે. પૂર્વ આળસમાં આનંદ માને છે; પશ્ચિમ કળામાં. પૂર્વનાં નગરો ઉંઘતાં લાગે છે, પશ્ચિમનાં જાગતાં, પૂર્વના મનુષ્યોને સ્થિતિ છે; પશ્ચિમના મનુષ્યોને જીવન છે. પૂર્વનો રૂડો ઇતિહાસ છે. પશ્ચિમને રૂડું ભવિષ્ય છે. પૂર્વ આળસુને મદદ આપે છે; પશ્ચિમ ઉદ્યોગીને. પૂર્વ વિચાર ભિન્નતામાં વિરોધતા દેખે છે; પશ્ચિમ વિચાર ભિન્નતામાં વિવિધતા જોઇ શકે છે. પૂર્વના ઉચ્ચવર્ણમાં અભણ દેખાય છે; પશ્ચિમના નીચવર્ણમાં પણ ભણેલા જોવામાં આવે છે. પૂર્વમાં શુભ સત્વ ગુણ છે; પશ્ચિમમાં શુભ રજોગુણ છે. પૂર્વના ત્યાગી મહાત્મા રામકૃષ્ણ જેવા છે; પશ્ચિમના ત્યાગી મહાત્મા ટૉલ્સ્ટૉય જેવા છે. પૂર્વ યોગવિદ્યાથી કુદરતપર રાજ્ય ચલાવવાની વાતો કરે છે; પશ્ચિમે શોધવિદ્યાથી કુદરતપર રાજ્ય ચલાવવા માંડ્યું છે. પૂર્વ વિમાનોની વાતો કરેછે; પશ્ચિમ હવા નૌકામાં મુસાફરી કરવા લાગ્યું છે. પૂર્વમાં ઉત્તમ સ્ત્રી અર્ધાંગના છે; પશ્ચિમમાં ઉત્તમ સ્ત્રી મેટરહાફ છે. પૂર્વમાં કન્યાનાં રીવાજ લગન કરાવે છે; પશ્ચિમમાં યુવતિનાં પ્રેમ લગ્ન કરાવે છે. પૂર્વમાં વગર પ્રેમનાં લગ્ન પણ જીવનપર્યંત હોય છે; પશ્ચિમમાં પ્રેમલગ્ન પણ પ્રેમજતાં લગ્નોચ્છેદ વાળાં થાય છે. પૂર્વમાં રીવાજ વૈધવ્ય પડાવે છે; પશ્ચિમમાં સૌજન્ય વૈધવ્ય પડાવે છે. પૂર્વમાં બાળકોને માબાપની વિરૂદ્ધ વિચાર જણાવતાં ધમકાવવામાં આવે છે; પશ્ચિમમાં બાળકોને સમજાવવામાં આવે છે. પૂર્વમાં પોતાથી હલકા બીજાને રાખવા એ નીતિ છે; પશ્ચિમમાં સ્પર્ધાની નીતિ છે. પૂર્વમાં શેઠ નોકરનો સંબંધ કેટલીકવાર જુલમગાર અને ગુલામ જેવો હોય છે; પશ્ચિમમાં ઘણીકવાર તેઓનો સંબંધ દુકાનદાર અને ગ્રાહક જેવો હોય છે. પૂર્વમાં અતિ નમ્રતા એ ગુણ ગણાઇ જાય છે; પશ્ચિમમાં હિંમત. પૂર્વમાં (કોમ્પીટીશન) સ્પર્ધા હૅાડીઆં કરવા લાગ્યું છે; પશ્ચિમમાં (કોઓપરેશન) સંયુક્તતા વ્યાપારમાં દેખાવા લાગી છે. પૂર્વમાં પ્રજાઘણી હોવા છતાં છોકરાં આશિર્વાદ મનાય છે; પશ્ચિમમાં થોડી હોવા છતાં શ્રાપ ગણાય છે, પૂર્વમાં પરલોક સુધારવાના પ્રયત્નો સેવાય છે. પશ્ચિમમાં આલોક.

આ તુલનામાં ઘણેક સ્થળે પશ્ચિમની શ્રેષ્ટતા વાચક બાંધવો ને જણાશે, પરંતુ બીજા અંકમાં પૂર્વની શ્રેષ્ટતા પણ ઘણે સ્થળે જોવામાં આવશે.

---

# काळा कोलसा या शुद्धिनुं साधन.

---

( કુંદન સુહૃદઆનંદ. )

લન્ડનની સેન્ટ બાર્થોલોમ્યુ હોસ્પીટલના ડોકટર જોન સ્ટેનહાઉઝ જણાવે છે કે કેટલાક માણસો જે કોલસાનો દુર્ગંધવિનાશકગુણ (Deodourising) કબુલ રાખે છે, તેઓમાંના ઘણા કોલસાને ચેપ વિનાશક (Disinfectant) તરીકે સ્વીકારતા નથી. આવા મનુષ્યોને તે વિદ્વાન ડોકટર પોતાના એક પ્રયોગ (Experiment) તરફ ધ્યાન દોરવા વિનંતિ કરે છે. તેમણે એક મરી ગએલી બીલાડી અને બે મૃત ઉંદરોને એક કપ-

પેટમાં મુકી તેમાં કોલસાનો ભુકો ( Powder ) તે શબોના ઉપર બે ઈંચ રહે ત્યાં સુધી ભર્યો, અને આ કબરોટ તેમણે તેમની પ્રયોગશાળામાં ઘણાં વર્ષ સુધી ખુલી રાખી. પ્રયોગશાળા ઘણુંખરૂં ગરમાઈવાળી હોવા છતાં કબરોટના શબોમાંથી દુર્ગંધ યા નુકશાનકારક અસર ત્યાં જતા આવતા માણસોમાંથી કોઈને પણ જણાઈ નહિ.

આપણે ખાત્રીપૂર્વક જાણીએ છીએ કે ઉપર જણાવેલાં પ્રાણીનાં શબો જો કોલસાની મદદ સિવાય ગમે તેવી સ્થીતિમાં રહેવા દેવામાં આવ્યાં હોત તો માથું ફાટી જાય એવી દુર્ગંધ ચોતરફ પ્રસરી રહેત અને ઘણાં માણસો તાવ, પ્લેગ અથવા બીજા ભયંકર રોગના ભોગ થઈ પડત.

લન્ડનનાં કેટલાંક દવાખાનામાં ગડગુમડ અને જીવતા માણસોના માંસના સડા ઉપર કોલસાનો પાઉન્ડર ઔષધ તરીકે સ્નેહ સાથે વાપરવામાં આવે છે. અત્રે જાણવા જેવું છે કે કોલસાનો ભુકો દરદવાળી જગાપર એમને એમ લગાડવામાં આવતો નથી, પરંતુ દરદવાળી જગાપર ઝીણો પાટો લપેટી તેપર પાઉડર ભભરાવવામાં આવે છે; અથવા કેટલીક વખત લીન્ટ ( Cotton-wool ) માં ભભરાવી તે વાપરવામાં આવે છે. કોલસાના આ પ્રયોગથી ઘણા દરદીઓ, ભયંકર રોગથી મુક્ત થયા છે. લેખકે પણ કોલસાનો આ અસરકારક ગુણ અનુભવ્યો છે.

કોલસાને વધારે અસરકારક બનાવવા માટે તેનો પાઉડર બનાવતા પહેલાં, કોલસાને સોડી જેવા વાસણમાં લાલચોળ બનાવી, એકદમ પથ્થરની સહાયથી, ભુકો બનાવવો; અને દરદપર વાપરતા પહેલાં ભુકાને ઠંડો પડવા દેવો.

આધુનિક સમયમાં આપણો જનસમાજ પણ જખમ ઉપર રૂથી ચેરવાના પ્રયોગને જાણે છે. આ પ્રયોગ ઉપર દર્શાવેલા કોલસાના પ્રયોગને મળતો છે.

કોલસાના પાઉડરનું લવણ ( Salt )નું મીશ્રણ (Mixture) કરવાથી સોંઘુ અને સરસ દંત મંજન તૈયાર થાય છે. એ વાત પણ સુપ્રસિદ્ધ છે. આ દંતમંજનમાંનો કોલસો મુખમાંના નુકશાન કારક જંતુઓનો તથા દુર્ગંધનો નાશ કરે છે, અને મુખને સ્વચ્છ બનાવે છે.

હવે આપણને સહજ સ્પષ્ટ થાય છે કે કોલસો એ સોંઘી અને શ્રેષ્ઠ દુર્ગંધવિનાશક તેમજ રોગવિનાશક ઔષધિ છે એટલે પથ્યકારી છે. જેથી **કાળો કોલસો એ સસ્તુ અને સહેલું શુદ્ધિનું સાધન છે.**

---

# "પતિસેવા."

( બાઈ માણેકબાઈ લાલજી ભીમજી. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. )

પતિસેવા વિશે આજે હું બે બોલ ચર્ચવા માગું છું, તેમાં ભુલચુક હોય તે સુધારી લેશો. બહેનો, દેહ ધારી પ્રાણીઓમાં મનુષ્ય શરીરની પ્રાપ્તિ મહા દુર્લભ છે. મનુષ્ય શરીરની સમાન અન્ય કોઈ પણ શરીર ઉત્તમ નથી. જેથી ચરાચર-જીવો તેની યાચના કરે છે, કારણ કે મોક્ષમાર્ગને પ્રાપ્ત થવા માટે આ મનુષ્યશરીર એક નીસરણી છે તથા જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ વડે અપૂર્વ સુખને આપનાર છે. એવી રીતે દરેક શાસ્ત્રોમાં, દરેક સંપ્રદાયોમાં મનુષ્યશરીરની મહત્તા પ્રતિપાદન કરવામાં આવેલ છે. હવે આપણે વિચાર

કરીએ કે આ શરીરની સર્વ શાસ્ત્રોએ અને સર્વ મતમતાન્તર વાળાઓએ એ પ્રમાણે પ્રશંસા કરેલ છે તેનું કારણ શું? તેમજ અન્ય પશુ, પક્ષી આદિ પ્રાણીઓના શરીરો નષ્ટ થયા પછી પણ કેટલીક રીતે કામમાં આવે છે તેની સરખામણી કરતાં તો મનુષ્યશરીર બીલકુલ ઉપયોગી નથી છતાં પણ જેની આટલી મહત્તા મહાત્મા પુરૂષો વર્ણવે છે તેનું કારણ શું? આ બાબતનું સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં, કારણ એ જણાય છે કે, મનુષ્ય શરીરમાં પ્રેરણાશક્તિ અધિક વિકસેલી છે અન્ય શરીરોમાં નથી અને તે મહાન શક્તિના બળથીજ મનુષ્ય પોતાના કર્તવ્યને જાણવામાં સમર્થ છે, તેથીજ અહિતકર માર્ગને તિલાંજલી આપી વિવેકી સદ્વિચારસંપન્ન મનુષ્યો હિતકર માર્ગમાં પ્રવેશે છે. આ કર્મભુમી–ભારત વર્ષમાં મનુષ્યજન્મ પ્રાપ્ત થવાથી દેવતા વિગેરેના પદને પમાય છે, એટલુંજ નહીં પણ ભુમીકામાંથી–અન્તિમ બ્રહ્મપદ મેળવવા પર્યન્ત મનુષ્ય શરીરને અધિકાર મળેલો છે, તેથીજ સ્વર્ગ લોક નિવાસી દેવના લોક પણ મુક્ત કંઠથી કથન કરે છે કે જે ભારત વર્ષમાં મનુષ્ય શરીરને પ્રાપ્ત થયા છે તે ખરેખર ધન્યવાદ પામવા લાયક છે અને હે પરમેશ્વર! આ પવિત્ર ભારત વર્ષમાં અમને ફરીથી જન્મ આપ. એ પ્રમાણે દેવતાગણ પ્રાર્થના કરે છે. બહેનો! એવા જે અમુલ્ય મનુષ્ય દેહ તે ઈશ્વર કૃપાથી આપણને પ્રાપ્ત થયો છે માટે એ દેહરૂપી નૌકાથી આ સંસારરૂપી સાગર તરવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ અને તે પ્રયત્ન આપણ સ્ત્રી જનો માટે ફક્ત પતિસેવા છે તે વીશે એક કવીએ કહ્યું છે કેઃ—

" છે પ્રાણનાથ પરમેશ સદાય જેને, "
" સેવ્યા કરે પરમ પ્રીતિથી નિત્ય તેને; "
" આજ્ઞા વહે પ્રણયથી નિજ ધર્મ જાણી, "
" તેણે કર્યું સફળ જીવિત તેજ રાણી. "

માટે સ્ત્રીઓએ પોતાના પતિને ઇશ્વર તુલ્ય ગણી તેની સેવા કરવી. કારણ કે પતિ છે તે સાક્ષાત દેવરૂપ છે. પતિ છે તેજ સ્ત્રીઓનો ગુરૂ છે. ધર્મ, તીર્થ, વ્રત એ સર્વરૂપ પતિજ છે. માટે સ્ત્રીઓએ અન્ય સર્વ સાધનો તજીને એક પોતાના પતિનીજ સેવા કરવી. પોતાના શિરછત્ર પતિની સેવાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થોની પ્રાપ્તી થાય છે; આ સંસારના જન્મમરણ રૂપી બંધનથી મુક્ત થવાની જે સ્ત્રીને અભિલાષા હોય તેણે સનાતન વેદોક્ત ધર્મ પ્રમાણે પોતાના પતિની મન, કર્મ અને વાણીથી સેવા કરવી જોઇએ, કેમકે પતિસેવાથી દરેક કામના પરીપૂર્ણ થાય છે તે વીશે સદ્‌ગુરૂ શ્રીપંડિતે કહ્યું છે કેઃ—

પતિસેવા વીણ અન્ય સહુ, સાધન વ્યર્થ ગણાય;
તે માટે કરજો સદા, પતિ સેવા સુખદાય.

બહેનો, પોતાનો પતિ જો ખરાબ સ્વભાવવાળો હોય, ક્રોધી હોય, વૃદ્ધ હોય, મુર્ખ હોય, દુરચારી હોય તથાપિ સ્ત્રીઓએ તો પોતાના પતિને દેવ તુલ્ય ગણી વાણી, મન અને કર્મદ્વારા તેની સેવા કરવી જોઇએ સ્ત્રીઓએ પ્રાતઃકાળમાં પોતાના પતિથી પહેલાં ઉઠી રાત્રીએ પહેરેલું વસ્ત્ર બદલી પોતાના પતીના ચરણનો સ્પર્શ કરવો તથા પ્રેમપુર્વક પોતાના પતિના મુખારવિંદના દર્શન કરી હાથ જોડી અંતઃકરણમાં આનંદીત થઇ પતિસ્તોત્રથી સ્તુતિ કરવી.

# पतिस्तोत्र.

" नमः कान्ताय भर्त्रे च शिरश्चन्द्रस्वरूपिणे ॥ "
" नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥ "
" नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ॥ "
" नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥ "
" पञ्चप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ॥ "
" ज्ञाना धाराय पत्नीनां परमानन्दरूपिणे ॥ "
" पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ॥ "
" पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप नमो स्तुते ॥ "
" क्षमस्व भगवन् दोपं ज्ञानाज्ञानकृतं च यत् ॥ "
" पत्नीबन्धो दयासिन्धो दास्या दोपं क्षमस्व मे ॥ "

**ભાવાર્થ**—પ્રકાશ સ્વરૂપ, ભરણ પોષણના કર્તા, મસ્તકના શિરોમણી સ્વરૂપ હે નાથ! તમને હું નમસ્કાર કરૂં છું. કારણ કે તમે કેવા છો. શાન્ત, દાન્ત, અર્થાત સર્વ ઇંદ્રીઓ વશ કરનાર, વળી સર્વ દેવતાના નિવાસ સ્થાનરૂપ બ્રહ્મા વિષ્ણું અને મહેશરૂપ હે પ્રભો! હું આપને નમસ્કાર કરૂં છું. વળી તમે કેવા છો. નમસ્કાર કરવા યોગ્ય, પુજવા યોગ્ય અને અંતઃકરણના આધારરૂપ હે નાથ! હું આપને નમસ્કાર કરૂં છું. નિર્ગુણ જે બ્રહ્મ સર્વ જગતનો આધારગુન છે તે રૂપી પણ તમે છો; તમને હું નમસ્કાર કરૂં છું. હે ભગવન! પ્રાણનાથ!! મારાથી જાણમાં અથવા અજાણમાં જે દોષ થયા હોય તે ક્ષમા કરજો; હે પતિના સહાયક! હે દયાના સમુદ્ર, દાસી જેવી જે હું તેના દોષને ક્ષમા કરો.

એ પ્રમાણે આ સ્તોત્રનો પાઠ કરવો. પછી સુંદર વાણી દ્વારા દેવોનાં ગીત ગાઇ પતિને જોઇતી ચીજો દાતણ પાણી વિગેરે આપવી પછી સ્નાન કરી પોતાના સાસુ સસરા વિગેરે ઘરમાં જે વડીલ હોય તેમને પગે લાગવું અને ગૃહસંબંધી કામકાજ કરવાં. પછી પોતાના પતિને નિર્મળ જળથી સ્નાન કરાવી, સ્વચ્છ વસ્ત્ર અર્પણ કરી, પ્રેમપૂર્વક પતિના ચર્ણાર્વિંદનું પ્રક્ષાલન કરવું; એવી રીતે પરમપુજ્ય સાક્ષાત ભગવતમૂર્તી પતિના ચર્ણાર્વિંદનું અમૃત સમાન પવીત્ર પાપહરણ કરનાર જલનું હંમેશાં પાન કરી પોતાના સ્વધર્મની રક્ષા કરવી તથા ચંદન પુષ્પ ધુપ દીપ વીગેરેથી પ્રભુરૂપ ગણી પોતાના પતીની પુજા કરવી. ઉત્તમ પ્રકારની રસોઇ કરી પતિને ભોજન કરાવવું તથા પાનસોપારી વીગેરે આપી પતિની આરતી કરવી. સંસ્કૃત પદ્માખ્યાનમાં સતી પદ્મા પોતાના પતીની આરતી કરે છે તે અત્રે ઉતારી છે.

જય કાંત જય કાંત, જય સુખના દાતા, જય સુખના દાતા,
તમ વિણ આ સંસારે, તમ વિણ આ સંસારે, કોણ પરી ત્રાતા—જયકાંત જયકાંત.

નારીનો શણગાર, નાથ એક જગમાંય. (૨)
કીર્તિ પણ એનાથી (૨) સત્ય સ્નેહ દ્રગમાંય—જયકાંત.

સજ્જન મારી અમુલ્ય, આપ તણે સંગે, (૨)
નિભાવશો કરૂણા કરી (૨) રાખી અર્ધાંગે—જયકાંત.

સર્વ સ્થલના તીર્થ, પતિચરણે પૂજાય, (૨)

તેત્રીસ કોટી દેવો (૨) પતિપદમાં સમાય—જયકાંત.
ભવજળતારણહાર, દઢ નૌકારૂપ, (૨)
પૂજ્ય પરમ પરમાણું (૨) શિવ વિષ્ણુરૂપ—જયકાંત.
રટું નામ દિનરાત, પતિનું અતિ પ્રીતે, (૨)
આરાધું એક ચિત્તે (૨) ભજન કરૂં ગીતે—જયકાંત.
હૃદય કમળમાં ધ્યાન, આપ તણું ધારૂં, (૨)
મન વચ કર્મે સેવું (૨) પદપંકજ પ્યારૂં—જયકાંત.
તપ્ત વાળુકા માંય, આપ શીતળ છાયા, (૨)
દાઝનારું જોઈ (૨) આપ તણી કાયા—જયકાંત.
અનંત ભવરૂપરણ, અતિશય છે ખારૂં, (૨)
તેમાં મધુરો વિરડો (૨) એક પતિવારૂં—જયકાંત.
પૂજ્ય માન્ય ને સેવ્ય, છે સતીને સ્વામી, (૨)
ઉપાસના બીજાની (૨) થાય નરકગામી—જયકાંત.
પંચ પ્રાણ અધિદૈવ, છો, સતીના સાચા, (૨)
જ્ઞાન જ્ઞેય ને જ્ઞાતા (૨) જ્યાં વીરમે વાચા—જયકાંત.
તું પાલક તું પોષક. તું સુખદાયક નાથ, (૨)
સત્ય સ્નેહથી વિનતી (૨) કરૂં જોડી બે હાથ—જયકાંત.
ભુલ ચુક જો હોય, ક્ષમા કરી લેશો, (૨)
કર્તવ્યો સહુ કેશો (૨) સુધારીને લેશો—જયકાંત.
પ્રતિદિન શ્રદ્ધાસાથ, કરે આરતી એમ, (૨)
ભવસાગર ઉતરવા (૨) આ વાર રહેશે ક્ષેમ—જયકાંત.
કુમિત કામિની હોય, આ આરતિ ગારી, (૨)
શંકર સુનવિત સુખદે (૨) સાચ સદા ધારી—જયકાંત.

વલણ.

સદા સાથ થશે શ્રી હરિ, એ વિધ આરતિ જે કરે;
કહે શંકર એ નારીના, જશે પદ નિમે તરે.

સમાપ્ત.

---

# આ માસિક કુદરતી રીતે આગળ વધે છે.

શ્રી ભક્ત માસિકમાં ગત આષાઢ માસથી જે સુધારા કરવામાં આવ્યા છે, તેથી વાચક વર્ગ અત્યંત પ્રસન્ન થયો છે તત્સંબંધી સર્વની સહિત જાહેર કરવામાં આવે છે એ જાણીને અમને આનંદ થાય છે. શ્રી ભક્ત પોતાના કાર્યમાં પ્રતિદિન અધિક ઉત્સાહથી અને પ્રેમથી આગળ વધવામાં અધિક શ્રમ કરે છે એ હવે સર્વના સમજવામાં આવ્યું છે.

આપણો દેશ સૌંદર્ય તથા રસિકતા માટે કોઈપણ દેશ કરતાં જરાપણ પછાત નથી. કુદરતની સર્વોત્તમ સામગ્રીઓ આપણા દેશને પોતાના વૈભવોથી ભરી દે છે. આખી પૃથ્વીપર જે પ્રકારની સુખપ્રદ હવાપાણીનો અનુભવ થાય છે. તે સર્વ જાતના હવાપાણી આપણી આર્ય ભૂમિના ભિન્ન ભિન્ન વિભાગોમાં અનુભવવામાં આવે છે. જે નાના પ્રકારની વનસ્પતિ પૃથ્વીના વિવિધ દેશોમાં નિપજે છે, તે સર્વ પ્રકારની વનસ્પતિ આપણા દેશના પૃથક પૃથક સ્થળોમાં

| | | | |
|---|---|---|---|
| ૧૬ | રા. અમથાલાલ નારણભાઇ. પરાંતીજ .... | ,, | રૂ. ૫ |
| ૧૭ | જ્યોતિર્ભૂષણ પંડિત શ્રી કૃષ્ણમોહનજી શર્મા કાર્તિતિક. મુંબઇ. .... .... .... | ,, | રૂ. ૫ |
| ૧૮ | રા. રા. સાંકળચંદ ગોવીંદલાલ મહેતા. કડાશાળા.... | ,, | રૂ. ૫ |
| ૧૯ | રા. રા. વાલજી દામજી મીસ્ત્રી. કરાંચી. .... | ,, | રૂ. ૫ |
| ૨૦ | રા. રા. ખહેચરદાસ ભાણાભાઇ. ડાકોર. .... | ,, | રૂ. ૫ |
| ૨૧ | ડા. સુલેમાન ગુલામભાઇ ન્યાયાસાહેબ. બી.સી. આફ્રીકા | | રૂ. ૫ |
| ૨૨ | રા. રા. એસ. કે. નાગર. જ્ગોબાર. .... | ,, | રૂ. ૫ |
| ૨૩ | જોશી. હરજી દેવજી. પોરબંદર. .... | ,, | રૂ. ૫ |
| ૨૪ | રા. રા. પુરૂષોત્તમ લુધામલ ઓફ. ઠઠ્ઠા-સિંધ. .... | ,, | રૂ. ૫ |
| ૨૫ | રા. રા. ડાહ્યાભાઇ નરોત્તમદાસ. નડીઆદ. .... | ,, | રૂ. ૫ |
| ૨૬ | શેઠ. વલ્લભદાસ જમનાદાસ. મુંબઇ .... .... | ,, | રૂ. ૫ |
| ૨૭ | જોષી. મીઠા ટોસા. પ્રભાસપાટણ. .... | ,, | રૂ. ૫ |
| ૨૮ | રા. રા. હીરાલાલ. હીરચંદ. મહેસાણા .... | ,, | રૂ. ૫ |
| ૨૯ | રા. રા. ગોવર્ધન પુરૂષોત્તમ. મુંબાઇ .... | ,, | રૂ. ૫ |
| ૩૦ | શેઠ. નુરમહેમદ મનજીભાઇ. વડોદરા.... | ,, | રૂ. ૫ |
| ૩૧ | વૈદ્ય લક્ષ્મીપ્રસાદ વિશ્વનાથ. ભાવનગર.... | ,, | રૂ. ૫ |
| ૩૨ | શેઠ. મેઘરાજ. મોતીરામ. આસરેજા. મુંબઇ. .... | ,, | રૂ. ૫ |
| ૩૩ | રા. રા. હરિલાલ પ્રભુદાસ. બ્રહ્મભટ્ટ. મોમ, બરમા. | ,, | રૂ. ૫ |
| ૩૪ | રા. રા. રવજીભાઇ ગોવીંદભાઇ દેસાઇ. સોલાપુર.... | ,, | રૂ. ૫ |
| ૩૫ | રા. રા. જેઠાલાલ હરજીવન શાહ. આથક કાઠિઆવાડ. | ,, | રૂ. ૫ |
| ૩૬ | રા. રા. એમ. એમ. રાવળ યુગેંડા ઇસ્ટ આફ્રિકા. | ,, | રૂ. ૫ |
| ૩૭ | ઠા. મથુરદાસ લીલાધર. મુંબાઇ. .... | ,, | રૂ. ૫ |
| ૩૮ | રા. ગોવીંદલાલ આર. ગજ્જર. મલકાપુર. .... | ,, | રૂ. ૫ |
| ૩૯ | શેઠ. તાહેરભાઇ મહમદઅલી. પુના-કેંપ .... | ,, | રૂ. ૫ |
| ૪૦ | રા. રા. આત્મારામ મનમોહનદાસ. મુંબઇ .... | ,, | રૂ. ૫ |

સૂચના.

ધી કોરોનેશન ભેટ મેળવનાર સદ્‌ભાગી સજ્જનોએ પોસ્ટના ખર્ચના પૈસા મોકલાવી પે.ત પોતાની ભેટો મગાવી લીધી છે. જેમણે મંગાવી ન હોય તેમણે મંગાવી લેવા કૃપા કરવી. હિંદુસ્થાન બહારના સજ્જનો પોતાની ભેટો કેવી રીતે મંગાવી લેવા ઇચ્છે છે તે કૃપા કરી જણાવશે. દેશાવર ઘડીઆળ જેવી નાજુક ચીજ પોસ્ટ મારફત મોકલવામાં વચ્ચે ભાગવા તૂટવાનો ભય રહે છે માટે તેવા સજ્જનોએ પત્રવ્યવહાર કરી આ સંબંધમાં યોગ્ય તે ખુલાસો કરવા કૃપા કરવી.

જે પંડિત અને કંપની.

શ્રી ભક્ત આફિસ કાન્તા બિલ્ડિંગ મુંબઇ નં. ૨.

THE CORONATION YEAR.

પુસ્તક ૮ મુ.
અંક ૮ મો.
માઘ પૂર્ણિમા.
૧૯૬૮.

સચિત્ર માસિક.

# શ્રીભક્ત.

તંત્રી. જયકૃષ્ણ ગંગાદાસ ભકત.
સુરત.



अक्षयबीजप्रकाशन.

અધિપતિ અને પ્રકાશક,
જમિયતરામ. હ. પંડિત.
અમદાવાદ.

એજન્ટસ્.
મે. જે. પંડિત અને કું.
મુંબઈ.

Cover Printed by 'LAKSHMI ART,'—BOMBAY

આધિક આષાઢનો અંક બહાર પાડવામાં આવે છે. આથી આવતા વર્ષમાં ગ્રાહકને તેર અંકો મળશે.

નામદાર શાહેનશાહના માનમાં રૂ. ૫૦૦)ની કૉરોનેશન ભેટો તો આપી ચૂક્યા છીએ.

**પરમ વૈશ્નવ શ્રી ગૌરાંગ પ્રભુનું સચિત્ર ચરિતામૃત નામના ગ્રંથનો પૂર્વ વિભાગ (આસરે સાડા-ત્રણુસો પાનાનો અપૂર્વ ગ્રંથ ) ફેધરવેટ**

*કાગળપર છપાય છે. મૂલ્ય રૂ. ૩-૦-૦*

*આ અમૂલ્ય ગ્રંથ અમારા પ્રત્યેક ગ્રાહકોને ભેટ આપવામાં આવશે.*

**માત્ર રૂ. ૧-૮-૦ નું પુસ્તક ભેટ આપવાનો પ્રથમ ઠરાવ હતો પરંતુ એક શ્રીમાન્ સદ્‌ગૃહસ્થની ઉદાર સહાયથી રૂ. ૩-૦-૦ નો પ્રત્યેક ઘરમાં રાખવા લાયક આ સર્વોત્તમ ધાર્મિક ગ્રંથ ભેટ આપવાને અમે શક્તિમાન થયા છીએ.**

ખાસ લક્ષ ખેંચવાની રજા લઈએછીએ કે ગ્રાહક થઈ લવાજમ ભરનાર સજ્જનોને ઉપરનું ભેટનું પુસ્તક આપવામાં આવશે. ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાં પુસ્તકો બહાર પાડવામાં આવશે, માટે સત્વર ગ્રાહક થવા કૃપા કરવી.

ગ્રાહકોની સંખ્યા પ્રતિદિન વધ્યાજ જાય છે, તેથી પાછળથી ગ્રાહકો થનારને વર્ષના બધાજ અંકો મળવા અસંભવ છે, માટે પ્રત્યેક સજ્જન તથા સન્નારીને નમ્રતા પૂર્વક વિજ્ઞાપના છે કે આપ ગ્રાહક થઈ શ્રીભક્તના કાર્યને અવશ્ય સત્વર ઉત્તેજન આપશો. નમૂનાના અંક માટે રૂ. ૦-૪-૦ ચાર આનાની ટીકીટો મોકલવા કૃપા કરવી. નમૂના માટે અર્ધા આનાની ટીકીટ મોકલવી.

જમીયતરામ લક્ષ્મીરામ પંડિત.
શ્રી ભક્ત ઓફિસ.
રાયપર.—અમદાવાદ.

---

આ માસિક શ્રી ' સત્યવિજય ' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. પાંચકૂવા-દરવાજા- અમદાવાદ.

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક

[ અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાયછે. તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ ૨૫૦) આપશે- તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે; પરંતુ કોઈ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઈશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાન શીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીન વત્સલો ! ! પ્રભૂની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ ૭] આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણ દાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખોઃ—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ

# વિજ્ઞાપના.

**શ્રીભક્ત** માસિક પત્રના સર્વ સુજ્ઞ ગ્રાહકો તથા અન્ય સજ્જનોને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કેઃ—

૧. શ્રીભક્ત માસિકનાં લવાજમો નીચે લખેલાં અમારા સરનામે મોકલવા કૃપા કરવી.
૨. શ્રીભક્ત પત્રમાં મૂકેલી જાહેર ખબરો માટેનાં નાણાં પણ તેજ સરનામે મોકલવાં.
૩. શ્રીભક્ત પત્ર સાથેનો નાણાં સંબંધિતો સર્વ વ્યવહાર નીચેના જ સરનામે કરવો.
૪. મનીઑર્ડરથી અથવા વી. પી. થી નાણાં આપ લે કરવામાં આવે તે માટે પહોંચ આપવા લેવાની જરૂર રહેતી નથી.
૫. પણ જ્યાં બીજી રીતે નાણાં ભરવામાં આવે ત્યાં નાણાં લેનારની સહીની રીસીટ લેવા ચૂકવું નહિ. રીસીટપર અમારી અથવા અમારા એજન્ટોની સહી હોય છે અને બાજુમાં નાણાં લેનારની ચોખ્ખા અક્ષરે પૂરેપૂરી સહી કરાવવા ભૂલવું ન જોઇએ.
૬. કોઇ ભળતોજ માણસ અમારા નામે લવાજમો અથવા જાહેર ખબરનાં નાણાં લઇ ન જાય તે માટે ચોકસ રહેવું જોઇએ.

| | |
|---|---|
| ☞ નાણાંસંબંધનો સર્વ પ્રકારનો વ્યવહાર બાજુમાં આપેલા અમારા સરનામે કરવો. | જમિયતરામ લક્ષ્મીરામ પંડિત. શ્રી ભક્ત ઑફિસ રાયપુર **અમદાવાદ.** |

**પોસ્ટેજ સાથેશ્રી ભક્ત પત્રનું લવાજમ વર્ષ એકનું અગાઉથી**

| | |
|---|---|
| **હિંદુસ્તાનમાં** ... ... ... ... | રૂ ૩-૦-૦ |
| **હિંદુસ્તાન બહાર** ... ... ... ... | રૂ ૩-૧૨-૦ |

**રાખવામાં આવ્યું છે. જાહેરખબર આપવા ઇચ્છનાર સજ્જને પત્ર લખી ભાવ મંગાવવા કૃપા કરવી. લેખો અને માસિક મળવામાં થતા વિલંબ માટે માત્ર અધિપતિ અને પ્રકાશકને પત્ર લખવા કૃપા કરવી. ગ્રાહક થવા માટે નામ નોંધાવો.**

**અધિપતિ અને પ્રકાશક.**

**શ્રી ભક્ત ઑફિસ-રાયપુર—અમદાવાદ.**

**વિષયાનુક્રમ.**



वाल्मुनिनें.



महात्मा बुद्ध.

The 'Lakshmi Art.'—Bombay.

# શ્રી ભક્ત.

# जनमण्डलान्तर्गत इष्टोपासनाष्टक.

## ( શ્રીયુત " વૈકુણ્ઠ " બી. એ. સુરત. )

મરાઠી સાખી.

૧

સલિલ નિર્મળે સ્નેહ–સરોવર અંગ વિશુદ્ધ ડુબવીયે;
અનંત સેવા–યજ્ઞ–વિભૂતિ–લેપ કપાલે કરીયે,
આવો ! ઇષ્ટ ઉપાસક ! જન મંડળ પ્રભુને પૂજીયે !

૨

અંતરનાં ઝરણાં અંતરમાં પ્રેમ તરંગે વ્હેતાં,
ઉભય ચક્ષુ–તટ છાલક એની ઝીલી અધીરાં લેતાં;–
એવી ધાર અમીની સિંચિયે ! જન મંડળ–મળ હરીયે !

૩

હૃદય તણાં ઉપવનમાં તરૂવર આમતેમ શાં ઝુલતાં !
અધર તણા દલ ઉઘડી વિલસતાં મોંઘેરાં હળવાં ફુલડાં;–
એવાં વેણુ–ફુલડિયાં ઝરીયે ! મંડળમાં પરિમલ ભરીયે !

૪

અમર લીલી વાડીમાં કુંમળાં પત્ર સમીરે ઝુલતાં;
અખંડ રેખા મય ડાંખળીયે પંચપર્ણ ગુચ્છ ખુલતાં;–
એવાં પાણિ–પત્રથી છાયે ! જનમંડળ દુઃખ દળીયે !

૫

અંગેઅંગ પ્રદીપો પ્રકટે ઉરતણા સ્નેહે ચળકે;
અખંડ નિશદિન આશા–પ્રકાશે જ્યોતિઃ વિશ્વમાં પ્રસરે,
એવા અંધાર ઝગવીયે ! મંડળ પંથ દીપવીયે !

૬

મોંઘેરાં તરૂવૃંદ તપોવન મીઠાં ફલ ઝુમખા લટકે;
માત તાત વાવેલાં સદ્બીજ અંકુરી સત્કર્મ ફળે;
એવા મિષ્ટ પ્રસાદ અરપીયે ! મંડળ પુષ્ટિ રસ ભરિયે !

૭

પંથ પ્રકાશક આરતિ કરીને મંગળ મંત્રો જપીયે;
મુંગા મુંગાં ઈષ્ટ ઉપાસક અંતર તંત્ર જગવીયે,
એવી ધુન મચવીયે ! જન મંડળ ચેતન ભરીયે !

૮

પત્ર પુષ્પ ફળ તોયથી પુષ્ટિ પામે ઈષ્ટ અગમ્ય
શાનેતો એવાં નવ ધરીયે દાનાંદાન અનન્ય !
આવો ! વૈકુંઠ-વિલાસી ! જનમંડળ પ્રભુને પુજીયે !

## *પ્લેટોનાં બોધ વચનો.

( જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત, સુરત. )

અમુક મનુષ્ય વાજબી રીતે વર્તે છે કે ગેરવાજબી રીતે ચાલે છે, સત્પુરુષજેવું વર્તન સેવે છે કે અસત્પુરુષ જેવું વર્તન ચલાવે છે એટલુંજ લક્ષમાં લો. તેનામાં સાધુત્વ છે કે પાપવૃત્તિ છે તેજ માત્ર વિચારો.

જે મનુષ્યનું સુખ બનતા સુધી સર્વાંશે અથવા જેટલે અંશે સધાય તેટલે અંશે સ્વાશ્રયપર જ આધાર રાખે છે અર્થાત્ સર્વાંશે અથવા ઘણે અંશે સ્વતંત્ર છે અને બીજાના આધારે અથવા શંકારૂપ હોતું નથી અથવા પ્રારબ્ધાધીન ફેરફારોને અધીન વહેલું નથી તેનું જીવન સર્વોત્તમ વ્યવસ્થામાં સ્થપાયલું મનાય છે.

મારું ખાસ કહેવું એ છે કે આપણે હમેશાં દૈવી સ્વતંત્ર જીવનનો માર્ગ અનુસરવો અને જેમાં ન્યાય તથા ધર્મ વસેલા છે એવું જીવન ગાળવું, કારણ કે આપણો આત્મા અમર છે, તે પ્રત્યેક સુખરૂપ તેમજ કસોટીરૂપ પ્રસંગ અનુભવવા સમર્થ છે. (કોઇ પણ પ્રકારની તિતિક્ષાથી આત્માને હાનિ નથી જ.)

જે મનુષ્ય મોટામાં મોટા અપરાધ કરે છે અને જે અત્યંત દોષયુક્ત હોવા છતાં ઠપકો મેળવતો નથી, સુધારો પામતો નથી અથવા શિક્ષા પામવામાંથી બચી જાય છે તેનું જીવન અધમથી પણ અધમ છે. તેનો પ્રતાપ પડતો નથી-તેને સૌ કોઇ દબાવે છે તથા તેની વાણીમાં બાયલાપણું કે માયકાંગલાપણું હોય છે.

જ્યારે સર્વ શાસ્ત્રોમાં પરસ્પરનું ઐક્ય કર્યાં છે તે સ્વતઃ સમજાય છે ત્યારેજ તેમનો અભ્યાસ કરેલો સાર્થક છે-તે વિના કરેલો યત્ન **दर्वी पाकरसं यथा** જેવો છે. તાત્પર્ય કે સર્વ શાસ્ત્રોમાં પરસ્પર વિરોધ ન ભાસે અને સ્વતઃ ઐક્ય ઉપજાવી શકાય એવું જ્ઞાન પ્રકટે ત્યારેજ જ્ઞાનમાટે કરેલો શ્રમ સાર્થક મનાય છે.

---

સ્નેહ-સરોવરની અંદર સ્નાન કરી, સેવા રૂપી યત્નની વિભૂતિના કપાળે લેપ કરી, અંતરના ઉમળકાથી નયનમાં ભરાઇ આવતાં આનંદાશ્રુ પાડી, નિખાલસ દિલથી સત્ય અને મધુર વચનો બોલી, ઘણી ઘણી રેખાવાળી હથેલીઓની સાથે જોડાયેલાં એવાં પાચ આંગળીરૂપ પર્ણગુચ્છનું છત્ર ધરી, આશા-પ્રકાશ અને સત્યજ્યોતિ દીપાવી, પૂર્વજોએ વાવેલાં સદ્બીજોના પરિપાકરૂપ સત્કર્મો આચરી જન સેવાની ધુન મચાવી કૃત કૃત્ય થવાનો ભાવ ઉપર દર્શાવવામાં આવ્યો છે. "વૈ."

* આ લેખ Moments with Plato નામના નાના પુસ્તકપરથી આપ્યો છે. પ્રસિદ્ધ ગ્રીક તત્ત્વવેત્તા પ્લેટોએ પોતાના શિષ્યોને જે બોધવચન કહેલાં તે આ લેખમાં આવશે.

કોઇ પણ મનુષ્યને કહીએ કે તું કોણ છે તે સમજ એનો અર્થ એજ કે તું તારા આત્માનું સ્વરૂપ જાણ-તું તારું સામર્થ્ય કેટલું છે તેને પ્રકટ કર-તેને પૂરેપૂરું પ્રકાશમાં આણ.

હાનિકર અભિમાન ત્રણ પ્રકારનાં છે. સૌંદર્યાભિમાન ( દેહાભિમાન, મારાજેવું સુંદર-હૃષ્ટપુષ્ટ-તેજસ્વી-સુન્દરસ્વરૂપવાળું શરીર કોઇનું નથી,) શ્રીમંતાઇનું અભિમાન ( અમારે અમુક ગાડીઘોડા, બંગલા, અલંકારવગેરે વૈભવો છે. ) તથા જ્ઞાન વા માહાત્મ્યનું અભિમાન ( મારા સમાન જ્ઞાની-તત્ત્વનિષ્ઠ મહાત્મા કોઇ ભાગ્યે હશે ), આ ત્રણ અભિમાન જો દુર્બળ હોય છે તો હાસ્યપાત્ર થવાય છે અને જો પ્રબળ હોય છે તો અત્યંત તિરસ્કારને પાત્ર થઇએ છીએ.

જ્યાં જ્યાં આપણી પૂજ્યબુદ્ધિ હોય છે ત્યાંનો ભય પણ આપણને હોય છે ( અને તે વાસ્તવ છે—પૂજ્ય પુરુષોનું સન્માન કરવું-તેમનાં વચનમાં સુખરૂપતા માનવી. ) પણ જ્યાં જ્યાં આપણું અંતઃકરણ ભયને ધારે છે ત્યાં સર્વત્ર આપણી પૂજ્યબુદ્ધિ હોતી નથી. ( અને એ ભય ગણવાજેવો હોતો નથી)

અંતઃકરણના જયપર ચિત્તની વાસ્તવ પ્રસન્નતાનો આધાર છે. મનની જે ઉચ્ચ વૃત્તિઓ સુવ્યવસ્થા તથા તત્વજ્ઞાનનો આવિર્ભાવ કરે છે તેમનું જો સામ્રાજ્ય પ્રવર્તે તો તે સત્પુરુષો પોતાનું જીવન સુખસંપત્તિ તથા ઐક્યમાં ગાળે છે. તેઓ સ્વતંત્ર નિયામક તથા મુક્તરૂપે વિચરે છે. તેઓ ન્યૂન મનોજયવાળા પુરુષોને વશ વર્તાવે છે તથા સત્પુરુષોને અથવા ઉચ્ચ પુરુષાર્થી મનુષ્યોને સ્વતંત્ર થવામાં સાહાય્ય આપે છે. અને પરિણામે એવા મહાશયો ભાસ્વગરનું અંતઃકરણ અનુભવતા સ્વર્ગમાં કે ઉચ્ચ દૈવી પ્રતાપવાળાં ભુવનોમાં વિચરે છે.

શુદ્ધિ, નિર્મળતા, નિષ્પાપપણું અથવા ભક્તિ એ શું છે ? દેહ તથા તેના સંબંધીઓના ચિંતનથી અંતઃકરણને અથવા જીવાત્માને અળગા રાખવા. યોગ્યતા, શુભ બુદ્ધિ પુરુષાર્થ વગેરે હોય ત્યાં અંતઃકરણને વાળવું-વા ત્યાં મમત્વ સ્થિર કરવું. અંતઃકરણની વૃત્તિઓને દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, વૈભવ, સ્વાદના પદાર્થો વગેરેમાંથી વાળીને સામર્થ્ય-પ્રતાપ-સંપત્તિ-શુભ યશ વગેરેના હેતુરૂપ આત્મસ્વરૂપમાં વાળવી. જગતમાં રહ્યા છતાં જગતના સંબંધોથી લિપ્ત થવું નહીં પણ જગતના આધારરૂપ પરમતત્ત્વ જે સૂત્રાત્મારૂપે સર્વત્ર છે તેનું જ્યાં જ્યાં વિશેષ ભાન થાય ત્યાં ત્યાં વૃત્તિથી જોડાવું. હૃદય, મૂર્ધાઆદિ સ્થળે એ આત્મગત સામર્થ્ય વિશેષ અનુભવાય છે માટે ત્યાં વૃત્તિથી વિશેષ કાળ જોડાવું અર્થાત્ સંયમ સાધવો.

જેમને સુખશાંતિમાં રહેવું છે—સુખ સ્વરૂપ જીવન ગાળવું છે તેમણે પ્રથમ તો પરસ્પરમાં કંઇ પણ અસંતોષ ઉપજાવવો નહીં. તેમજ બીજાઓ આપણને હાનિ કરે એવો પ્રસંગ પણ બનવા દેવો નહીં, પ્રથમનું કાર્ય દુષ્કર નહીં પણ બીજાને દુર્જનના પ્રયોજતા અટકાવવા એમાં કંઇક કઠિનતા છે. જ્યાંસુધી મનુષ્ય સર્વાંશે ઉચ્ચ થયો હોતો નથી ત્યાંસુધી અન્ય જનોના પ્રહારથી વા અપલક્ષણથી મુક્ત રહી શકતો નથી.

આપણે કોણ છીએ-આપણામાં કેટલું સામર્થ્ય છે આપણે કેટલું કરવા સમર્થ છીએ એ જ્ઞાન મેળવવું તેને હું અવશ્ય જ્ઞાનપ્રમાણમાં મસ્તકમણિરૂપે સ્થાપું છું અને એ વિષયમાં જે તત્ત્વવિદ્ પુરુષે ડેલ્ફીમાં 'તું તારા આત્મસ્વરૂપને ઓળખ' એવો લેખ સમર્પ્યો તેની સાથે એકમત થાઉં છું.

આપણે અનુભવથી જાણીએ છીએ કે કોઇ પણ મનુષ્યની ઇચ્છાનો વેગ જો એક દિશામાં પ્રબળ હોય છે તો બીજી દિશામાં તે દુર્બળ હોય છે. એક નદીનો પ્રવાહ જે ખાડીમાં કે દરિયામાં વળયો જોઇએ તેમાં ન વળતાં બીજી બાજુએ તણાયો હોય તેના જેવા એ મનુષ્યો છે. ( માટે મનુષ્યોએ કોઇ પણ પ્રકારના પ્રાબલ્ય માટે પ્રબળ આસક્તિને ન પોષતાં યોગ્યતા પ્રમાણે સર્વ વસ્તુ મેળવવા આશય રાખવો-કુદરતી જીવન ગાળવું, વૃત્તિના રાગદ્વેષને ન પોષતા પણ સમવૃત્તિને જાળવવી. )

પ્રત્યેક બુદ્ધિમાન્ પુરુષ માતાપિતાની અભિલાષાને વંદન કરે છે તથા તેમનો ભય ધારે છે કારણ કે તે સારી રીતે જાણે છે તેઓ ઘણે પ્રસંગે અને ઘણા મનુષ્યોની દૃષ્ટિમાં સમર્થ નીવડયા છે. સાધુચરિત્ર મનુષ્યોના માતાપિતા તે દીર્ઘાયુ વા પૂર્ણાયુ ભોગવે તો તેઓ પરમેશ્વરનો મોટો પાડ માને છે અને જો આયુષ્યના મધ્ય ભાગમાં તેમના દેહ વિલાય તો તે સજ્જનો અત્યંત શોક પ્રકટ કરે છે, પણ દુર્જનોને તો માતાપિતા સર્વદા ભયત્રાસના હેતુરૂપ હોય છે.

શબ્દોનો સ્વતંત્ર ઉપયોગ કરવો-તેમના તાત્પર્યપર પ્રધાન લક્ષ આપવું, તેમના અમુક વિશેષ અર્થમાં વૃત્તિને બહુ જોડી ન રાખવી એ ઉચ્ચ પ્રકારની કેળવણીનું ચિહ્ન છે. અમુક શબ્દોના અમુક અમુક અર્થ છે-અમુક ગ્રંથના અમુક સિદ્ધાંત છે અમુક લેખકનું અમુક મત છે એવા વિચારોમાં ભરાઇ રહેવું એ કેવળ વિવાદંભને સૂચવે છે. તોપણ કોઇ પ્રસંગે એવું શાસ્ત્રીય જ્ઞાન જરૂરનું હોય છે.

જ્યારે કોઇ પણ મનુષ્ય શરીર તથા તજ્જન્ય સંબંધીઓના સુખની વૃદ્ધિના વિચારમાં મગ્ન રહે છે અને એ ઇષણાઓને સંતોષવા આતુરતાથી યત્નો સેવે છે ત્યારે તેના સઘળા વિચારો જીવપણાના વા જ્ઞાન સામર્થ્યની ન્યૂન કળાનાજ હોવા જોઇએ......પણ જે મનુષ્ય ખરા અંતઃકરણથી જ્ઞાન દેવતા અંતઃકરણની ઉચ્ચ શુદ્ધ સાત્વિક સ્થિતિ ઇચ્છે છે, પોતાના શરીરબળ કરતાં મનોબળને વિશેષ ઉચ્ચ ગણે છે અને હૃદય બલને તેથી ઉચ્ચ માનેછે અને તેમ માની મનોબળ તથા હૃદય બળની બુદ્ધિમાટે સાચો યત્ન સેવે છે તેના વિચારોમાં જો તેને સત્યનો સાક્ષાત્કાર થાય તો જ્ઞાન સામર્થ્યની દૈવી કળાનું અદ્‌ભુત ઇશ્વરાંશનું પ્રાધાન્ય હોવાનું. અને જેટલે અંશે મનુષ્ય સ્વભાવમાં ઇશ્વરાંશ પ્રકટી શકે તેટલે અંશે તે તદ્દન દેવસ્વરૂપ બને છે, અને જ્યારે તે સત્પુરુષ હંમેશા પોતાના દેવપણાને પોષતો ચાલે છે અને તેનામાં ઇશ્વરાંશ પૂર્ણ કળામાં જાગ્રત્ થાય છે ત્યારે તે સર્વાંશે શુભ સ્વરૂપ બને છે.

સર્વથી અત્યંત મોટું અને અત્યંત ઉચ્ચ જ્ઞાન મહતી સંસ્થાઓ તથા મોટાં કુટુંબોને વ્યવસ્થામાં કેમ રાખવા તેમાં શમાયલું છે. તેમજ ભોગવિલાસનો યોગ્ય પ્રમાણમાંજ સ્વીકાર કરવામાં તથા ન્યાયને નિષ્કલંક માર્ગે વહેવામાં રહેલું છે.

હે મારા મિત્ર, મનુષ્યોને ધર્મમાર્ગે સ્થાપવા તથા અનીતિના માર્ગે તજાવવા અનેક મનુષ્યો કહે છે કે અમુક ધાર્મિક વર્તનથી લોકમાં રૂડું દેખાશે અને અમુક પાપમાર્ગના સ્વીકારથી લોકમાં અપકીર્તિ થશે. પણ આથી તેમની ખાતરી ચોક્કસપણે સહજમાં થતી નથી. ખરી વાત તો એ છે કે ઇશ્વર કદાપિ કોઇ પણ અંશમાં દોષવાન્ નથીજ, તે પૂર્ણાંશે ન્યાય, ધર્મ, નીતિ તથા સદ્‌ગુણની મૂર્તિ છે, અને આપણામાંથી જે કોઇ અત્યંત ધર્મિક વા પુણ્ય પ્રવૃત્તિવાળો હોય છે તે ઇશ્વરને ઘણે અંશે મળતો આવે છે......આ જ્ઞાન મેળ-

વવું એજ સાચું સત્વબલ તથા ધર્મબળ છે અને એનું અજ્ઞાન ચોખ્ખી મૂર્ખાઈ તથા દુર્ગુણ વા અધર્મ છે.

જો મારો જીવાત્મા સુવર્ણનો બનેલો હોય તો સુવર્ણને વિશુદ્ધ કુંદન કરનાર સર્વોત્તમ પંક્તિનો એક રત્નરૂપ પાષાણ શોધી કાઢવામાં મને આનંદ ન થાય? અને જીવાત્માની ઉચ્ચતમ કળા સાધવાને હું પોતે તથા વિશુદ્ધિ સાધક રત્નપાષાણ એકમત થઇએ તો મારે જાણવું કે હું નિશ્ચિંત છું અને મારે બીજા કોઇ પણ ઉન્નતિ સાધક સાધનની જરૂર નથી.

જો કોઇ પણ મનુષ્ય કોઇ પણ વ્યક્તિને હદઉપરાંત સત્તા આપે છે કોઈ પણ વહાણને હદઉપરાંત મોટું સઢ ચડાવે છે, શરીરમાં હદઉપરાંત અન્ન નાંખે છે, મનની વૃત્તિઓને હદઉપરાંત વહેવડાવે છે અને સુખદ મધ્યમ માર્ગને સ્વીકારતો નથી તો તેનું સઘળું ઉંધું વળી જાય છે અને મર્યાદા બહારની નિરંકુશ પ્રવૃત્તિને લીધે એક પક્ષે સર્વ પ્રકારની અવ્યવસ્થાને જન્મ આપે છે તો બીજે પક્ષે અમર્યાદ પ્રવૃત્તિના પરિણામરૂપ પાપ વા અધર્મને ઉપજાવે છે.

(અપૂર્ણ)

---

# પ્રેમ અને તેની ખીલવણી.

## (દોશી. મણિલાલ નથુભાઇ બી. એ. અમદાવાદ.)

તમારે જો કોઇ પણ પ્રકારની ઉચ્ચ સ્થિતિ ભોગવવાની ઇચ્છા હોય, આ દુનિયામાં તમારે વિજયી નીવડવું હોય, આ વિકટ સંસારમાં તમારો માર્ગ સરલ અને સુખદાયક બનાવવો હોય તો તેને વાસ્તે એકજ માર્ગ છે, અને તે માર્ગ પ્રેમનો છે. જે મનુષ્યમાં પ્રેમ નથી, તે મનુષ્ય કોઇ પણ કાર્ય કરવાને સામર્થ્ય ધરાવતો નથી. સઘળા પ્રકારની પ્રવૃત્તિઓને બળ આપનાર પ્રેમ જેવી અદ્ભુત શક્તિ આ જગતમાં બીજી એક પણ નથી. પ્રેમમાં પરમાત્મા પ્રાપ્ત કરી આપવાની સત્તા રહેલી છે. કારણકે જે ભક્તિદ્વારા પ્રભુપદ મેળવાય છે, તે ભક્તિ ઉચ્ચ પુરૂષો પ્રત્યેના પ્રેમ સિવાય બીજી કોઇ પણ વસ્તુ નથી.

જેમ સર્વ દુર્ગુણો દ્વેષથી—પ્રેમના અભાવથી જન્મ પામે છે, તેમ સર્વ સદ્ગુણોને જન્મ આપનાર—અસ્તિત્વમાં લાવનાર, અને પોષણ કરનાર પ્રેમ છે. દરેક મહાત્મા પુરૂષનું સ્વભાવસિદ્ધ લક્ષણ પ્રેમ છે. મનુષ્યમાં ભલે બીજા સઘળા ગુણો હોય, પણ જો તેનામાં પ્રેમ ન હોય તો તે સઘળા સદ્ગુણો અંધારામાં પડી જાય છે; પણ જે માણસમાં પ્રેમ છે, તે બીજા બધા સદ્ગુણોના અભાવમાં પણ વિજયી નીવડે છે; સ્વકાર્યસિદ્ધિ કરે છે; કારણકે સર્વ સદ્ગુણોનું મૂળ પ્રેમ હોવાથી પ્રેમવાન્ માણસમાં સર્વ સદ્ગુણો સ્વયમેવ ખીલી નીકળે છે. માટે પ્રેમનો મહિમા અદ્ભુત છે.

બંધુઓ! આ જગત્ આપણને ઘણીવાર દુઃખમય ભાસે છે, સંસાર દુઃખથી ભરપૂર છે, એવું આપણને ભાન થાય છે; આ વાક્યોના કારણરૂપે કેટલાક જણાવે છે કે લોકો ધનના અભાવે દુઃખી છે; જો બધાં માણસો પાસે પુષ્કળ ધન હોય તો આ જગત્ કોઇ રીતે દુઃખમય અવસ્થા ભોગવે નહિ. આ કથનમાં કેટલોક સત્યનો અંશ રહેલો છે, છતાં જગત્નું એ મિથ્યા છે. જો સર્વ ધનવાન્ પુરૂષો સુખી હોત, જો કે એવું મન સદા આનંદમાં

મગ્ન રહેતું હોત તો તે ઉપરના સિદ્ધાંતની સત્યતા આપણે કબુલ કરત; પણ વસ્તુસ્થિતિ તપાસતાં એમ જણાય છે કે તેમ નથી. ખરું દુઃખનું કારણ ધનનો અભાવ નહિ પણ પ્રેમનો અભાવ છે.

માણસમાત્ર પ્રેમથી જીવે છે. કવિ વર્ડસ્વર્થ લખે છે કે "આપણે પૂજ્યભાવ, આશા અને પ્રેમથી જીવીએ છીએ" જો માણસમાં કોઇ મહાન પુરુષપ્રતિ પૂજ્યભાવ ન હોય, જો તેનામાં કોઇ પ્રકારની આશા ન હોય અને જો તેનામાં પ્રેમવૃત્તિ ન હોય તો તે માણસ જીવી શકે નહિ. કાગડો પણ બલિ ખાઇને લાંબા કાળસુધી પોતાનું જીવન ચલાવે છે. તેમ ખોરાક ખાઇને દરેક સ્વાર્થી મનુષ્ય પણ લાંબાકાળ સુધી જીવતો રહે, પણ આ જીવન તે ખરું આનંદમય જીવન નથી—તેવો મનુષ્ય તો પોતાના જીવતરના દિવસ એક પશુની માફક પુરા કરે છે. પ્રેમવગરનું **જીવન નથી, પણ તે તો જીવવા છતાં મરણ બરાબર છે.**

સઘળાં સુખનો આધાર પ્રેમ છે. જે માણસને કોઈ ચ્હાતું નથી, જે માણસને કોઇ ખરા પ્રેમથી બોલાવતું નથી, અને જે માણસનું કલ્યાણ કોઇ ઇચ્છતું નથી, તે પોતાની સમૃદ્ધિ અને વૈભવનીવચમાં દુઃખી છે. તેવા મનુષ્યનું ધન, તેને સુખ આપી શકતું નથી, તેવા મનુષ્યની સર્વ પ્રકારની અનુકૂળ સામગ્રીઓ તેને સુખકર થતી નથી, તેના ચાકરો તેને સુખરૂપ નીવડતા નથી, કારણ કે તે ચાકરો તેની ખુશામત કરે છે, પણ તેને ખરા જીગરના પ્રેમથી ચ્હાતા નથી. ખુશામત અને ખરા પ્રેમ વચ્ચે આસમાન જમીન જેટલું અંતર છે, માટે પ્રેમ વગરનો માણસ સર્વદા દુઃખીજ છે.

હવે આપણે એક ખરા સુખી માણસનો વિચાર કરીએ. એક માણસ જંગલમાં એક નાના ઝુપડામાં પોતાની પત્નિ અને બે બાળકો સાથે રહે છે, તે જંગલમાંથી લાકડાં કાપી ગામમાં વેચી આવે છે, અને દરરોજ તેને બે આના મળે છે, તેમાંથી તે બે છોકરાં અને પતિ—પત્નિનું ગુજરાન ચલાવે છે; છતાં તેના જેવો સુખી આ જગતમાં તમને ભાગ્યેજ બીજો કોઇ મળી આવશે. તેની પત્નિનો તેનાપર એટલો બધો અસુહદ પ્રેમ છે, કે ગામમાંથી લાકડાં વેચી જ્યારે તે સાંજરે ઘરભણી પાછો વળે છે, તે સમયે તેની સ્ત્રી અને તેનાં છોકરાં તેને પ્રેમથી ભેટવાને તે ઝુંપડાની બ્હાર આવી ઉભેલાં હોય છે. તે સ્ત્રી અને તે છોકરાંના પ્રેમને લીધે તે પોતાનું દુઃખ અને પોતાની ગરીબાવસ્થા વિસરી જાય છે, અને પ્રેમસરોવરમાં ન્હાય છે, તેથી ઉત્તમ પ્રકારનું સુખ તે અનુભવે છે. માટે પ્રેમ એજ ખરા સુખનું મૂળ છે.

ખરો પ્રેમ કેવી રીતે પ્રકટાવવો, તે સમજતાં પૂર્વે, તે પ્રેમનું લક્ષણ જાણવાની જરૂર છે.

જે ખરો પ્રેમવાળો છે. તે પોતાનું નહિ પણ પોતાના પ્રેમપાત્રોનું કલ્યાણ કરવા ઇચ્છે છે અને મથે છે. ખરો પ્રેમ સ્વાર્થી હોતો નથી, અને તેથી ખરા પ્રેમમાં પ્રત્યુપકારની આશા રહેતી નથી. સામો માણસ આપણા પ્રેમનો બદલો વાળે કે નહિ તેની લેશમાત્ર પણ આકાંક્ષા રાખ્યા સિવાય ખરો પ્રેમી પુરુષ તેનું હિત કરવા તત્પર થાય છે. જેઓએ આપણાપર ઉપકાર કર્યો હોય, તેનો ઉપકાર કરવામાં કાંઇ મહત્વ નથી, પણ જેની સાથે આપણે કાંઇ સંબંધ નથી અથવા જેણે આપણું કાંઇ બગાડ્યું હોય, તેવા પુરુષપર પણ ઉપકાર કરવામાં ખરો પ્રેમ સમયેલો છે.

પ્રેમનું ખાસ એ લક્ષણ છે કે જેમ આપણે પ્રેમધન ખર્ચીએ, તેમ તેમ તે વૃદ્ધિ પામે છે. જગતનું સ્થૂળધન ખરચવાથી ઘટે છે, પણ પ્રેમ ખર્ચવાથી—બીજા પ્રત્યે પ્રેમ દર્શાવવાથી—વધે છે. કારણ કે પ્રેમ એ મર્યાદિત વસ્તુ નથી. એ ઇશ્વરના જેટલો અપરિમિત છે. કારણ કે પ્રેમ તેજ ઈશ્વર છે. અને ઇશ્વર તેજ પ્રેમ છે. તમે જેમ જેમ વિશેષ વિશેષ પ્રેમ મનુષ્ય જાતિતરફ દર્શાવતા જશો, તેમ તેમ તમારૂં પ્રેમ રાખવાનું પાત્ર—તમારૂં હૃદય વિશેષ વિશેષ વિશાળ થશે, અને વધારે ને વધારે પ્રેમ તમારા હૃદયમાં ઉભરાતો જશે. આ રીતે પ્રેમ એટલી હદે પહોંચશે કે જે જે વસ્તુમાં જીવ છે—પ્રાણ છે, તે સર્વ તરફ પ્રેમ દર્શાવતાં તમે શીખશો. તમારો પ્રેમ સર્વગત (universal) થશે. પણ પ્રેમનો પ્રારંભ તમારા ઘરથી કરવો જોઇએ. પતિપત્નિ વચ્ચેનો જે પ્રેમ હતો, તે વૃદ્ધિ પામી કુટુંબ પ્રત્યેના પ્રેમરૂપમાં ફેરવાઇ જાયછે; કુટુંબનો પ્રેમ વૃદ્ધિ પામી જ્ઞાતિજન તરફના પ્રેમરૂપે પરિણમે છે, તે પ્રેમ તે શહેરના સકળ મનુષ્યો તરફના પ્રેમરૂપે બદલાય છે, વળી શહેર પ્રત્યેનો પ્રેમ દેશ પ્રત્યેના પ્રેમરૂપે વધે છે, આમ વધતાં તે પ્રેમ સર્વગત થાય છે; અને આખી વસુધા તેને મન પોતાના કુટુમ્બ તુલ્ય થઇ રહે છે. તે સર્વગત અને વિશાળ પ્રેમવાળો મનુષ્ય કેવા આનંદમાં રહેતો હશે, તેનો પ્રાપંચિક અને સ્વાર્થીજીવન ગાળનારને ભાગ્યેજ ખ્યાલ આવી શકે, છતાં તેવી આનંદમય સ્થિતિ પ્રાપ્ત કરવાનું સામર્થ્ય આપણા પોતાનામાં રહેલું છે. તેવો મનુષ્યજાતિ પ્રત્યેનો વિશાળ પ્રેમ આપણા હૃદયમાં પ્રકટે માટે શાશા ઉપાયો યોજવા તે હવે આપણે વિચારીશું.

આ ઉપાયો સંબંધી આપણે વિચાર કરીએ, તે પહેલાં એક અતિ અગત્યની બાબત જણાવવી જરૂર છે. અને તે બાબત પ્રેમના જુદા જુદા વિભાગોને લગતી છે. પ્રેમ એ એકજ ભાવ હોવા છતાં જુદા જુદા પુરૂષોના સંબંધમાં આવતાં તે જુદા જુદા સદ્ગુણરૂપે પરિણમે છે. ઉચ્ચપુરૂષો પ્રત્યેનો પ્રેમ, ભક્તિ અથવા આભારની લાગણીરૂપે બદલાય છે, તેનો તે પ્રેમ સમાન સ્થિતિના પુરૂષો ભણી મૈત્રીરૂપે દેખાય છે. અને તેજ પ્રેમ આપણાથી હલકી પદવીના મનુષ્યો તરફ દયા અથવા અનુકમ્પાનું રૂપ ધારણ કરે છે. આમ જુદાં જુદાં સ્વરૂપ તે પ્રેમ ધારણ કરે છે, છતાં વસ્તુતઃ તે એકજ વૃત્તિ છે. અને તેનો ઉદ્દેશ પરનું હિત કરવાનો હોય છે. જેટલે અંશે સ્વાર્થનો ત્યાગ અને પરોપકાર વૃત્તિ અમલમાં મુકાય છે, તેટલે અંશે પ્રેમ પ્રકટ થાય છે.

આ પ્રેમવૃત્તિને ખીલવવાને આપણે આપણા જીવનવ્યવહારમાં જે મનુષ્યો આપણા સંબંધમાં આવે, તેમના પ્રત્યે કેમ વર્તવું તે હવે આપણે વિચારીશું.

આપણે બીજા મનુષ્યો સાથે ત્રણ રીતે સંબંધમાં આવીએ છીએ. તે ત્રણ રીતો મન, વચન, અને કાર્યની છે. પ્રથમ આપણે કાર્યનો વિચાર કરીએ.

આપણાં કાર્યો એવા પ્રકારનાં હોવાં જોઇએ કે જેથી કોઇના ચિત્તને ઉદ્વેગ ન થાય, અને આપણે આપણું પ્રયોજન યથાશક્તિ સિદ્ધ કરી શકીએ. કેવળ બીજાને બહારથી ઉદ્વેગ કરનાર તે કાર્યો ન હોવાં જોઇએ, એટલું જ નહીં પણ તેમના જાન—પ્રાણને નાશ કરનાર ન હોવાં જોઇએ. કારણ કે કોઇના મનને અશાંતિ થાય તેવું કાર્ય કદાપિ યોગ્ય ગણાય નહિ. ચોરીથી, પરસ્ત્રી ગમનથી, અન્યાયી લેવડદેવડથી બીજાનો જીવ દુઃખાય છે, માટે તેવું કાર્ય અઘટિત છે. તેવાં કાર્યો નહી કરતાં બીજાનાં ચિત્તને જેથી શાંતિ અને સ્થિરતા મળે તેવાં

આચરણો રાખવાં. હમેશાં આ નિયમ યાદ રાખવો કે પરમાર્થ તેજ ખરો સ્વાર્થ છે. અને તેટલા માટે જો ખરો સ્વાર્થ સાધવા તમારી ઇચ્છા હોય તો તમારે પરમાર્થના પંથે વિચરવું. પ્રથમ એ માર્ગ વિકટ લાગે છે; પણ તે સ્વાભાવિક હોવાથી થોડા સમય પછી તે અત્યંત સુગમ થઇ જાય છે. કારણ કે આત્માનો સ્વભાવ ગ્રહણ કરવાનો નહિ પણ આપવાનો છે. માટે તેને તો પરોપકારમાં જ, —બીજાનું ભલું કરવામાં જ પરમ આનંદ પ્રાપ્ત થાય છે. ઉન્નતિનો નિયમ ગ્રહણ કરવામાં સમાયો હતો, પણ મનુષ્ય જાતિમાં આવ્યા પછી તે નિયમ બદલાય છે. હવે આત્મ ભોગ-સ્વાર્પણનો નિયમ પ્રાધાન્ય પદ ભોગવે છે. લેવાની વૃત્તિ આપવાની વૃત્તિના રૂપમાં ફેરવાય છે. માટે તે નિયમને અનુસરી પરહિતમાં સદા ઉદ્યમવન્ત રહેવું. આથી પ્રેમ વૃત્તિ ખીલતી જાય છે. પ્રેમી પુરૂષોના દિવસો નિરંતર આનંદમીજ વ્યતીત થાય છે. તેઓને દુઃખનો કદાપિ અનુભવ થતો નથી. એમ નથી કે તેમનાપર દુઃખ પડતું નથી. દુઃખતો સર્વને માથે આવે છે, તેમ તેમનાં શિરપર પણ પૂર્વકૃત કર્મના પરિણામરૂપે આવે છે; પણ પ્રેમી—ખરો પ્રેમી તે દુઃખને ગણકારતો નથી, પણ પોતે પરોપકારના કાર્યમાં સદા મગ્ન રહે છે. તેનું દુઃખ સુખરૂપમાં ફેરવાઇ જાય છે.

ઘણાક મનુષ્યો એમ કહેવા બ્હાર નીકળે છે કે અમે પરોપકાર કેવી રીતે કરી શકીએ ? અમારી તે કરવાની શક્તિ નથી. અમે પોતેજ બીજાની પરોપકારની વૃત્તિના આધારે જીવીએ છીએ તો અમે વળી શું પરોપકાર કરવાના હતા ? આ તેમનું કહેવું તેમનાં જ્ઞાન પ્રમાણે વાસ્તવિક છે, પણ તેમાં એક ભેદ રહેલો છે, તે વિચારવા જેવો છે. તમે દુનિયા તરફ દૃષ્ટિ કરશો તો તમારા કરતાં પણ વધારે હલકી સ્થિતિમાં મનુષ્યોને શું તમે મદદ કરી ન શકો ! અલબત કરી શકો. તમારી શક્તિના પ્રમાણમાં તમે જરૂર મદદ કરી શકશો. અને જે મનુષ્યો પોતાના અલ્પ સાધનોનો પણ સદુપયોગ કરે છે, તેમને સદુપયોગ કરવાનાં વિશેષ સાધનો સ્વયમેવ પ્રાપ્ત થાય છે. તમને મળેલા સંજોગોનો બરાબર ઉપયોગ કરો, અને વિશેષ સારા સંજોગોને વાસ્તે તમે લાયક થશો. પણ જે મનુષ્ય પોતાને મળેલી ઉમદા તકનો લાભ લેતો નથી, તેને ભવિષ્યમાં એવી સારી તકો ભાગ્યે જ મળે છે. માટે પોતાની શક્તિના પ્રમાણમાં તમે બીજાને લાભકારી થાય તેવાં કાર્ય કરો, અને વિશેષ લાભકારી કાર્યો કરવાની જોગવાઇ તમને મળશે એ નિઃસંશય છે. અનુભવ કર્યા સિવાય આ સત્ય તમારાથી સમજાશે નહિ. એનો અનુભવ કરો. એ સિદ્ધાંતને તમારા જીવનવ્યવહારમાં મૂકો અને તમને તેની સત્યતાની ખાત્રી થશે. માટે કોઈ પણ મનુષ્યે એમ ન કહેવું કે હું શું કરી શકું ? દરેક માણસ પોતાની શક્તિના પ્રમાણમાં બીજાનું કાંઇને કાંઇ ભલું કરવાની સત્તા ધરાવે છે.

વળી બીજી એક અગત્યની અને યાદ રાખવા લાયક બાબત એ છે કે આપણે કેવળ કાર્યથી બીજાનું ભલું કરી શકીએ એમ નથી; આપણી શક્તિ કાર્યથી ભલું કરવાની ન હોય તો વચનથી પણ કરી શકીએ કોઇ ગરીબ મનુષ્ય આપણને રસ્તામાં મળ્યો; તેને આપવાને આપણની પાસે કંઇ પણ તે વખતે આપણા ખીસામાં ન હોય, તોપણ આપણે તેમને બે મીઠાશના શબ્દોથી કહીએ કે " ભાઇ અત્યારે મારી પાસે કાંઇ નથી, તું ચાલ્યો જા " તો તેના મનને તે વાક્ય કેવું આનંદકારક લાગશે ? તેને બદલે કેટલાક ધનાઢ્ય માણસ ગરીબોને પૈસા આપે છે, છતાં તેમનો તિરસ્કાર કરે છે, અને તેથી જોકે તે ગરીબ માણસ પોતાની ગરીબ સ્થિતિને લેઇ હાથ ધરે છે, છતાં પોતાની ગરીબાઇપણાનું ભાન કરાવનાર તે

ધનાઢ્યોના શબ્દો તેના મનમાં સારે છે. અને તેના દુઃખમાં ઓર ઉમેરો થાય છે. એક અંગ્રેજ લેખકે કહ્યું છે કે,

Blessed is he who gives to the poor, albeit a penny; doubly blessed is he, who adds a kind word to his gift.

જે માણસ બીજાને એક પેન્સ આપે છે તે પણ ધન્યવાદને પાત્ર છે પણ જે માણસ દાનની સાથે મીઠાશનો શબ્દ ઉમેરે છે તે બમણો ધન્યવાદને પાત્ર છે. માટે બને તો દાન આપવું અને તે પણ મીઠા અને પ્રિય લાગે તેવા શબ્દો સાથે આપવું; પણ કદાચ દાન આપવાની આપણી શક્તિ ન હોય તો ખરા જીગરથી શબ્દોદ્વારા સામા મનુષ્ય તરફ પ્રેમ દર્શાવવાના, અને આ રીતે તેના દુઃખમાં દિલાસો આપવાના પરમ કર્તવ્યમાં આપણે કદાપિ ચુકવું નહિ. એક કવિ લખે છે કે " શબ્દો પણ દિલાસો આપી શકે; દુઃખ દુર કરી શકે અને સુખમાં વૃદ્ધિ કરી શકે, શબ્દો તે આનંદ આપનારા ખજાના સરખા છે. તેવા ખજાનાનો ઉપયોગ ન કરવો તે એક પ્રકારની ક્રૂરતા છે. " માટે પ્રિય શબ્દોનો ઉચ્ચાર કરી સામા મનુષ્યનું દુઃખ ઓછું કરવાના કર્તવ્યમાં કદાપિ ભુલ કરવી નહિ. જો તમારે આનંદદાયક સંદેશો પહોંચાડવાનો હોય, અથવા પ્રીતિભર્યા શબ્દો કહેવાના હોય તો તમે તે ભુલી જાઓ ત્યાં સુધી બેસી રહેતા નહિ. આજને આજ આની આ ક્ષણે તેનો સંદેશો પહોંચાડો, અને તે શબ્દોનો ઉચ્ચાર કરો. આપણે વર્તમાન કાળના મુસાફર છીએ, ભવિષ્ય અગમ્ય છે. આવતી કાલ શું બનશે, તે રહસ્ય આપણાથી અજ્ઞાત છે. નહિ બોલેલા આનંદકારક શબ્દો સારૂ, નહિ મોકલેલા સ્વજનના પત્ર સારૂ, નહિ ખરચેલા પ્રેમધનસારૂ કેટલાંક હૃદયો તલપે છે, અને ઝુરી ઝુરી મરે છે. પ્રેમના અભાવે અનિષ્ટ પરિણામ આવે તે પહેલાં તેમને જણાવો કે તમે તેની તરફ પ્રીતિ રાખો છો, તમને તેને સારૂ લાગણી કે દિલસોજી છે. સ્થુલ ધનના અભાવથી જ નહિ પણ હૃદયના પ્રેમના અભાવથીજ જગત ગરીબ તેમ દુઃખી છે, માટે તમારા હૃદયના ઉંડામાં ઉંડા કોતરમાંથી પ્રેમનો પ્રવાહ શબ્દોદ્વારા યા પત્રદ્વારા વહેતો કરો. "

તમે કહેશો કે સામા મનુષ્યનું ભલું કરવાની મારી ઇચ્છા છે; પણ મારી પાસે ધન નથી, તેમજ હું તેને ઉપદેશ આપું કે તેનું શબ્દોદ્વારા પણ દુઃખ દુર કરી શકું તેવી સ્થિતિમાં નથી. જે તમારી શક્તિની બ્હાર વાત હોય તેવું કામ કરવાની કોઈ તમને સલાહ આપતું નથી; પણ જે તમારી શક્તિની અંદરની વાત છે, તે કામ તો તમે કરી શકશો એમ આ લેખકનું નિઃસંશય માનવું છે. તમે વિચાર તો કરી શકો છો. તમારામાં વિચાર કરવાની શક્તિ છે, એજ તમારી પાસે પુષ્કળ ધન છે. તમો શબ્દથી અથવા કાર્યથી બીજાનું ભલું ન કરી શકો તો જરાપણ ચિંતાતુર થશો નહિ. તમારા શુભ વિચારરૂપ ધનથી તમે અનંતગણું કાર્ય કરી શકશો. વિચારો એ ખરી વસ્તુઓ છે. તમારો દરેક વિચાર માનસિક ભુવનપર આકૃતિ ધારણ કરે છે. જુદા જુદા વિચારોને જુદા જુદા રંગની આકૃતિઓ હોય છે. ભક્તિનો રંગ વાદળી હોય છે. પ્રેમનો રંગ ગુલાબી હોય છે. ક્રોધનો રંગ રતાશપર ઝરાના આકારનો હોય છે. ઇર્ષ્યાનો રંગ લીલો હોય છે, અને બુરૂં કરવાની વૃત્તિનો રંગ કાળો હોય છે, આ રીતે વિચારો જુદા જુદા રંગની આકૃતિઓ ધારણ કરે છે,

શુભ વિચારો એક દેવદૂતની પેઠે, જેનું ભલું કરવાને તમારી ઇચ્છા હોય, તેની પાસે જાય છે, અને તેનું ભલું કરવા ચુકતા નથી. Think kindly for loving thought is a prayer. તમે કોઇનો પણ માયાળુપણે વિચાર કરો, કારણ કે પ્રેમનો વિચાર તે જ પ્રાર્થના છે. આવી પ્રાર્થના કરવાની સત્તા દરેકમાં રહેલી છે; માટે દરેક માણસમાં આખા જગતનું કલ્યાણ કરવાનું સામર્થ્ય રહેલું છે. તમારામાં પણ તે વિચારશક્તિ તિરોહિત (છૂપી) રહેલી છે; તમે પણ તેનો જગતના કલ્યાણ સારૂ સદુપયોગ કરી શકો. તમારામાં બીજાનું ભલું કરવાની બીજી કોઈપણ શક્તિ ન હોય તો ફીકર કરતા નહિ. તમારામાં વિચાર કરવાની શક્તિ છે; અને જે માણસ વિચાર કરી શકે છે, તે બીજાને મદદ પણ કરી શકે છે, માટે તમારા પ્રેમના વિચારોને નિરંતર તમારા હૃદયમાંથી ચારે તરફ ફેલાવો. તમારી આસપાસનું માનસિક વાતાવરણ પ્રેમમય બનાવી દો, અને જે જે તે વાતાવરણમાં આવશે. તે પ્રેમમય વાતાવરણનો અનુભવ કરશે. તેના મનના ઉદ્વેગને બદલે શાંતિનો તેને અનુભવ થશે. તેની વેર લેવાની વૃત્તિ શાંત બની જશે. તેનું દુઃખ ઓછું થઇ જશે.

એક પ્રકારનો માનસિક આનંદ તમારા સંબંધમાં આવતાં તે મનુષ્ય અનુભવશે. આ સર્વ કેવળ કલ્પનામય નથી. તમે તમારી મેળે તેનો અનુભવ કરી શકો. એકદમ એટલી હદે તમે ન પહોંચી શકો તે બનવા જોગ છે; પણ તેને વાસ્તે આરંભ તો કરવો જોઇએ. તે આરંભ તમારા ઘરમાંથી થવો જોઇએ. પ્રથમ તમારી પત્નિ તરફ પ્રેમ રાખતાં શિખો; પછી તમારાં બાળકો તરફ તે પ્રેમને પ્રકટ કરો. પછી સ્વજન અને સગા સંબંધી તરફ પ્રેમનો આવિર્ભાવ કરો. તમારા મિત્રો અને તમારા ઓળખીતા પુરૂષો તરફ પ્રેમના વિચારો મોકલતા રહો. આ રીતે તમારૂં પ્રેમનું ક્ષેત્ર વિશાળ અને વિશાળ કરતા રહેશો, તેમ તેમ આખી દુનિયામાંના સઘળા પ્રેમના વિચારો તમારી તરફ આકર્ષાશે. તમે પ્રેમનું મધ્યબિન્દુ બનશો. આ શું તમને સ્વપ્ન જેવું લાગે છે? ના, ના, તેમ નથી. તમે પરોપકારના વિચાર નિરંતર કરતા રહો, અને તમારૂં ચારિત્ર સ્વયમેવ ઉત્તમ પ્રકારનું થશે. પ્રસંગ આવે તે વિચારોને અમલમાં મૂકતાં વાર લગાડશો નહિ. દરેક કાર્ય કરતાં પહેલાં તે સંબંધીના વિચારો હૃદયમાં ઉદ્ભવ પામે છે. માટે તમે પણ પ્રેમના વિચારોને તમારા હૃદયમાં સ્થાન આપો, નિરંતર પ્રેમના વિચારોનું મનન કરો, અને પ્રેમનાં કાર્યો કરવાને અનુકૂળ સંજોગો તમને મળી આવશે. કેવળ સ્વાર્થની ઇચ્છાથી આ કાર્ય કરતા નહિ. જ્યાં સ્વાર્થ ઉદ્ભવ્યો ત્યાં પ્રેમના પવિત્ર સરોવરમાં સ્વાર્થનું ઝેર ભળે છે, અને સર્વ જળ ઝેરમય બની જાય છે અને પ્રેમ પોતાનું ધાર્યું કરી શકતો નથી. માટે શુદ્ધ સાત્વિક પ્રેમને હૃદયમાં પ્રકટાવો, અને આખા જગતના મહાન્ પુરૂષો અને દૈવી શક્તિઓ તમારા દ્વારા કાર્ય કરશે. તમે તેમનો પ્રેમ પ્રકટ કરવાની આ સ્થુળ ભુવનમાં શુદ્ધ પ્રણાલિકા થશો. આ લાભ કાંઇ ઓછો નથી. આ ભવિષ્ય કાંઇ ઓછું આકર્ષક નથી. તેને વાસ્તે પોતાની શક્તિઓને ગોઠવવી નહિ પણ તેનો સદુપયોગ કરવો જોઇએ. એટલે વધારે શક્તિ આ તમારામાં ખીલી નીકળશે. અને પ્રેમનું ખરૂં રહસ્ય શું છે, તે તમે પ્રથમજ અનુભવી શકશો.

# व्यवहार सर्वोत्तम क्यारे सधाय?

(જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત, સુરત.)

જીવન સર્જ કરવા સમર્થ છે. કોઇ પણ રીતે અંતરમાં ભય, સંકોચ કે અસંતોષ ધરવા પ્રયોજન નથી. કોઇ પણ કાળે મનુષ્યોએ અંતરથી દબાયલા રહેવા જરૂર નથી. કોઇનો પણ ટેક જગતમાં જાય, કોઇની પણ અપકીર્તિ પ્રકટે એવું કુદરતમાં છે જ નહીં. કોઇ પણ મનુષ્ય ભૂખ્યો રહે, સગાસંબંધીવગર પીડા પામે એવું છે જ નહીં, કુદરત જીવમાત્રની રક્ષા કરવા સમર્થ છે, માત્ર કુદરતની આજ્ઞાને ઓળખો. કુદરતે તમને જે વાતાવરણમાં સ્થાપ્યા છે તે વાતાવરણમાં રહી તમારો વેષ બરોબર ભજવો. તમારા અંતરમાં કુદરતની સત્તા રહેલી છે તે તમને જે યોગ્યતમ માર્ગ સ્ફુરાવે તેજ માર્ગે પ્રવર્તો. તેમાં કષ્ટ સ્ફુરે તો તેને સ્વીકારો. તે કષ્ટ કષ્ટ નજ નીવડશે પણ ગાળીને તમારૂં કુંદન કરનાર નીવડશે.

કુદરતમાં તમારી ઉન્નતિ માટે સાધનોનો તોટો નથી. આવરણોનો તોટો નથી. જે પદાર્થ જોઇએ તે છે. કુદરતમાં તમારેમાટે જોઇએ તેટલું ધન છે. તમે ઘણું ધન ઇચ્છો છો તો તે પણ છે, પણ તમને પ્રાપ્ત થતા ધનકરતાં વિશેષ આપવાથી તમારી, તમારા સંબંધી વર્ગની વાસ્તવ ઉન્નતિ થાય એમ ન હોય તો કુદરત તમને જરૂર જેટલુંજ આપશે.

તમને જે જે સંબંધો પ્રાપ્ત છે, જે જે પ્રતિકૂળતાઓ જણાય છે તેનું સાચું સ્વરૂપ તમને જ્ઞાન નથી. તમને મળેલા સુવર્ણને તમે ભૂલથી કથિર સમજો છો. તમારી સ્થિતિ સર્વોત્તમ થતી ચાલે છે. તમારી કાયા અજર, અમર થતી ચાલતી હોય છે, તમારૂં મનોબલ ઉચ્ચતર થતું હોય છે, તમારામાં સ્વાતંત્ર્ય વિશેષ વિશેષ સધાતું જાય છે, તમારામાં જ્ઞાનનાં કિરણ ઉચ્ચતર જામે એવા હેતુ પ્રકટતા ચાલે છે, તમારૂં ગૃહસુખ દેવી પ્રકટે એવાં કારણ જામતા રહે છે, તમારા કુલમાંથી અભિમાન, કાપટ્ય, અસત્ય આદિ વિસાતા ગાડયા હોય છે પણ કુદરતને ઓળખવામાં સ્ખલન સેવી અસંતોષવશ થઇ જાઓ છો. તમારૂં કર્તવ્ય એટલુંજ છે કે પ્રત્યેક સમયે અંતરાત્માની કસોટી કરનારી આજ્ઞાને અનુસરવી. કઠિન તપશ્ચર્યા રૂપ પ્રેરણને વંદન કરો, ઢીલાઢબ થઇ મધ્યમ પંક્તિના સ્ફુરણને ન સ્વીકારો. મધ્યમ પંક્તિનો પ્રયત્ન મધ્યમ પંક્તિનું સુખ આપશે અને ઉત્તમ પંક્તિનો પ્રયત્ન ઉત્તમ સુખ આપશે.

અંતરમાંથી તમને એમ ભાન થાય કે આ ધંધામાં કસ નથી. તો તેને ન જ વળગી રહો, બીજા નવીન તરફ વૃત્તિ આકર્ષતી હોય, તેમાં સુખનો સંભવ સમજાતો હોય તો તે પ્રતિ જવામાં વિલંબ ન જ સેવો.

મનુષ્યે એકના એક ચીલામાં પડી ન રહેવું જ્યાં કસ ઓછો જણાય, જ્યાં માનપ્રતિષ્ઠા ન્યૂન સમજાય ત્યાં ભરાઇ ન રહેવું. ઓછું દ્રવ્ય મળે તો ભલે પણ માનપ્રતિષ્ઠા વિશેષ હોય તો તેવા માર્ગને સ્વીકારવો. અંતરમાંથી જે જે યોગ્ય સ્ફુરણ મળે તે પ્રતિ અનાદર ન સેવવો. ખોટો ભય ન ધરવો.

અમુક કાર્ય માટે આપણને આપણી યોગ્યતા સમજાતી હોય તો તે કાર્ય માટે આપણે નીકળી પડવું. પૂછી પૂછીને વ્યવહાર ન સેવવો. સ્વતંત્ર બુદ્ધિબળ વાપરવું.

જીવન જેમ બને તેમ નિર્દોષ સાધવું. ઉપકાર સ્મરણ લક્ષમાં રાખવું. કોઇ સ્થાને

આપણે આતિથ્ય સ્વીકારીએ તો તેનો પ્રત્યુપકાર કરવાના સર્વ પ્રસંગોનો લાભ સેવો.

પ્રાણ જાય પણ નીતિનો ત્યાગ ન કરવો.

અમુક ગૃહસ્થ બહુ ઉદાર છે. એમને ત્યાં પાંચ દિવસ ખાધું હોય તો હાનિ નથી. તેમ છતાં પણ જ્યારે આપણે આપણી પોતાની કમાણીનો પદાર્થ ખાઈએ છીએ ત્યારે આપણી વૃત્તિમાં, વિચારમાં સ્વતંત્રતા વિશેષ લાગે છે.

વિચારમાં ઢીલાપણું એ મૃત અવસ્થા છે. આ મૃત અવસ્થાને નિવૃત્ત કરવી.

મેજીસ્ટ્રેટ કે કલેકટરની સત્તા બાહ્ય છે. પણ સદ્‌ગુણુજ્ઞની સત્તા જ મોટી છે, આથી પૈસા થોડા હોય કે વધારે હોય પણ આપણો વ્યવહાર જેમ બને તેમ વિશેષ નિષ્કલંક રાખવો. કોઈ પણ દિશામાં આપણું વર્તન દોષવાળું સમજાય તો તે દિશામાંથી દોષને નિવૃત્ત કરવો.

કોઈપણ મનુષ્ય તમને દ્રવ્યના ભંડાર આપનાર નથી પણ તમારો અંતરાત્મા જ તમને તે આપનાર છે. માની લીધેલી સત્તામાં જે સુખ નથી તે નિષ્કલંક સુગુણશાલી મહાપુરુષને છે. ઉપાધિજન્ય સુખ કરતાં દૈવી સંપત્તિથી ઉપજતું સુખ જ મહાન્ છે. દૈવી સંપત્તિ વધારો અને તમારું પદ સર્વોત્તમ પ્રકટશે.

ખોટો ભય ન સેવો. જ્યાં વાઘ જેવા પ્રકટવું ઘટે ત્યાં તેવા પ્રકટો. જ્યાં નમ્ર રહેવું ઘટે ત્યાં મૌન સેવો. જ્યાં કકડાવીને સપાટા ચોંઢવા ઘટે ત્યાં તેમ વર્તો. જ્યાં તમને અન્યાય થતો સમજાય ત્યાં સ્પષ્ટપણે અન્યાય બતાવો.

' અન્નનો માર્યો નીચું જુએ ' આ દોષ અનેક સ્થલે છે. વકીલ, બેરિસ્ટરો સારી પાર્ટી કે કોઈ ઉત્તમ ભેટ લેવાથી પોતાના બીજા ખરા લાભને ખોનાર સમજાયા છે. મહાત્માઓ ચાહ, દૂધ કે માલપૂડા દેખી પોતાના ઉચ્ચ કર્તવ્યથી ભ્રષ્ટ થયા છે. સ્થૂળ સંપત્તિનો લાભ લેશો તો સૂક્ષ્મ સંપત્તિનો લાભ તજશો. માટે સદા જાગ્રત્ રહો.

જેમને મિષ્ટાન પ્રિય છે તેમને તે મળે છે. જેમને ધન પ્રિય છે તેમને તે મળે છે. જેમને જ્ઞાન પ્રિય છે તેમને તે મળે છે. જેમને મહાપદ પ્રિય છે તેમને તે મળે છે. એ માટે મનુષ્યે કરવાનું સર્વોત્તમ પુણ્યકર્મ છે.

તમે બધું જ સંભાળો. કોઈપણ અંશમાં ન્યૂનતા ન સેવો. જે ધંધાથી, જે ઉદ્યમથી તમારા વ્યવહારમાં દોષ પ્રકટે, તેવા ધંધાને પરિત્યજો.

જાતે તરો અને સંગીને તારો. અને તે માટે અંતરમાંથી આત્મસત્તા જે જે સત્ત્વવાળા ઉપાયો સ્ફુરાવે તે સર્વ ઉપાયોને આચારમાં મૂકો.

જે પ્રમાણમાં સંબંધ તે પ્રમાણમાં ધર્મને પાળો. પ્રતિ દિવસે ચારિત્ર્યની ઉચ્ચતા સાધતા રહો.

મનુષ્યનું મન સામર્થ્યોનો ભંડાર છે. એ મનનું સ્વરૂપ ઓળખો. બાહ્ય મન, આંતર મન અને પ્રત્યક્-પ્રવણ મનનાં સ્વરૂપ જાણો. આંતર મનની ભૂમિકામાં રમણ કરનાર કરતાં પ્રત્યેક્ પ્રવણ ભૂમિકામાં રમણ કરનાર ઉચ્ચતર છે. તે જગતને બહુ ઉચ્ચ પદપર લઈ જનાર છે. તે જાતે અનવધિ ઐશ્વર્યોનો અનુભવ કરે છે અને અન્ય અનેકને સુખનું દાન દે છે. માટે તેવી ઉચ્ચ ભૂમિકામાં જ સદા રમો.

નહીં જરૂરનો આહાર, નહીં જરૂરની વાતો, નહી જરૂરનું સન્માન, નહીં જરૂરનો સમાગમ સર્વ તજો અને તમને કોઈ ઉચ્ચ જ્ઞાન, સામર્થ્યનો અનુભવ થાય એવા હેતુઓને રોજ રચો.

ઉપવાસ વ્યાધિને મટાડનાર છે. ઉપવાસ બુદ્ધિ બલને તેજસ્વી કરે છે. વિચારશક્તિને તેજસ્વી કરનાર કસરત છે. જેમ તમે શરીરમાંના કચરાને ઉપવાસ તથા કસરતથી બાળોછો તેમ તમારી બુદ્ધિજ્યોતિ બહુજ તેજસ્વી બને છે; ચાર સત્પુરુષોમાં તમારી મહત્તા જામે એવા હેતુને સદા સેવતા રહો. દીવાપણું પ્રકટાવનાર સર્વ વ્યવહારને છોડી દો.

જાગૃતિ આચારમાં મૂકો. રોજ જ મૂકો. તમારી ઉન્નતિનો રથ સર્વદા આગળ ચાલતો રાખો. કુદરતી જીવન ગાળો. સ્વભાવસત્તાને વંદન કરો.

જેમ મનુષ્ય જઠરને જરૂર પૂરતું ભરે છે તેમ તેનો પુરુષાર્થ ઉચ્ચતર પ્રકટે છે. આખા દિવસમાં અંધકાર, રાત્રિ, નિદ્રા આલસ્યાદિના વિચાર આવતા નથી. જ્યારે આપણે ત્રણ કે ચાર વાગતા સુધી ખાધું હોતું નથી ત્યારે આપણને જાણે જાગૃતિ, યુવાવસ્થા વગેરેનાજ વિચાર પ્રબળ રહે છે. નમતો પહોર, ઢળતા વિચાર વગેરે પ્રકટતા નથી. આથી મનુષ્યોએ શરીરમાં નકામો ભાર ન જ ભરવો. મન તથા મતિની સૂક્ષ્મકલાને સાધના મનુષ્યો હાલ જે આહાર લે છે છે તેમાં ઘણીજ ન્યૂનતા પ્રકટાવવી ઘટે છે.

ચાહ દૂધ વારંવાર લેવા, જઠરમાં જરૂર કરતાં વધારે ભાર ભરવો, કોઈ સર્જનનું આતિથ્ય, વિના કારણ સ્વીકારવું કોઈ સર્જન જમવા બેઠા હોય ત્યારે ત્યાં જઈ તેના આતિથ્યને સેવવું વગેરે પ્રસંગોથી આપણા અંતઃકરણનું તેજ ઘટે છે.

અંતઃકરણનું સામાર્થ્ય વિશેષ વિશેષ પ્રકટે, અંતર નિગૂઢ બલ બહાર આવે એવા હેતુઓ સદા રચતા રહો.

ખૂબ ચાલવું પડે, દૂર અટન કરવું પડે, જોખનારસ લેવા પડે, ટાઢા લોઢીના રોટલો તજવો પડે એવા સર્વ પ્રસંગોને વંદન કરો. જેમ કસોટી વધારે તેમ તમારે માટે કુદરત વિશેષ અનુકૂળતા ઉપજાવશે.

તમે સ્વતંત્ર બનો. વસ્ત્રો ચોખ્ખા પહેરો. કાટાતૂટાં ન જ પહેરો. તમારા વર્તનમાં સૌંદર્ય પ્રકટાવો. વૃત્તિમાં પ્રસન્નતા સેવો.

અંતઃકરણ ઠરે એવું વર્તન નજ સેવો. મોઢ ભર્યું વર્તન પરિત્યજો.

સીધો વ્યવહાર સેવો. આડો, વાંકો વ્યવહાર ત્યજો. સ્થિરતા સેવી રોજ થોડો સમય મનની ઉચ્ચ કલા અનુભવવા સદ્વિચાર સેવો.

અંતરમાં આત્મસત્તાનું અનંત ઐશ્વર્ય છે, એ ઐશ્વર્ય તમારું છે. માત્ર તમારે એ શુભ સામર્થ્યને બહિર્ અનુભવવા પ્રયત્ન વિસ્તારવાનો છે. તે પ્રયત્ન ઉચ્ચ પંક્તિનો સાધતા રહો અને તમારું ઐશ્વર્ય ઉચ્ચતર પ્રકટતું જશે.

ॐ

# जगतना वालमुनिने.

( શ્રીયુત "વૈકુંઠ" બી. એ. સુરત. )

ખમાજની ઠુમરી.

જગના જુજવા એ બાલમુનિ !
એ બાલમુનિ ! રેલો ઝરણી ! !
જગના જુજવા એ બાલમુનિ !

ઉર-તપોવન તપ આચરતા,
પાઠવી ઘો રીતી તપની ! જગના.
બાલ પ્રભુ ભય ? અહોનિશ નિર્ભય !
ભીતિ નથી જરીએ વનની ! જગના.
ભાલ વિશે રેખાશી વિલસતી,
દાખવી ઘો અમીની સ્રવણી ! જગના.
તાન પ્રભુનાં ! હસતાં પણ મુંગાં,
કેમ ગ્રહી રીત એ ફુલની ! જગના.
વેલ વિલાસી, પરદુઃખહારી,
ધન્ય તમારી છે જનની ! જગના.
જગ માયાની પાશ વિમુક્ત,
એકની એકજ યોગધુનિ ! જગના.
જગરજનીમાં જડી ઉર-આભે,
તારક જેવી શું પ્રેમ-ચુની ! જગના.
તમથી સુર બાળક અર્ચવતી મહી;
બાલ અબોલાં વિણ શુની ! જગના.
અધુરી જીંદગી પુરી પ્રેમ થકી;
ભાવ અનેરા વિણ ઉણી ! જગના.
બાળ ! બોલાવો ! અધિકા મુનિઓ !
પારેમાં હજુ પ્રેલી પુણી ! જગના.
એ બાલમુનિ ! રેલો ઝરણી !
જગના જુજવા એ બાલમુનિ !

---

# बौद्धमतना सिद्धान्तो.

( ગુ. એલ. પટેલ. બી. એ. વડોદરા. )

( મી૦ રમેશચન્દ્રદત્તના ' પ્રાચીન ભારતનો સુધારો ' એ ગ્રન્થ ઉપરથી. )

બૌદ્ધ ધર્મનો મુખ્ય આશય આત્મસુધારણાનો અને આત્મસંયમનો છે. સિદ્ધાંતો અને મત આ ધર્મમાં ગૌણ સ્થાને છે; પરંતુ મુખ્ય હેતુ વિકાર અને વાસનાથી મુક્ત, પવિત્ર જીવન ગાળી મનુષ્યજન્મનાં દુઃખોનો અંત લાવવાનો છે. બુદ્ધગયામાં જ્ઞાન વૃક્ષ નીચે ગૌતમ બુદ્ધ ધ્યાનમગ્ન થઇ બેઠા હતા, તે વખતે આ સિદ્ધાંત તેમના મનમાં પ્રકાશ્યો હતો. પોતાની આખી જીંદગી દર્મીઆન આ આશય લોકોના મનમાં ઠસાવવાનો તેમણે મહાન પ્રયત્ન કર્યો હતો.

જ્ઞાન થયા પછી બુદ્ધદેવ ગયાથી કાશી ગયા હતા; અને ત્યાં તેમના પાંચ જુના શિષ્યોને પહેલ વહેલો ઉપદેશ કર્યો હતો. તેમાં તેમણે ચાર સત્યો અને નિર્વાણના આઠ માર્ગો બતાવ્યા હતા. આ ચાર સત્યો અને આઠ માર્ગો બૌદ્ધ ધર્મના તત્વરૂપ છે; જે નીચે બુદ્ધના શબ્દોમાંજ આપવામાં આવ્યાં છે.

" ઓ ભિક્ષુઓ ! ( બૌદ્ધ ધર્મના સાધુઓ ) દુઃખનું સત્ય કહું છું તે સાંભળો. જન્મ દુઃખરૂપ છે; ક્ષય દુઃખરૂપ છે; માંદગી દુઃખરૂપ છે; અને મરણ દુઃખરૂપ છે. આપણને જે વસ્તુઓ રૂચતી નથી, તેનું સામીપ્ય દુઃખરૂપ છે; અને ઇચ્છિત વસ્તુ ન મળે ;તે દુઃખરૂપ છે. ટુંકામાં પંચ તત્વોમાં મમતા એ દુઃખરૂપ છે. "

" ઓ ભિક્ષુઓ ! દુઃખના કારણનું સત્ય કહું છું, તે સાંભળો. તૃષ્ણા સઘળાં દુઃખોનું મૂળ છે. તૃષ્ણાથી પુનર્જન્મ થાય છે; અને તૃષ્ણામાં તણાતો માણસ ભોગ વિલાસને માટે અહીં તહીં વલખાં મારે છે. ભોગને માટે લાલસા, જીંદગીને માટે લાલસા, અને અભ્યુદયને માટે લાલસા એ પ્રમાણે તૃષ્ણાના ત્રણ પ્રકાર છે. "

" ઓ ભિક્ષુઓ, ! દુઃખના નાશનું સત્ય કહું છું, તે સાંભળો. તૃષ્ણાના નાશ સાથેજ દુઃખ નાશ પામે છે; અને તૃષ્ણાનો નાશ વિકાર અને વાસના અભાવ થવાથી થાય છે. "

" ઓ ભિક્ષુઓ, ! દુઃખના નાશના ઉપાયનું સત્ય હવે સાંભળો. સત્ય સિદ્ધાંત, સત્ય અભિલાષ, સત્ય વાણી, સત્ય વર્તન, સત્ય આજીવિકા, સત્ય ઉદ્યોગ, સત્ય સાવધગીરી, અને સત્ય ચિન્તન એ દુઃખના નાશના આઠ ઉપાય છે. "

ઉપર જણાવેલા બુદ્ધના ઉપદેશનું તારતમ્ય એ છે કે આ જીવન દુઃખમય છે; જીંદગીને માટે લાલસા અને તેના ભોગવિલાસ એ દુઃખોના કારણ છે; તૃષ્ણાનો નાશ થવાથી દુઃખમાત્ર નાશ પામે છે; અને તૃષ્ણાનો નાશ પવિત્ર વિકાર રહિત જીવન ગાળવાથી થાય છે. પવિત્ર જીવન મેળવવાના આઠ ઉપાયો જે ઉપર બતાવવામાં આવ્યા છે,તેમાંનું રહસ્ય થોડા શબ્દોમાં બતાવવું અશક્ય છે. છતાં ટુંકામાં આ પ્રમાણે સમજાવી શકાયઃ (સત્ય સિદ્ધાંત) ખરામત અને ખરા સિદ્ધાંત સમજીને હમેશાં મનમાં ઉતારવા જોઇએ; ( સત્ય અભિલાષ ) જીંદગીનો ઉચ્ચ અભિલાષ રાખી, વ્યવહારનાં કામોમાં તે હમેશાં નજર આગળ રાખવો જોઇએ; (સત્યવાણી) આપણી વાણી હમેશાં સત્ય અને નમ્રતાયુક્ત હોવી જોઇએ; અને ( સત્ય વર્તન) હરકોઇ કાર્ય શુદ્ધ નિષ્ઠાથી કરવું જોઇએ, (સત્ય આજીવિકા) આજીવિકા મેળવવી, તે

એવી રીતે કે જેથી કોઇ પ્રાણીને ઇજા થાય નહિ; ( સતત ઉદ્યોગ ) આખી જીંદગીભર રૂડાં કાર્યો કરવામાં, તથા સ્નેહ અને નરમાશથી બીજાઓનું ભલું કરવામાં મચ્યા રહેવું જોઇએ; ( સત્ય સાવધગીરી) પાપમાં ધસાઇ ન જવાય તે માટે મન અને બુદ્ધિને હમેશાં સાવધ રાખવાં જોઇએ; અને (સત્ય ચિન્તન) શાન્ત ચિત્તથી ચિન્તન કરી મનનાં ગભરાટ અને વિહ્વળતા દૂર કરવાં જોઇએ. વિકાર, વાસના, અને જીંદગીની લાલસાનો નાશ કરવાના આઠ માર્ગોનું આ સ્પષ્ટીકરણ છે. પવિત્ર જીવનનું આવું સુંદર આલેખન કોઇ કવિએ કરેલું જાણ્યું નથી; અને આત્મસુધારણાની આવી સરસ યોજના બીજા કોઇ તત્વવેત્તાએ બતાવેલીનથી.

આખો જન્મારો ચિન્તન કરતાં અને લોક કલ્યાણમાં ઉધુક્ત રહેતાં ગૌતમ બુદ્ધે આત્મસુધારણાની યોજનાનો ઘણો વિસ્તાર કર્યો હતો. પોતે મરણ પથારીમાં પડ્યા હતા, તે વખતે પોતાના શિષ્યોને બોલાવીને, તેમણે આત્મસુધારણાની તમામ યોજના સાત વિભાગ પાડીને સમજાવી હતી; જે બૌદ્ધ ધર્મનાં સાત રત્ન કહેવાય છે. તે સાત વિભાગ આ પ્રમાણે છેઃ (૧) ચાર પ્રકારનાં એકાગ્રચિન્તન; (૨) પાપને નિવારવાના ચાર પ્રકારના ભગીરથ પ્રયત્ન; (૩) સાધુતા મેળવવાના ચાર માર્ગ, [૪) પાંચ નૈતિક શક્તિઓ; (૫) આધ્યાત્મિક અનુભવના પાંચ સાધનો; (૬) સાત પ્રકારની સમજ; (૭) દુઃખ નિવૃત્તિના આઠ માર્ગો.

આમાં ચાર પ્રકારનાં ચિન્તન છે, તે શરીર, ઇન્દ્રિયજ્ઞાન, વિચાર. અને તર્કસંબંધીનાં ચિન્તન છે. પાપને નિવારવાના ચાર પ્રયત્નો તે પાપમાં પડતા અટકવાના, એકવાર થએલું પાપ દૂર કરવાના, સૌજન્ય મેળવવાના અને તેમાં વધારો કરવાના પ્રયાસો છે. આ ચાર પ્રયાસોમાં પાપીના સૌજન્ય અને સદાચાર પ્રાપ્ત કરવાના જીંદગી ભરના, ખરા દિલના, સતત પ્રયાસોનો સમાવેશ થઇ જાય છે. સાધુતા પ્રાપ્ત કરવાના ચાર માર્ગો, તે ઇચ્છા, ઉદ્યોગ, યોજના અને આત્મશોધન છે. આ પ્રમાણે લાંબા વખત સુધી પ્રયાસ કરવાથી માણસ શરીર ઉપર સંપૂર્ણ કાબુ મેળવી સાધુતા પ્રાપ્ત કરે છે. પાંચ નૈતિક શક્તિઓ અને આધ્યાત્મિક અનુભવનાં પાંચ સાધનો તે શ્રદ્ધા, ઉત્સાહ, મનન, ચિન્તન, અને જ્ઞાન છે. અને સાત પ્રકારની સમજ તે ઉત્સાહ. વિચાર, ચિન્તન, આત્મશોધન, આનંદ, સ્વસ્થતા, અને શાન્તિ છે દુઃખ નિવૃત્તિના આઠ માર્ગો તો ઉપર બતાવેલા જ છે.

આ પ્રમાણે આત્મસુધારણામાં સતત મચ્યા રહીને અને સંશય, ઇન્દ્રિયભોગ વગેરે દશ પ્રકારનાં બંધનો તોડી નાંખીને માણસ છેવટે નિર્વાણ પ્રાપ્ત કરી શકે છે.

લાંબા કાળસુધી એમ માનવામાં આવતું હતું કે " નિર્વાણ " એટલે " મરણ " છે. પરંતુ પ્રોફે૦ મેક્ષમુલરે પહેલ વહેલું બતાવી આપ્યું કે "નિર્વાણ" એ "મરણ" નથી; પરંતુ મનનું પાપમય અવસ્થામાંથી અને જીવનની અને તેના ભોગવિલાસ લાલસામાંથી મુક્ત થવું તે નિર્વાણ છે. આ મત પછીથી ઘણા ખરા પંડિતોએ સ્વીકારેલો છે. બુદ્ધ જેને નિર્વાણ કહે છે, તે જીંદગીમાંજ મેળવી શકાય છે. તેમને તે જીંદગીમાંજ પ્રાપ્ત થયું હતું. તે આત્મ સુધારણાના સાધુ પ્રયાસથી પ્રાપ્ત કરી શકાય છે, અને તે બીજું કાંઇ નહિ, પણ મનની પાપરહિત નિર્દોષ અવસ્થા, વાસના અને વિકારમાંથી મુક્તિ, પરમ શાન્તિ, સૌજન્ય અને જ્ઞાનની અવસ્થા માત્ર છે, રીસ ડેવીડ કહે છે કે બુદ્ધનું સ્વર્ગ મરણ પછી પ્રાપ્ત થતું નથી, પણ અહીંઆં દુનિઆમાંજ પવિત્ર જીવન ગાળવાથી પ્રાપ્ત થઇ શકે છે.

મરણ પછી સદાચારી માણસોને માટે અત્યન્તિક સુખની અવસ્થા કે સ્વર્ગની પ્રાપ્તિ

છે કે કેમ તે સંબંધે શિષ્યો બુદ્ધને વારંવાર પ્રશ્નો કરતા. પરંતુ તે સંબંધે તેમણે ચોકસ અભિપ્રાય કદી જણાવેલો નથી, અને મરણ પછી સ્વર્ગ મળશે એવી આશાઓ તેમણે કદી આપી નથી. તે તો નિર્વાણ એ જ બૌદ્ધોને સ્વર્ગ અને મોક્ષ છે, એમ જણાવતા.

માલુકયપુત્ત નામના એક શિષ્યે બુદ્ધને આગ્રહથી પૂછ્યું કે "મરણ પછી જ્ઞાની માણસો જીવે છે કે કેમ તે અમને ચોકસ જણાવો." બુદ્ધે તેને પૂછ્યું "માલુકયપુત્ત, હું આવ અને મારો શિષ્ય થા એમ કદી મેં તને કહેલું ? મેં તને કદી કહેલું કે દુનિયા નિત્ય છે કે અનિત્ય છે, તે તને સમજાવીશ ?" શિષ્યે કહ્યું: "તે તો આપે કદી કહેલું નથી." બુદ્ધે કહ્યું: "ત્યારે હવે પ્રશ્ન કરતો નહિ." કોઈ માણસની છાતીમાં ઝેરી બાણ ભોંકાએલું હોય, અને તે વૈદ્યને કહે કે "મને કયા માણસે-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રે, બાણ માર્યું છે તે જણાવવામાં ન આવે ત્યાં સુધી હું ઉપચાર કરાવીશ નહિ;" તો તેનું પરિણામ શું થશે ? તે અવશ્ય મરણ પામશે. તેવીજ દશા મરણ પછી આત્માની શી અવસ્થા થાય છે, તે જાણવા સુધી, જે માણસ જ્ઞાન અને પવિત્ર જીવન મેળવવા યત્ન કરતો નથી, તેની થાય છે."

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બૌદ્ધ ધર્મમાં નિર્વાણ એ મુક્ત જીવનની છેલ્લી પાયરી છે, બુદ્ધના વિચારો તે સંબંધે સ્પષ્ટ છે. તેનો ઉપદેશ એવો હતો કે: "સખ્ત નિયમન પાળીને આ જીંદગીનાં, અને ભવિષ્યની જીંદગીનાં દુઃખોનો અંત આણો, અને આ જીંદગીમાંજ પવિત્રતાથી અને પાપનિવૃત્તિથી ઉપજતી શાન્તિ એટલે નિર્વાણ પ્રાપ્ત કરો."

( અપૂર્ણ )

## *नित्यता.

( જ. પુ. જોશીપુરા એમ. એ. વડોદરા. )

રચેલ્ય છે નિયમો જેનું જાણે તેને નિત્યતા,
અવર્ણી એ અરૂપી એ અવર્ણનીય સત્યતા. ૧
નથી કાળી, નથી ધોળી, મોટી નાની ગણો સુખે,
કેવી એ ના કહેવાતી, કોઈથી કોઈને મુખે. ૨
વશીકરણના મંત્રો છાનીછાની રહી જપે,
એવી એ છે નિયંત્રીણી તત્ત્વજ્ઞોએ લહી તપે. ૩
વસ્તુ માત્ર વિષે રે'તી અળગી અળગી તરી,
અખંડ બ્રહ્મચારિણી પેઠે શોભંતી સુંદરી. ૪
તિમિરાવરણે અંધ પ્રાણ ના પરખે જરી,
એવી એ ગુહ્યગાત્રીણી, મહાશક્તિ મહેશ્વરી. ૫

* નજરનના સૂક્ષ્માગ્રી અભ્યાસકો પોતાના અનુભવને આ કાવ્યમાં સહસા સ્ફુરી નીકળેલા વિચારો સાથે સરખાવશે તો તેમને સ્પષ્ટ થશે જ કે નિત્યતા પોતાના પ્રકટીકરણ અર્થે તૈયાર થયેલાં વિવિધ અંતઃકરણોમાંથી કેવી રીતે આવિષ્કારને પ્રાપ્ત કરે છે.

રોધાતી ન કદિ રોધો, શોધો કદિ દિગન્તમાં,
ભૂગર્ભમાં પ્રવેશીને શોધો, પડે ન હાથમાં. ૬
પડેપડ ઉપાડીને તપાસોને, નહીં જડે,
દિવ્યદેહી દડી જાતી ઉંડી ઉંડી સરી પડે. ૭
પૂઠે પૂઠે સરી જાતાં નીચે નીચે જતી ચરી,
આછી આછી થતી ડૂબે ભેદભંડાર એ ખરી ! ૮
ત્રિભુવન સદા સેવે, સેવે પર્વતશૃંગ તે,
વનેવૃક્ષે વિરાજે તે દેખો દેતી ગતેગતે. ૯
અવ્યક્તા અધિકારિણી ડોલે સાગરને જળે,
સરિતા શી સરી પાછી આવે તે નિજને સ્થળે. ૧૦
કાળને બાંધનારી એ શૂન્યે શાં ઘર બાંધતી !
ધર્મને ધારીને રે'તી, વિશ્વરેંટથી કાંતતી. ૧૧
ખાતી પીતી પછી પાછી બધું સર્જીજ કાઢતી,
એવી એ મનમોજીલી સ્થિતિપાલક છે સતી. ૧૨
વૃક્ષનાં પલ્લવો એ છે ડાળને ફળ એ બને,
બીજનું બીજ એ છે એ દૂરની દૂર, ને કને. ૧૩
જૂદાં જૂદાં રૂપો ધારે, કાયા માયિક એ તણી,
નિર્ગુણી નખરાંવાળી સંતને સાધુએ ગણી. ૧૪

---

# दैवी सामर्थ्य अथवा योगवळ.

(શ્રી જયકૃષ્ણ ગંગાદાસ ભક્ત, સુરત.)

## પ્રકરણ ૬ ઠું.

---

(અનુસંધાન ગતાંક પૃષ્ટ ૨૨૪ થી.)

### વિરોધી ઘોતનોનાં પરિણામ.

આંતર મનમાંથી સામર્થ્ય કાઢી તેનો ઉપયોગ કરનાર વિદ્વાન વા તત્ત્વજ્ઞ મહાપુરૂષપ્રતિ કોઇએ વિરોધી ઘોતન કરવું નહીં. અંતર્મુખ થઇ કોઇ સામર્થ્ય મેળવનાર સજ્જનમાં તે સામર્થ્ય નથી એવું બળવાળું ઘોતન વા સ્ફુરણ કોઇ પ્રકટાવે તો તે સજ્જનને પોતાના સામર્થ્યને આવિર્ભાવિ કરવામાં ધક્કો લાગે છે. અનુકૂળ શ્રદ્ધાવંત મનુષ્યો લાભને પામે છે અને પ્રતિકૂળ અશ્રદ્ધાળું મનુષ્યો લાભથી વિમુખ રહે છે. નાસ્તિક મનુષ્યોસમીપ અંતર્મુખતાના વા આંતર મનમાં સામર્થ્યો પ્રકટાવનાર અનેક મનુષ્યો પોતાનું બળ પ્રકટાવી શકતા નથી અને એથી કરીને તેઓ બીજાને જે લાભ કરી શકે તેમાં પણ પછાત પડે છે. એથી ઉલટું જે સજ્જન આંતર મનનાં સામર્થ્યોને ખીલવનાર હોય તેના પ્રતિ ઉત્તેજક વચનો પ્રેરાય, આપનું સામર્થ્ય અગાધ છે એવા ભાવવાળું વાક્ય પ્રેમપુરઃસર વદાય તો તે સજ્જનની વૃત્તિમાં

સ્થૈર્ય વિશેષ જામે છે અને એના બળે તે કોઇ મનુષ્યના રોગને દૂર કરવામાં પણ વિજય મેળવે છે, જે સજ્જનપ્રતિ શ્રદ્ધા વિશેષ ધરવામાં આવે છે તે સજ્જનના અંતઃકરણમાં સત્ત્વબલ વિશેષ પોષાય છે અને જો તે આંતર મનના બળને પ્રકટાવવામાં આગળ વધનાર હોય છે, નિષ્કલંક જીવન ગાળનાર હોય છે, ન્યાય્ય પ્રવૃત્તિને પોષનાર હોય છે તથા નિસ્વાર્થી જીવન ગાળનાર હોય છે તો તેનામાં અદ્‌ભુત સામર્થ્ય પ્રકટ થાય છે અને તે અનેકનો તારક બને છે.

એક મનુષ્ય સંયમમાં બહુ કાળ ગાળતો હોય, બાહ્ય લૌકિક સંબંધોને, ધનાદિ પદાર્થોના પ્રેમને બહુ કરીને વિસ્મૃતિપદમાં સ્થાપી દેતો હોય, ખાવાપીવાના પદાર્થોપ્રતિના પ્રેમને પણ છોડી દેતો હોય તો તેવો મનુષ્ય અનેક મનુષ્યોને સન્માર્ગમાં સ્થાપક થઈ શકે છે. માત્ર કર્તવ્ય એટલુંજ છે કે તેવા સત્પુરુષનાં વચનોમાં અશ્રદ્ધા ધરી તેના સ્થૈર્યનો ભંગ કરવો નહીં, જે સમયે તેના સામર્થ્યનો પ્રસાર આપણે અનુભવતા હોઇએ તે સમયે તેનામાં સામર્થ્ય નથી—તે ઢોંગ છે એવા ભાવનાં પ્રતિકૂળ વચનો પ્રેરવાં નહીં. એથી ઉભય પક્ષને હાનિ પ્રકટે છે. એક ઇમારત બંધાવા માંડી હોય અને તેને વચ્ચેથી તોડી પાડીએ તેવું બને છે. તેમજ તે ઇમારતને આશ્રયે રહેનાર સજ્જનોને ઘર વગરના કરી મૂકીએ છીએ. વળી આવાં વિરોધી દ્યોતનોથી તેવા કોઈ સજ્જનને ઉન્નતિના ક્રમમાંથી પાછો વાળીએ છીએ—સિંહાસનપરથી ઉઠાડી રાબોડામાં બેસાડીએ છીએ.

આંતર મનનું સામર્થ્ય પ્રકટાવવા મનુષ્યે પોતાની પ્રવૃત્તિમાંથી મલિનતાના સંસ્કારોને સમૂળ નિવૃત્ત કરવા. વૃત્તિમાં પ્રસન્નતાને જમાવવી. રુચિના પ્રમાણમાંજ આહાર લેવો. દુધ કે જળઉપર રહેવાય અને વૃત્તિમાં અનુકૂળ દ્યોતનથી પ્રસન્નતા કાયમ રહે તો દશવીશ દિવસનું કાર્ય એકજ દિવસમાં કરાય છે. જૈનલોક ઉપવાસ કરે છે અથવા ફળોપર રહે છે પણ તે ક્રિયામાં અનુકૂળ દ્યોતનોના અભાવે વિલક્ષણ સામર્થ્ય અનુભરતા નથી. જગત્‌માં સ્વીકારેલી કોઇ પણ પ્રવૃત્તિમાટે અનુકૂળ બુદ્ધિ પ્રકટાવનાર સમર્થ હેતુઓ મેળવવા એ કોઇ વિરલ પુણ્યાત્મા જનોનેજ મળે છે. સંયમ વા ચિત્તવૃત્તિની એકાગ્રતાનું સામર્થ્ય અગાધ છે. એ સામર્થ્યવડે અનેક ચોરોને સાધુ કરી શકાય, અનેક ભ્રમિત મગજના મનુષ્યોને સ્થિર પ્રશાન્ત કરાય, અનેક અયોગ્ય પ્રવૃત્તિઓને સમાવી શકાય પણ એ સામર્થ્ય વધારવા બહુજ સાવધાનતાની જરુર છે. પ્રતિકૂળ વાતાવરણ બીલકુલ સેવવું નહીં. એથી શું વળવાનું છે એવા ઉદ્‌ગાર કાઢનાર મનુષ્યો સમીપ નિવાસ ન કરવો.

પશ્ચિમની પ્રજામાં વૉશિંગ્ટન ઇર્વિંગ બિશપ અને મિ. લેબાઉચર વચ્ચે જે પ્રસંગ બનેલો તે અત્ર લક્ષમાં લેવા જેવો છે. મિ. બીશપે આંતર મનનાં અદ્‌ભુત સામર્થ્યોને પ્રકટ અનુભવ્યાં હતાં, અને એ તત્ત્વવિદ્ પુરુષાર્થી પુરુષ મોટી મોટી સભાઓને પોતાનું ઐશ્વર્ય દેખાડી ચકિત કરતો હતો. બીજા મનુષ્યોનાં અંતઃકરણમાં શા વિચાર ચાલે છે તે એ જાણી શકતો, વળી બંધ કરેલા પડબીડીયામાં શું છે તે કેણ એ કહી શકતો. ઘણા ઘણા પ્રસંગોમાં મિ. બિશપના ઉત્તરો ખરા પડ્યા અને તેથી એની કીર્તિ વિશેષ પ્રસરી. આ સમયે મિ. લેબાઉચરે જાહેર રીતે મિ. બિશપમાં આ સામર્થ્ય છે જ નહીં એવો આક્ષેપ કીધો. એ બિશપ તો ગપ્પાં ઠોકે છે એમ મિ. લેબાઉચરે એના સમીપમાં જ પ્રકટ કીધું, તથા

જો તમારામાં આ સામર્થ્ય ખરેખર હોય તો આ કવરમાં એક બેંક ઓફ ઇંગ્લંડની નોટ છે. તેનો નંબર કયો છે તે કહો. અને જો તમારું ઉત્તર ખરું પડે તો એ નોટ હું તમને જ આપી દઉં. મિ. લેબાઉચરે પ્રતિકૂળ વીજતન સર્જ્યું કરેલું. એથી મિ. બિશપની જામેલી આત્મશ્રદ્ધા તુટી. અંતરાત્મામાંથી અનુભવાતું સામર્થ્ય કંઇક પ્રતિબદ્ધ થયું, અને પૂર્વે વૃત્તિને સ્થિર કરી બંધ કરેલાં પરબીડીયાંને બરાબર જોઇ શકતો હતો. અંદરની નોટનો પૂરેપૂરો સાક્ષાત્કાર કરી શકતો હતો તથા તેપરનો નંબર સંયમબળે વાંચી શકતો. એ સામર્થ્ય આ સમયે તે પ્રકટ કરી શકયો નહીં, એને પોતાના સામર્થ્યમાં શંકા પ્રકટી. આત્મશ્રદ્ધા દુર્બળ પડી. વૃત્તિમાં જરુરની સ્થિરતા જામી નહીં. પડબીડીયાપર અંતઃકરણ જોઇએ તેટલું એકાગ્ર થયું નહીં. અને તેથીજ નોટમાંનો નંબર વાંચી શકાયો નહીં.

સને ૧૮૩૫માં ફ્રાંસની રોયલ એકેડેમી ઓફ મેડિસિન તરફથી એક કમિશન નીમાયું હતું. આ કમિશનમાં નીમાયલા સર્જ્યુનોએ ( Animal magnetism ) પ્રાણિગત સત્ત્વબલના સ્વરૂપનો નિર્ણય કરવાનો હતો. એજ એકેડેમી એટલે પાઠશાળાના સમર્થ તત્ત્વચિંતકો આ કમિશનમાં રોકાયા હતા. છ વર્ષસુધી આ વિદ્વાનોએ આ સત્ત્વબલવિષે નિર્ણય કરવામાં યત્નો કીધા, એ યત્નોનાં પરિણામ સને ૧૮૩૭માં પ્રકટ કીધાં. ઘણી વાતો એ કમિશન તરફથી પ્રસિદ્ધ થઇ. તેમાં મુખ્ય એ હતી કે કેટલીક વ્યક્તિઓમાં સ્થૂળ દૃષ્ટિથી ન સમજાય એવી વાતો સમજવાનું સામર્થ્ય પ્રકટ થાય છે. એ વ્યક્તિઓમાં આ સામર્થ્ય તે યોગબલ છે. ચિત્તવૃત્તિઓના નિરોધદ્વારા, રાજસતામસ વર્તનના અભાવદ્વારા, સ્વાર્થવૃત્તિના ત્યાગદ્વારા તથા સૂક્ષ્મ વસ્તુના ચિંતનદ્વારા આ સામર્થ્ય પ્રકટે છે. એ સામર્થ્યવાળા મનુષ્યો નેત્ર મીંચીને વૃત્તિને અંતરમાં સંકેલે છે, અને એમની પાસેના પદાર્થોને આંતર દૃષ્ટિથી ઓળખી શકે છે. એમના આગળ કોઇ કાગળ જુદા જુદા રંગના ધર્યા હોય તો તે કાગળના રંગ તથા તેમના પરના નંબરો કહી શકે છે. કોઇ ચોપડીનું પાનું ઉઘાડીને પૂછ્યું હોય કે આ પાનામાં શું લખેલું છે તો તે પણ એ શુદ્ધ અંતઃકરણના મનુષ્યો કહી શકે છે. આ રીપોર્ટ પ્રકટ થયો ત્યારે કોઇ કોઇ વિદ્વાનોએ આવાં સામર્થ્ય સંબંધમાં અનેક શંકાઓ પ્રકટ કીધી, અને આવું અલૌકિક સામર્થ્ય કોઇ પોતાનામાં દર્શાવે તો તેને અમુક દ્રવ્ય આપવું એમ ઠરાવ થયો. આ માટે કોઇ કોઇ ઉચ્ચ સામર્થ્યવાળા મનુષ્યોએ હામ બીડેલી પણ ઘણાખરા એ સામર્થ્યના આવિષ્કારમાં નિષ્ફળ ગયા હતા.

કોઈ દેવ દેવીના ભક્તો વા ઉપાસકોમાં તે તે દેવ વા દેવીનું સામર્થ્ય પ્રકટ થાય છે. *મોટા મોટા ડાક્ટરોથી જે કામ ન થાય તે કોઇ સમર્થ ઉપાસકો કરી શકે છે. અમુક શક્તિ* વા ચિંતનના બળે તે તે ઉપાસકોમાં તે તે દેવનું ઐશ્વર્ય પ્રકટે છે. પણ એ અમુક ઇષ્ટ વા ઉપાસ્યસમાન સામર્થ્ય જગતમાં ઠેર ઠેર બતાવવાનું નથી, અનુકૂળ અંતઃકરણવાળા શ્રદ્ધાળુ મનુષ્યો સમીપ જ એ સામર્થ્ય પ્રકટે છે. પ્રતિકૂળ અંતઃકરણવાળા શંકા કરવાના સ્વભાવવાળા મનુષ્યો સમીપ આ સામર્થ્યનો આવિષ્કાર થતો નથી. ઇશ્વર ભક્તો, દેવદેવીના ઉપાસકો વા યોગસાધકો સમાન આંતર સંપત્તિવાળા અભિમુખ સર્જ્યુનો સમીપ જ આ સામર્થ્યને પ્રકટાવી શકે છે.

દેવ કે દેવીના શુદ્ધ ભક્તોના આશીર્વાદ ફળે છે, ધન, ધાન્ય, આરોગ્ય વગેરેની મહતી સંપત્તિ અભિમુખ અનુકૂળ અંતઃકરણવાળા મનુષ્યોને મળે છે, પણ જેમને લાભ થાય તેમણે

એ વાતો ગુપ્ત જ રાખવી. અમુક સિદ્ધ, યોગી કે મહાત્મા દ્વારા અમુક અમુક લાભ મને થયા છે એમ જગતમાં સ્થલે સ્થલે ન કહેવું, કારણ કે કોઇ અશ્રદ્ધાલુ અંતઃકરણવાળો મનુષ્ય એમ કહે કે એ ખોટી વાત છે—કાકનું બેસવું અને તાડનું પડવું એવું એ છે, એ અમુક ભગતડાથી શું થાય ? એનામાં તે એવું શું મહાત્મ્ય છે ? આવી વાત સાંભળનાર શ્રદ્ધાલુ સર્જનમાં અંતઃકરણનું શ્રદ્ધાબલ તુટે છે. તેમજ જેનાથી લાભ થયો હોય તે મનુષ્ય કાંચો યોગી કે ઉપાસક હોય છે તો તેને પણ સત્ત્વબલમાં ક્ષીણતા પ્રકટે છે. પોતે જે ઉચ્ચ નિર્મળ જીવન સ્વીકાર્યું હોય છે તે જીવનના નિર્વાહમાં રોધ થાય છે.

કોઈ પણ યોગી, ભક્ત કે તત્ત્વચિંતક સામે પ્રતિકૂળ ઘોતનો કરવા નહીં. અંતઃકરણ જેમ શુદ્ધ, ટાઢ તડકો કે વૃષ્ટિ વેઠવાનું જેમ બળ વધારે, સખત યત્નો કરવાનું સામર્થ્ય જેમ મોટા પ્રમાણમાં તેમ અદ્ભુત સામર્થ્ય મનુષ્યમાં વિશેષ પ્રમાણમાં પ્રકટે છે. એમાં શંકા નથી જ. અને એ સામર્થ્યને પોષનાર ઘોતનો જ કરવા ઘટે છે. જીવ શિવ જેવો જ છે. માત્ર પ્રયત્નના સ્વરૂપપર જ જીવત્વને સ્થાને શિવત્વ સત્વર પ્રકટવાનો સંભવ રહે છે. અલૌકિક પ્રયત્નો સેવનાર મનુષ્યોમાં અલૌકિક સામર્થ્ય વિવિધ કલામાં પ્રકટે છે એ સામર્થ્યને ઓળખી લેવું. અને તે તે યત્નવંત મનુષ્યોને આરૂઢ વા ઉચ્ચ ભૂમિકામાં વહેવા અનુકૂળ ઘોતનો પ્રકટાવવાં.

પ્રતિકૂળ ઘોતનોથી શી હાનિ થાય છે તે જાણવા રોબર્ટ કમિશનનો રીપોર્ટ જ પૂરતો છે. એમાં જણાવેલું છે કે અમુક સમર્થ મનુષ્યમાં કોઇ સામર્થ્ય પ્રકટવા લાગ્યું હોય અને આપણે તેમાં શંકા ઉઠાવીએ અથવા બહુ પરીક્ષા કરવા જેવું કરીએ તો તે દૈવી સામર્થ્ય પ્રકટતું એકદમ અટકી જાય છે.

જો કોઇ સત્પુરુષના ઉપદેશથી સહજ ધન મળતું હોય તો બહુ મોટા પ્રમાણમાં મળે છે એવી ભાવના કરવી. જો તેના યત્નથી કોઈ મનુષ્યમાં સામાન્ય સત્ત્વદ્રવ્ય વધતું હોય તો માનવું કે એ સત્ત્વબલ મોટા પ્રમાણમાં વધે છે. જો કોઇ સજ્જનના યત્નથી આપણી કાન્તિમાં સહજ વૃદ્ધિ થતી હોય તો દિગંત કીર્તિ સ્થપાય છે એવી ભાવના કરવી.

કોઇ મનુષ્યે નિરોધબળ જમાવ્યું હોય અને પછી તે ભાષણ કરવા ઉભો થાય તો તે ઘણું સારું વ્યાખ્યાન આપી શકે છે. ઘણી શંકાનાં ઉચ્ચ સમાધાન આપી શકે છે. ઘણી બાબતોમાં ઉત્તમ નિર્દોષ નિશ્ચયો જણાવી શકે છે. આ વખતે કોઇ મનુષ્ય પ્રતિપક્ષી થઇ એના મહાત્મ્ય વા સામર્થ્ય સંબંધમાં શંકા પ્રકટાવે વા એના તરફ યોગ્ય માનબુદ્ધિ ન સેવતાં કંઇક દ્વેષવાળું વર્તન સેવે તો તેથી તેને પોતાને હાનિ થાય છે. તે સ્થૈર્યવાળો સત્પુરુષ પોતાના સામર્થ્યનો આવિષ્કાર કરવામાં કંઇક પશ્ચાત પડે છે અને જો બીજા મનુષ્યો તેના ઉત્તમ સત્પ્રયત્ન માટે માનબુદ્ધિ સેવનાર હોય છે તો તે નિરોધબળને સાધનાર યત્નોમાં ઉત્તરોત્તર વધે છે અને કંઇ નવીન હિત જગતમાં વિસ્તારે છે.

આંતર મનને જેવું ઘોતન સ્ફુરાય તેવો પરિણામ કાળે કરીને પ્રકટે છે. તું શિવસ્વરૂપ છે, તું નિરામય છે, તું મહાપ્રજ્ઞ છે, તું સામર્થ્ય યુક્ત છે, તારામાં ઉચ્ચ વિવેક સિદ્ધ છે, આવાં આવાં ઘોતન આંતર મનમાં સ્થપાય છે, તો ક્રમે ક્રમે અભિમાની એ પદે પરિણમે છે.

એક સર્જન સંયમમાં બે ત્રણ કલાક ગાળે છે વા તત્વવિચારમાં બે ચાર કલાક રો-

કાય છે. આથી એની વૃત્તિમાં એક પ્રકારનું સ્થૈર્ય બંધાય છે, સમાધિ, યોગ, નિરોધ, વા સ્થૈર્ય એકજ છે. વિવિધ પદાર્થોમાં ભટકતું ચિત્ત એક ઉત્તમ વસ્તુમાં સંલગ્ન થાય છે, અને એવું ચિત્ત બહુ સામર્થ્યવાળું હોય છે. તેમાંથી અનેક ચમત્કાર નીપજે છે. અસંભવરૂપ કરનાર આ ચિત્ત છે, આ ચિત્તનાં હિત વચનોને ગપ ન માનો. તેમજ આ મનુષ્ય ઢોંગી છે એવો આરોપ ન મૂકો, જો એવો આરોપ મૂકાય છે તો એ મનુષ્યનો ઉચ્ચરતો વેગ દબાય છે અને તેથી અનેકને લાભ થતો અટકે છે. એકદમ એનું સ્થૈર્ય ક્ષીણ થાય છે અને વૃત્તિ બહિર્મુખ બને છે.

(અપૂર્ણ)

---

# डॉक्टर राजेन्द्रलाल मित्र.

(આનંદમૂર્તિ.)

ડૉકટર રાજેન્દ્રલાલ મિત્ર અપૂર્વ વિદ્વતા, અભ્યાસ, તથા ખંતથી હિંદુસ્તાનમાંજ નહિ પણ ઇંગ્લંડ, જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ આદિ પાશ્ચિમાત્ય દેશોમાં પ્રખ્યાત થયા છે. તેમનો જન્મ ઇ. સ. ૧૮૨૪ના ફેબ્રુઆરી માસની ૧૫ મી તારીખે કલકત્તાના સુરા નામના પરામાં થયો હતો.

તેમના પ્રપિતામહ રાજા પિતામ્બર મિત્રને મોગલબાદશાહે ત્રણસેં ઘોડેસ્વારની સરદારી તથા જાગીર આપી હતી. તેમના પિતા સંસ્કૃત તથા ફારસી ઘણું સારૂં જાણતા. વિદ્યા તથા જ્ઞાનપ્રતિ પ્રેમ તેમના પિતાથી તેમણે સ્વાભાવિક પ્રાપ્ત કર્યા હતાં.

ઇંગ્રેજી શાળામાં અભ્યાસ કરી તે વૈદ્યકશાસ્ત્રનો અભ્યાસ કરવા કલકત્તાના આયુર્વેદીય શાળામાં પ્રવેશ્યા. તેમની બુદ્ધિના પ્રભાવથી તથા ખંતથી તે શાલાના વિદ્યાર્થિઓમાં તે પ્રકાશવા લાગ્યા. તેમની રીતભાત તથા ખંતથી પ્રસન્ન થઇ બાબુ દ્વારકાનાથ ટાગોરે ઇંગ્લાંડમાં અભ્યાસ પૂર્ણ કરવા લેઇજવા કહ્યું. તેમના પિતાને આ વિચાર અયોગ્ય લાગવાથી તેમને શાલાનો ત્યાગ કરવા પડ્યો. આ પછી તેમણે કાયદાનો અભ્યાસ કરવા આરંભ્યો. પરિક્ષા પત્ર આગળથી બહાર પડી ગએલાં હોવાથી પરિક્ષા રદ થઇ. દ્વિતીય પ્રયત્ન કરવાનો વિચાર માંડી વાળી વિવિધ વિષયનું જ્ઞાન સંપાદન કરવા લાગ્યા.

માત્ર બાવીસ વર્ષની વયે Bengal Asiatic Society (બંગીય એશીયા મંડળ) ના સહકારી વ્યવસ્થાપક નિમાય. ત્યાં તેમણે દશ વર્ષ સુધી કાર્ય કર્યું. આ સમયમાં તેમણે સંસ્કૃત તથા તત્સંબંધિતી અન્યભાષાઓનો અભ્યાસ કર્યો. આ સાથે બંગીય, ઉરીયા, હિન્દી, ઉર્દુ, ફારસી વિગેરે ભાષા તે સારી રીતે શીખ્યા. ગ્રીક, લેટીન, ફ્રેન્ચ, જર્મન તો તે એવું સારૂં જાણતા કે યુરોપીયન વિદ્વાનો પણ તેમની પ્રશંસા ઉચ્ચ સ્વરે કરતા. ઇંગ્રેજી તો તે ઇંગ્રેજના જેવુંજ બોલી તથા લખી શકતા, પ્રાચીન તત્ત્વશોધવામાં તથા અનેક વિષયનું જ્ઞાન સંપાદન કરવામાં આ પૂર્વીય તથા પશ્ચિમાત્ય ભાષાનું જ્ઞાન તેમને ઘણુંજ ઉપયોગી થઇ પડ્યું.

ઈ. સ. ૧૮૫૧ માં તેમણે વિવિધાર્થ સંગ્રહ નામનું પત્ર પ્રકટ કરવા આરંભ કર્યો. તે પછી રહસ્યસંદર્ભ પ્રકટ થયું. જ્ઞાનપ્રકાશમાં તેમનો શ્રમ આશ્ચર્યોત્પાદક હતો. તેમણે ૧૨૮ ગ્રંથોમાં સમાવેશ પામેલા ૩૩૦૦૦ પૃષ્ઠના ૫૦ મહાન્ ગ્રંથો રચ્યા છે. આમાં ઓરિસાનો પ્રાચીન ઇતિહાસ ( Antiquities of odrissa) બોધ, તથા ભારતીય આર્યો

(Indo Aryans) મુખ્યછે. આ ગ્રંથો સૂક્ષ્મ દૃષ્ટિ, ગૂઢ વિચાર તથા અપૂર્વ વિદ્વત્તાથી પૂર્ણછે.

ઇ. સ. ૧૮૬૫ માં બંગાલાના જમીનદારોના સગીર વારસોના તે વાલી નિમાયા. ભવિષ્યમાં ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરી તે નિમિત્ત પ્રાપ્ત થતા કર્ત્તવ્યનો ભાર જે યુવકોપર આવવાનો હતો તેવા આ શ્રીમંત યુવકોને ઉત્તમ બનાવવા તે પ્રયત્ન કરવા લાગ્યા. કલકત્તા શેહેરસુધારક મંડળ નિમાયું ત્યારે સરકારે તેમને કમિશનરનો અધિકાર આપ્યો. ઇ. સ. ૧૮૮૫ માં તે એશિઆટીક સોસાયટીના પ્રમુખ નિમાયા.

ઇ. સ. ૧૮૭૫ માં કલકત્તા વિશ્વવિદ્યાલયે તેમના અપૂર્વજ્ઞાન તથા વિદ્વત્તાથી પ્રસન્ન થઇ તેમને ડાક્ટર ઓફ્ લોઝ (ધર્માચાર્ય)ની પદવી આપી. યુરોપમાં તેમના ગ્રંથ અતિશય પ્રશંસાને પાત્ર લેખાતા. મેક્સમુલર જેવા વિદ્વાનો પણ તેમના અભિપ્રાયને માન આપતા. સરકારે પણ તેમનાં કાર્યની પ્રશંસા કરી. ઇ. સ. ૧૮૭૭ માં તેમને રાય બહાદુર તથા ૧૮૭૮ માં સી. આઇ. ઇ.ના ઇલકાબ આપ્યા. રાજાનો પણ ઇલકાબ તેમને મળ્યો. ૫૦૦ રૂપીયાનું માસિકવેતન તેમને ખાસ આપવામાં આવતું. હીંદુ પેટ્રીઅટના અધિપતિ સાથે તેમણે થોડો સમય કાર્ય કરી પોતાના જ્ઞાનનો ઉત્તમ લાભ આપ્યો હતો. પ્રાન્તિક ગ્રંથમાળાયોજક મંડળના પ્રમુખરૂપે શિક્ષણ કાર્યમાં તેમણે ઉત્તમ સેવા બજાવી હતી. આંગ્લભારતીયમંડળ (British Indian Association) ના સંસ્થાપકોમાં તે આગેવાન હતા. લાંબા સમય સુધી આ સંસ્થાના ઉપપ્રમુખ તથા પ્રમુખરૂપે તેમણે કાર્યકર્યું આ સંસ્થાને સારા પાયાપર લાવવા તેમણે પોતાની શક્તિ, જ્ઞાન, તથા સમયનો વ્યય કર્યો. ઇ. સ. ૧૮૯૧ ના જુલાઇ ની ૨૬ મી તારીખે તેમણે દેહનો ત્યાગ કર્યો.

તેમનામાં સૂક્ષ્મ દૃષ્ટિ, અવલોકન શક્તિ, વિવેચક શક્તિ, કાર્યકરણ શક્તિ, ગાંભીર્ય, દૃઢતા, ઉદાત્તવૃત્તિ આદી ગુણો હતા. તેમની સ્મરણ શક્તિ ઉત્તમ હતી. સત્યશોધન કરવાની તીવ્રેચ્છા તથા તેને ગ્રહણ તથા ધારણ કરવાની શક્તિ તેમનામાં વિકાસને પામી હતી.

# हाजीमहम्मद मोशीन.

(આનંદમૂર્તિ.)

આ પરોપકારી સાધુચરિત સત્પુરૂષના નામથી બંગાલામાં કોઇ ભાગ્યેજ અજાણ્યું હશે. હજારો ગરીબ મુસલમાન વિદ્યાર્થીઓ આ પુણ્ય પુરૂષની ઉદાર સખાવતોના આશ્રયથી શિક્ષિત થયા છે. આ ઉદાર દાનેશ્વરીના પુણ્ય પ્રતાપે સંખ્યાબંધ મદ્રેસાઓ સ્થાપિત થઇ છે, તેમાં અનેક વિદ્યાર્થીઓ શિક્ષિત થાય છે. અનેક ઔષધાલયો સ્થપાયાં છે; ત્યાં વ્યાધિગ્રસ્ત નિર્ધન મનુષ્યો રોગથી નિવૃત્ત થાય છે. ધર્મશાલાઓમાં ફકીર તથા અભ્યાગતો ને આશ્રય, સ્થાન, તથા ભોજન પ્રાપ્ત થાય છે. આવા ઉદાર ચરિત પુરૂષનું દેશના ધનાઢ્ય પુરૂષોએ અવશ્ય અનુકરણ કરવું ઘટે છે.

મહમદ મોશીન ઇ. સ. ૧૭૩૨માં હુગલી શેહેરમાં જન્મ્યા હતા. તે સમયે બંગાલાનું મુખ્ય શેહેર હુગલી હતું. કલકત્તા તે સમયે માત્ર નાનું ગામ જેવું હતું. હુગલી ગૌરવ તથા વ્યાપારમાં કલકત્તાથી દશગણું મોટું હતું. તે સમયે મુસલમાન સત્તા બલવાન્ હતી.

મોશીને શિરાઝન નામના પ્રખ્યાત મોલવીપાસે શિક્ષણ લીધું હતું. મોલવીના સંબંધથી તેમને ફારસી તથા અરબી સાહિત્યમાં પ્રીતિ થઇ. ધન તથા સંસારના વિભવથી તેમનું મન વિરાગી થયું. પ્રવાસેચ્છા પ્રબલ થઇ. જ્ઞાનાર્થે તીવ્રેચ્છા ઉત્પન્ન થઇ. શિરાઝનનું શિક્ષણ પૂર્ણ

કરી તે મુર્શીદાબાદ અભ્યાસ કરવા ગયા. આવી રીતે પ્રખ્યાત મૌલવી તથા ફકીરોના સંબંધમાં સમય ગાળી તેમણે ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કર્યું. એટલુંજ નહિ પણ ફારસી તથા અરબી ભાષાના તે વેત્તા ગણાવા લાગ્યા. તેમની લેખન શૈલી પ્રશસ્ય તથા સુંદર હતી. ઉત્તરાવસ્થામાં કુરાન જાતે લખી તે અભ્યાગતોને વિનામૂલ્યે અર્પતા. તેમનું હસ્તલિખિત કુરાન હાલ હુગલી વિદ્યાલયની પુસ્તક શાળામાં છે. તેમના સમયમાં મુર્શીદાબાદ તથા હુગલી, અનીતિ તથા એશઆરામનું આશ્રયસ્થાન થઇ પડ્યાં હતાં તો પણ તેમના પવિત્ર અંતઃકરણને તેથી લેશ પણ વિકાર થયો નહિ. તે પોતાનો સમય એકાગ્રતા, ધ્યાન, તથા વિચારાદિમાં વ્યતીત કરતા. આવા વિદ્વાન્ હોવાછતાં શરીરપ્રતિ તેમનું અલક્ષ્ય ન હતું. તે ઉત્તમ ઉસ્તાદ તથા સ્વાર હતા, એટલુંજ નહિ પણ તલવારનો ઉપયોગ તે ઘણોજ સારો કરી જાણતા. તેમને સંગીતનો પણ શોખ હતો. ભક્તિમય કાવ્યો ગાવામાં તથા સાંભળવામાં તે સમય ગાળતા.

સુદૃઢ શરીર તથા સુશિક્ષિત ચિત્તરૂપ ઉત્તમ સાધનો પ્રાપ્ત કરી તે ઇરાન તથા અરબસ્તાનનો પ્રવાસ કરવા નીકળ્યા. તેમણે હિંદુસ્તાન, ઇરાન, અરબસ્તાન, મીસર તથા તુર્કસ્તાનમાં પ્રવાસ કર્યો. સુશિક્ષિત પુરૂષો પ્રવાસથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. એ સત્યના આધારે વિચારીએ તો તેમના જેવા તે સમયમાં સુશિક્ષિત પુરૂષો થોડાજ મળીઆવે એમ હતું. તેમણે પરદેશમાં ઘણાં વર્ષ વ્યતીત કર્યાં તથા અનેકવિધ જ્ઞાન પ્રાપ્ત કર્યું. તેમની ભગિની મનુજા ખાતુમના પતિ એકાએક મૃત થવાથી તેમને આવવું પડ્યું. તેમને પ્રજા ન હતી. જેસોર તથા ખુલ્નામાં તેમની જાગીરોની દેખરેખ તથા વહીવટ તેમના હાથમાં આવ્યો. ૧૮૦૩ માં મનુજા મોશીનને પોતાની સઘળી મીલકત તથા જાગીરના વારસ કરી મરણ પામી. તેનું આધિપત્ય તેમણે સ્વિકાર્યું નહિ. તે માત્ર દેખરેખ રાખતા. ઉપજ નિર્ધનોને અર્થે વાપરતા. ધનપ્રાપ્ત છતાં વિભવથી તથા વિષય સુખથી વિરક્ત રહી પરમાત્માં તથા માતૃ ભૂમિને અર્થે તેમણે પોતાનું તન, મન, ધન અર્પણ કર્યું. ઉદાર સખાવત કરવામાં તેમનું અંતઃકરણ અભેદબુદ્ધિ ધારતું હતું. મુસલમાન તથા હિંદુ સર્વને સરખા ગણતા. આજ તેમના જ્ઞાનની પરાકાષ્ઠા હતી. વિદ્વાન્ હોય કે જ્ઞાની હોય પણ જો ભેદ બુદ્ધિ રહે તો વિદ્વત્તા તથા જ્ઞાન પોતાને તથા અન્યને ભાર રૂપજ છે, જ્ઞાનની પરાકાષ્ઠા વિશાલ દૃષ્ટિજ છે. મનુષ્ય માત્રને જોઇ ભેદ વિના અંતઃકરણમાં પ્રેમ ન ઉપજે તો તે જ્ઞાન નથી, તેમ જ્ઞાનાભાસ નથી, પણ અજ્ઞાન છે. આ તેમની વિદ્વત્તા તથા મહત્તા દર્શાવે છે. આ છતાં તે પોતાની ઉદારતા લેશ પણ પ્રકટ કરતા નહિ. રાત્રે, જુદાજ વેશમાં કોઈ ન જાણે તેમ તે ગરીબોને મળતા. તેમની ઉપાધિઓથી વાકેફ થતા. તે ટાળવા ગુપ્ત પ્રયત્ન કરતા. કીર્તિ તેમને અપ્રિય હતી. ઇ. સ. ૧૮૧૨ માં તે સદ્ગતિને પામ્યા. તે પહેલાં તેમની સઘળી જાગીર તથા દોલત ધર્માર્થે વાપરવા સરકારને સોંપી હતી. તેમની અનુપમ સદિચ્છાનુસાર સરકાર તે જાગીરમાંથી વિદ્યાશાળાઓ, ઔષધાલયો, સદાવ્રતો આદી સ્થાપિત કરે છે.

મનુષ્યસેવા એજ સાચી પ્રભુભક્તિ છે. જે મનુષ્યો જેટલા પ્રેમથી મનુષ્યોના હિત અર્થે નિસ્વાર્થે પ્રવૃત્તિ કરે છે તેટલાજ અંશે તે પરમાત્માની સાચી સેવા કરે છે. આપણા દેશના ધનાઢ્ય પુરૂષોએ હાજી મહમ્મદ મોશીનનું પુણ્ય ચરિત્ર લક્ષ્યમાં રાખી પોતાના દ્રવ્યનો સદુપયોગ કરવાનું લક્ષ રાખવાની અગત્ય છે.

---



वसंतऋतु.

"સૂર્ય અને ચંદ્રતત્વનાં સર્વોત્તમ સામર્થ્યો
તમને વસંતઋતુમાં અવશ્ય પ્રત્યક્ષ થાય છે."

# વસન્ત.

( શ્રીયુત ગોવર્ધન બી. એ. મુંબઈ. )

ખીલ્યાં કમલ વસન્તે જગમાં,
દેહ વિષે ખીલ્યું મુર દગમાં;
કમલ-નયન સંયોગ થતાં આ—
ચમત્કાર ભાસે શો જ્યાં ત્યાં,
નભમાં ચંદ્ર વસન્તે ઝીલે;
દેહપ્રદેશે વદનજ ખીલે.
મીઠી લહરિ સમીરની વાયે,
શ્વાસ સુગંધે અધર ભીંજાયે;
ભ્રમર કરે ગુંજાર વસન્તે.
પ્રીતિ તાર ધુંકે જન કંઠે,
વસંતનું ગુણગાન કરંતી;
કોકિલ કર્ણ પ્રદેશ ભરંતી.
પુષ્પવતી વેલી વીંટાતી,
(જોઇ) પુષ્પવતી વનિતા હરખાતી;
અંધ થયેલાં ઉલુક દિસે છે.
પ્રેમાંધો દઢ બાથ ભીસે છે,
પિંડ ને બ્રહ્માંડ મુંસરી;
વસન્ત તારી પ્રભા શી અસરી!

---

# વસંતવિલાસ.

( શ્રીયુત ગોવર્ધન બી. એ. મુંબઇ. )

સરવરે શી સુંદરી !

શ્રમ અતિથી થાકી સુતા સેંજ માંહિ રતિ પતિ,
ખેદથી થઇ ખિન્ન સુતી બાજુમાં શાણી સતિ;
મધ્યરાત્રિ વીતતામાં કોકિલા બોલી ઉઠી.
તેહ સુણતાં સેંજમાંથી ઝબકીયા વદ્દલભ ફરી,
આવી ઉભા અગાસીમાં મધુરા સુર સુણવા;
તાલ દેતાં હાથથી વળી શીર લાગ્યું ધુણવા.
કર્મના સંજોગથી ઉડી ગઇ એ કોકિલા,

પ્રેમ ઉદ્દીપન જતાંમાં થયા વલ્લભ એ વિલા;
સુતેલીને શુદ્ધ કરવા વેગ આવ્યો અંતરે.
નિહાળી બેશુદ્ધ રંભા ચિત્તડું પાછું ફરે,
ઉઠાડીશ જો નિંદમાંથી કોપશે કદી કામિની;
મનાવીશ શી રીતથી રીસાયલી એ ભામિની.
વિવિધ આવા તરંગોથી ચિત્ત તો વ્યાકુલ થયું,
સહન શીલતા ખુટવાથી ચિત્ત વિહારે વહ્યું;
ઉંઘ તો ઉડી જતામાં ઉતર્યા નીચેજ એ.
વાટિકામાં આવીને સુતા નિરાંતે બાંકડે,
ચંદ્રકેરાં શીત કિરણો ઉષ્ણ અગ્નિ સમ થયાં;
બળ કરતાં પ્રહર અંતે ત્યાંજ એ ઉંઘી ગયા.
વસ્ત્રની અવ્યવસ્થાથી શીત વાયુ લાગીઓ,
પ્રેમદા પાસુ બદલતાં જાગી ઉઠી બોલી એ (!)
સુઠેલી તે શયનમાંહી પતિવિણ થઈ બાવરી.
શોધ કરતાં થાકીને મેડીથી નીચે ઉતરી;
'પૂર્ણિમાની રમ્ય રાત્રિ માણવા માટેજ એ.
પ્રેમમાં પડતો કરી ઉભા હશે આ સરવરે,'
ધારી એવું બિચારીએ વાટિકાની નિકટના,
સરોવર કેરે કિનારે આવી ઉભી ઝટ ત્યાં;
વિરહ કેરી વેદનાથી વધી ગઇ વ્યાકુલતા.
વળી વળી વાંકી વળીને જુએ વૃક્ષો ને લતા,
ચિત્તમાં ચંચલ અતિ ચપલા ચતુર જ્યારે થઈ;
નિહાળ્યો* ખદ્યોત ઉડતો હવામાંહી અહિં તહિં.
વિસ્મરી એ ભાન નિજનું પકડવા થઈ આતુરી.
હાથ ઉંચા ઉછાળીને વાપરે બહુ ચાતુરી,
ચડસમાંહિ ચઢી જાતાં સરવરે શી સુંદરી (!)
ભટકતી અહો ! મધ્ય રાત્રે દૂર ડર સઘળો કરી !
થાકીને ખદ્યોત અંતે કુમુદ પર બેસી ગયો.
નિહાળી તે સુંદરીને હર્ષ અંતરમાં થયો,
ઉતરી એ સાચવીને પાણી માંહિ મદભરી;
પકડવા ખદ્યોત ઉભી **સરવરે આ સુંદરી !!!**

---

* આગીયો કીડો.

# भणेलानी भूल !

( શ્રીયુત ગોવર્ધન બી. એ. મુંબઇ. )

આથમતા સૂર્યનાં દર્શન કરતા હિંદુઓ, પારસીઓ તથા મુસલમાનો ચર્ચગેટના દરિયાના કિનારાઉપર પોતપોતાના ધર્મની પ્રાર્થના કરતા હતા, દશ બાર નાનાં છોકરાંઓ ફુટબોલની રમતનો આનંદ લેતાં હતાં; જુદી જુદી ફેશનના ભપકામાં વિવિધ સ્ત્રી પુરૂષો સાંજના પવનની લહેરોની મઝા માણતાં હતાં. અંગ્રેજી રીવાજ પ્રમાણે કોટ, પાટલુન તથા નેકટાઇ વગેરેથી શણગારાયલા બે મિત્રો વાત કરતા ફરતા હતા.

" મી. જયન્ત તમારા લગ્નસંબંધના વિચારોની દલીલ તો મજબુત છે પણ જીંદગીના સંબંધનું જોખમ ધ્યાનમાં લઇ તેમાં વિચારપૂર્વક જોડાવું એમ મારૂં માનવું છે. નવલકથાઓ વાંચી વિચાર કરી તમે તમારા મગજને એકી વખતે ઘણી બાબતમાં કેળવીને પ્રેમમાં પગલાં ભરો એમ મારો મત છે. " આમ બોલતો સુમન્ત હાથમાં રહેલી નેતરની સોટીને આમતેમ ફેરવતો હતો.

જયન્તે કહેવા માંડ્યું—" નહિં નહિં મી. સુમન્ત તમારી ભૂલ છે. પ્રેમની જીંદગીમાં જે સુખ અને સંતોષ છે તે બધાં દુઃખ તથા ચિંતાને દૂર હઠાવી શકે છે. પ્રેમ એ એક એવું બળ છે કે જેના ઉપયોગથી માણસ જીંદગીનું ખરૂં સુખ મેળવી શકે છે; પ્રેમ પુસ્તકોના પઠનથીજ વધે છે. જુઓ આપણે કોલેજના અભ્યાસમાં શીખતા અંગ્રેજ કવિઓ અને સંસ્કૃત નાટકકારો કેવું મજેનું લખાણ માટે લખે છે ! રંભાશુકસંવાદમાં કવિએ કેવું સરસ વર્ણન કર્યું છે.

आनन्दरुपा तरुणी न ताङ्गी ॥
सद्धर्मसंसाधन सृष्टिरुपा ॥
कामार्थदा यस्य ग्रहे न नारी ॥
वृथा गतं यस्य नरस्य जीवितम् ॥

"Nothing is single in the world,
All things by law divine;
In one anothers, being mingle,
Why not I with thine? "

શેલી ( Shelly ) જેવા કવિ કુદરતમાં પ્રેમની આંખથી કેવું સરસ જુએ છે ! જ્યારે આવા કવિઓ, તથા જુદી જુદી ભાષાના નોવેલીસ્ટો પ્રેમનાં આવાં સરસ ચિત્રો આપી દુનીયાને પ્રેમાળ બનાવે છે ત્યારે તમારા જેવા વિદ્યા ભણેલા પ્રેમની વાતને ધિક્કારે છે એ કેવું અજબ છે ! "

સુમન્ત બોલ્યો—" ખરૂં છે ભાઇ પણ એવાં પ્રેમને લાયક પાત્ર ક્યાં મળે ? ઘણાં પુસ્તકો વાંચીને સ્ત્રી પુરૂષનાં મગજો પ્રેમથી ઉશ્કેરાઇ જાય છે અને જીંદગીમાં દુઃખી થાયછે. શેલી અને બાયરન શું સુખી હતા ! એવા પ્રેમવાળાને જો યોગ્ય પ્રિયા મળી હોત તો દુનીયામાં શું ન કરી શકત ! કુદરત એવી છે કે સરખે સરખી જોડી મેળવતી જ નથી. મારો તો એવો નિશ્ચય છે કે બાળ બચ્ચાં વધવાનો ત્રાસ ન રહે તથા જો જાતનું પ્રેમપાત્ર

આંખોમાં કુદરતી રીતે અનુરાગ રહેલો હોય છે અને તે ભણેલાને પણ ભુલવે છે!"

મી. સુમન્તે ટીકા કરતાં જણાવ્યું.

* * * * * * *

ઉપરના પ્રસંગને એક માસ વીતિ ગયો છે; સુશિલા અને જયન્તનો પત્રવ્યવહાર નિયમિત ચાલવા લાગ્યો છે; જયન્તના કાગળો નિત્ય વંચાતી નવલકથાઓના દાખલાથી વ-જનદાર થતા વધેજ જાય છે તથા સુશિલાના ટુંકા પણ સાદા પત્રો તેના ખુબીબંધ જ-વાબ લાવે છે.

ત્રણ અઠવાડીયાં પુરાં થયાં નહિ એટલામાં જયન્ત પોતાની જાતને પ્રેમની પૂર્ણતામાં મગરૂર માનવા લાગ્યો. રવિવારને દિવસે સાંજના રેનોલ્ડસની " Old London " નામની વાર્તામાં મશગુલ હતો તેવામાં એકાએક ખટખટ બુટનો અવાજ કરી દાદર ચઢતી એક સ્ત્રી તેની નજરે-પડી. એકાએક ચોપડી બંધ કરી દાદર પાસે આવી તેણે ' પધારો ' નો આ-વકાર આપી તે સ્ત્રીને બેસવા માટે ખુરશી આપી.

આવનાર સ્ત્રીએ એક નાજુક ઓવરકોટ ઓઢેલો હતો; માથાપર ગરમ વાળી રૂમાલ બાંધી દીધો હતો તથા આંખપર આસમાની ચસમાં ધારણ કર્યાં હતાં.

"મી. જયન્ત આપનું નામ?" તે સ્ત્રીએ પ્રશ્ન કર્યો.

"હાજી! મારું નામ જ જયન્ત! તમારું નામ જણાવી હું-ધારું છું કે તમે મને આભારી કરશો." જયન્તે કહ્યું.

તે સ્ત્રીયે જવાબ વાળ્યો "મારું નામ સુલોચના છે; હું પુનાથી કાલની આવેલ છું; તમારા ઉપર મારી સખી મીસ સુશિલાએ એક સુખડની પેટી મોકલી છે તે આપવા માટે આવીછું. આ રહી તે પેટી. જો વખત હોય તો તે સ્વિકારી મને ઉત્તર લખી આપવા તસ્દી લેશો એવી હું આશા રાખું છું."

હર્ષના ઉભરાથી હાથ લંબાવી જયન્તે સપાટાબંધ પેટી ખોલી જોવા માંડ્યું તેમાં એક પત્ર હતો તે એકદમ ખેંચીને વાંચતાં વાંચતાં તેના મુખઉપર જાત જાતના આનંદના અને ઘેલછાના ભાવો થવા લાગ્યા. આવનાર સ્ત્રી ઝીણી નજરથી આ બધું ધ્યાનમાં લઈ જોયા કરતી હતી.

જયન્ત બોલી ઉઠ્યો "મીસ સુલોચના તમારો ઘણોજ ઉપકાર થયો. તમે તો દેવી જેવાં છો. મારો તો આત્મા જ તમે જાણે નવો બનાવ્યો છે. સુશિલાની કલમમાં સાધારણ છે બહુ પણ પ્રેમ તો અદ્દભુત છે. જુઓ! તમારે માટે કેવું સ્પષ્ટ લખે છે. સુલોચના એ મારું અંતર જ છે; મારો જ આત્મા છે....." પ્રેમ તો આવોજ જાણીએ. વારું, મીસ સુલોચના તમે ક્યાં સુધી અભ્યાસ કર્યો છે તે જણાવવાને અડચણ ન હોય તો

"મારો અભ્યાસ કંઇ તમે ધારતા હો તેવો ભારે નથી. મારા પિતાએ અંગ્રેજ લેડી ભણાવવા રાખી છે. તે મને કવિતાઓ અને નવલકથાઓના ખૂબીયો સમજાવે છે. પણ શું રસ પડે છે! અહો હો! મારાથી તો કહેવાય જ દુનીયામાં લગ્ન કરવા માટે લાયક છે. રસિક પુરૂષો જ તેની ખરી છે! આ શું તમે પણ રેનોલ્ડજ વાંચો છો? કેવું આશ્ચર્ય. મને ૨૨ તે કથા સંભળાવી છે. મને કેઈટ (Kate) પર બહુ દયા અજાયબી થાય છે કે સુશિલા આમાં રસ નથી લઈ

પ્રેમની ખુમારી ચઢાવનારી બાબતોનો કંટાળો આવે છે; પણ બિચારી બહુજ પ્રેમાળ છે. હૃદય બહુ ઉચું છે."

"નહિ નહિ મીસ સુલોચના તમારા સંબંધથી તેનામાં એ રસ અવશ્યજ જોઇએ. તમે જુઓને કેટલું બધું વાંચ્યું છે અને તમને કેટલું બધું યાદ રહ્યું છે."

આ પ્રમાણે ધીમે ધીમે વાત ઉંડા વિચારોમાં ઉતરતી ચાલી છેવટે એવા તો રસમાં વાત ભમી કે બે કલાક ચાલ્યા ગયા પણ જયન્તને ભાન થયું નહિ. એકાએક સુલોચના ખુરશીપરથી ઉઠીને કહેવા લાગી "મી. જયન્ત આજે તો ઘણું મોડું થઇ ગયું છે તેથી હું રજા લઉં છું. કાલે સાંજના મળવા આવીશ, મને તમારી વાતોમાં બહુજ રસ પડે છે !"

* * * * *

આખી રાત્રિ જયન્તને ઉંઘ આવી નહિ. તેના વિચારો સુલોચનાની રસમય વાત ચિતના આનંદમાં જ તલ્લીન થઇ ગયા હતા. જેમ જેમ તે વિચાર કરતો ગયો તેમ તેમ તેનું મન વધારે ઘેલું થતું ચાલ્યું. તેની નજરે સુલોચના જ દેખાવા લાગી ! તેના કાનમાં બુટના ખટખટ અવાજ જ આવવા લાગ્યા ! "સુશિલામાં પ્રેમરસ ખીલે તેવી રસિકતા નથી ? સુલોચનાનું કેવું મગજ ! કેવી વાત કરવાની છટા ! કેવી જવાબ વાળવાની ખુબી ! સુંદરતા—તેનું તરતું કપાળ જ તેની બુદ્ધિની સાબિતી આપે છે ! તેના હોઠ રેનોલ્ડની નીસ્તલ્હા જેવા નરમ અને સુકોમળ છે ! તેનું મુખ પ્રખ્યાત કવિની ઉક્તિ "**वदनं मृगशावाक्ष्याः सुधाकर मनोहरम्**"નું દર્શન શું નથી કરાવતું ! * * *"

આ પ્રમાણે વિચારની પરંપરામાં ચઢતો જયન્ત તર્કના આવેશોમાં વેગથી ઘુમવા લાગ્યો. તેનું મન ક્રમે ક્રમે સુલોચનામાં લોભાતું ચાલ્યું એટલું જ નહિ પણ સુશિલાને છોડવાની વૃતિમાં દલીલો કરવા લાગ્યું.

"આપણે ક્યાં લગ્ન કર્યાં છે ! બજારમાં ખરીદી કરવા એક સાધારણ માણસ જાય છે તો તે ભાવ ઠરાવ્યા પછી પણ જ્યાં સુધી ખરીદી ન કરી હોય ત્યાં સુધી બીજેથી વિશેષ પસંદ પડે તો લઇજ શકે છે ! ભમર એક ફુલ ઉપર બેસે છે અને ઠીક ન લાગે તો ઉડીને બીજે શું નથી જતો ? પ્રેમ લાયક સ્થાનમાં બદલાય તો તેમાં શું પાપ છે ? નહિજ ! આપણે આમાં ક્યાં અનીતિનું પગલું ભરવું છે ! વળી સુલોચના પણ પલળતી જતી હોય એવું પણ જણાય છે. મારી પેઠે તેણે પણ ઘણું વાંચ્યું છે અને સાંભળ્યું છે ! સુશિલા છે તો પ્રેમાળ, પણ સુલોચના જેવું મગજ રસિક નથીજ. વધારામાં સુલોચના કેવી સુધરેલી રીતભાતવાળી, છે ! તેને જોતાંજ મારામાં કેવો મોહ થયો હતો ! હા ! સુમન્તે કહ્યું હતું તેમજ આમાં વ્યતિષજ્ઞતિનો નિયમ દેખાય છે ! અરે પણ સુલોચના પોતે કેવી નરમ અને પ્રેમાળ બની ગઇ ! નક્કી એજ મારે માટે લાયક છે; ખરેખર એજ મારી જીંદગી માટે અનુકૂળ પ્રેમપાત્ર છે ! * * * *"

બીજે દિવસે સુલોચના ફરી આવી પહોંચી. જયન્ત તો તેની વાટ જોતોજ આંટા માર્યા કરતો હતો; ઉછળતે હૃદયે તે 'પધારો પધારો' કરતો સામે દોડ્યો. સુશિલાનું સહજ મસાલુ બોલીને સુલોચના એ જયન્તના મનનું આકર્ષણ કરવા માંડ્યું. તેમની વાતચિત વધારે સ્પષ્ટ અને ખુલાસાવાર ચાલવા લાગી. જયન્ત તો ખરો પ્રેમાંધજ બની ગયો. હવે તો ખુલ્લી રીતે સુલોચનાનાં વખાણ કરવા લાગ્યો અને સુશિલા કરતાં પોતે તેની સેવા માટે જ નિર્માણ થયો છે એમ સાબિત કરવા મંડી પડ્યો.

છેવટે વાત એવા નિશ્ચય ઉપર આવી કે મી. જયન્તે સુલોચનાને પોતાનો નિશ્ચય પ્રેમના કરારના રૂપમાં ખાનગી રીતે સાબિતી રહે માટે લખીને આપવો જયન્ત તો એકદમ કાગળ અને કલમ લઇ લખવા મંડી પડયો.

એક એક નોટપેપર લખતો જાય અને સુલોચનાને વાંચવા આપતો જાય ! સ્કોટ, રેનોલ્ડસ, ડીકન્સ, ગોવર્ધનરામ, દેલવાડાકર, વગેરે નવલકથાકારોની વાર્તાઓમાંથી પોતાના નિશ્ચયને અનુકૂળ પડે તેવા દાખલાઓ એકતરફી રીતે ખેંચીને બેસાડી દઇ તે કાગળો ભરવા લાગ્યો. એક કલાક સુધી તેણે લખ્યા કર્યું !

કાગળ પુરો કરી પોતાની સહી કરી જયન્તે સુલોચનાને સોંપ્યો. હવે ખુશી રીતે સુલોચનાએ પોતાનો જયન્ત પ્રત્યેનો પ્રેમ જાહેર કર્યો. તે બોલી "વહાલા મી. જયન્ત તમારો પ્રેમનો અભ્યાસ ઘણો ઉંડો અને એક રસમય છે. તમારૂં વાંચન કેટલું વિશાળ છે ! તમે દાખલાઓ કેટલા બધા જાણો છો ! તમે કવિ કે લેખક પણ સ્વપ્ને ન ધાર્યાં હોય એવા ભાવો કેવી સમય સુચકતાથી દર્શાવી શકો છો ! હું મન વચન અને કર્મથી તમારી સાથે લગ્ન કરવાનું વચન આપું છું તે હવે સ્વિકારો. બીજી બાબતોની ચિંતા જરાપણ કરશો નહિ; હું બધું ગોઠવી દઇશ, તમારૂં પ્રેમનું અમૃત સુવર્ણના પ્યાલામાંજ તમે પી શકો તેવો હું પ્રયત્ન કર્યા કરીશ. આપણું જીવન પરસ્પરના સ્નેહથી શુદ્ધ થવુંજ જોઇ. મને હવે ઘણો વખત થઇ ગયો છે તેથી સ્ટેશને જવાની રજા આપશો એવી હું માગણી કરૂં છું મારે બોરીબંદર સ્ટેશને રાત્રે બાર વાગે પહોંચવાનું છે તેથી હવે જવું જોઇએ તરતજ ગાડી મંગાવી જયન્ત તથા સુલોચના બોરીબંદર પાસે આવી પહોંચ્યાં. જયન્તને બોરીબંદર સ્ટેશન આનંદથી ઉભરાતુ હોય એમ જણાવા લાગ્યું. વિજળીના પીળા દીવાથી ચંદ્ર જેવો પ્રકાશ આજુબાજુ પ્રેમનાં કિરણો પ્રસારતો હોય એવું ભાન જયન્તને થવા લાગ્યું અહો પ્રેમનું અંજન આંખમાં કેવી ખુબી આપે છે ! પ્રેમનું પાન કરતો જયન્ત સુલોચના સાથે બોરીબંદર સ્ટેશનમાં દાખલ થયો.

રીટર્ન સેકન્ડ કલાસ ટીકીટ સુલોચનાએ પોતાના પાકીટમાંથી કાઢી ને પ્લાટફોર્મ ઉપર દાખલ થવા માંડયું; જયન્ત પણ પોતાનો હમેશનો પાસ બતાવીને દાખલ થયો. ટ્રેન ઉપડવાની ગાર્ડની સીટીજ વાગતી હતી ! દોડતી દોડતી સુલોચના ડબ્બો ઉઘાડી અંદર દાખલ થઇ. ટ્રેનની વીસલ વાગી; વિજળીના દિવાથી સુલોચનાનું મુખ અદ્દભુત રીતે પ્રકાશતું હતું. ગાડી ચાલવાનો ફટફટાટ થવા લાગ્યો નહિ એટલામાંજ સુલોચનાએ પોતાનાં કપડાં બદલવાનું કામ જાણે શરૂ કરવા માંડયું હોય એવો ભાવ કરવા માંડયો. ગાડી ખસવા લાગી. સુલોચનાએ ઓવરકોટ કાઢી ચરમા બાજુપર નાંખ્યાં તથા માથાપરનો રૂમાલ છોડી " ગુડ નાઈટ " એટલા શબ્દો બોલી જયન્તના હાથમાં ફેંકયો; એટલામાં ટ્રેન પ્લેટફોર્મ બહાર વેગમાં નીકળી જવા લાગી. ! ! !

જયન્તનું મુખ પહોળું થઇ ગયું ! કપાળપર કરચલી પડી ગઇ ! આંખ ઉંચી થઇ અને આંગળી કરી બોલી ઉઠયો—" હેં ! કોણ ! આ સુશિલા (!)—અરે ! શું ભણેલાની ભૂલ ! ધન્ય છે ગુણિલા ધન્ય છે ! અહો આજ બોરીબંદર પાંચ મિનિટ પહેલાં કેવું પ્રેમથી હસતું હતું અને હવે કેવું ભયંકર અને ત્રાસદાયક લાગે છે ! ખરેખર ભણ્યો ભૂલે અને તારો ડુબે !

# પ્રાસંગિકસ્ફુરણોદ્ગાર.

( શ્રીયુત્ ગોવર્ધન. બી. એ. મુંબઇ. )

**શાર્દૂલ.**

હૃદયે દીપક પ્રેમનો ચમકતો વિસ્તારી દૈવી દ્યુતિ,
પ્રકટયાં પાપ અનેક જે થકી થઈ તેની ગતિમાં ચ્યુતિ;
અગ્નિનો ભડકો થઇ હૃદય આ પામ્યું પરિતાપને.
ધારા અશ્રુ તણી કરે નયન બે બુઝાવવા તાપને,
રે રે નેત્ર નિહાળીને તમ સ્થિતિ આવે દયા સુજને;
પ્રેમોદ્દીપ અરે દયાહીન હવે શિક્ષા કરૂં તુજને.
વાયુ વૃષ્ટિ અને અનર્થ અતિમાં જેણે તને રક્ષીઓ,
તેને રે ઉપકાર હીત દિવડા જ્વાળા વડે ભક્ષીઓ;
શાંતિ શીલ દયા ક્ષમા સહનતા આદિ ગુણો જ્યાં ઠરે.
તેવા ઉર મહાલયે તુજ સ્થિતિ આનંદ સૌને કરે,
તારૂં જીવન જે વડે ટકી રહ્યું તેવો સિંચ્યો સ્નેહને;
શાને તેં મદમસ્ત થઇ હદ મુકી બાળી દીધું તે હવે.
કાઢયો સાર રૂડો કયો જલદ આ તારી કૃતિથી અરે,
બાળ્યું તે ગ્રહ તાહરૂં ઉર અને તેના ગુણો પણ ખરે;
આપે ભસ્મ થઇ કર્યા નિકટના સર્વે જનો ભસ્મ તેં;
ચોળી ભસ્મ હું મન ! ત્યજું સકલ આ પ્રેમો તથા પંથને.

**માલિની.**

હૃદય નયન દ્રવતાં પ્રેમની પૂર્ણતાથી;
અરસપરસ વદતાં 'છુટજો સર્વ સાથી'
જગત સકલમાંહિ પ્રેમની પૂર્ણ શક્તિ;
નરહરિ પ્રભુ તારી દાસ માગેજ ભક્તિ.

---

# सामाजिक जीवन.

( લે: કુન્દન—સુહૃત્સંઘ. )

(૧)

મનુષ્ય માત્રને રહેવા ઘરની વ્યવસ્થા હોય છે પણ કેટલાકને તે માત્ર ઘરજ હોય છે જ્યારે થોડા સુભાગીઓને તે ઘર-કુટુમ્બ-સુખસ્થાન હોય છે. ઘર એટલે મકાન એમ તો સઘળાજ અનુભવે છે પણ ઘરને વિશ્રામસ્થાન અનુભવવું તે તો વિચારશીલ માણસનાજ ભાગ્યમાં આલેખાયલું હોય છે.

બાલ્યાવસ્થાનું સ્મરણ, માતા પિતાની પ્રીતિ, યુવાનીની મહત્વાકાંક્ષાઓ ભગનીનો સ્નેહ, ભાઇનો પ્રેમ, અન્યોન્ય વિશ્વાસ અને મદદ, સુખ દુઃખમાં સમભાગી થવું. પરસ્પરના હિતાર્થે પ્રયત્ન વગેરેથી ઉદ્‌ભવતા પ્રેમ, વાત્સલ્ય અને વિશ્વાસથી ઘરવિશ્રામસ્થાન અને સ્વર્ગીય સંસાર બને છે.

પ્રેમ શીવાયનું ઘર ભલે હવેલી, યા મહેલ હોય પણ તે તો મકાનજ છે. ઘર, વિશ્રામ સ્થાન બનવા માટે પ્રેમ જરૂરનો છે. પ્રેમરહીત ઘર, પ્રાણ વિનાના શરીર સમાન છે.

" ભર્યાં હૈયા પ્રેમે વધુ ઘટુ થતાં જીવ નિકળે,
વધે તો આનંદે, કમી થઇ જતાં શોકથી મરે !
દ્રવે નિચોવાયે હૃદયરસ મીઠો છલકતો,
પરંતુ ન્હોળો તે દીલરસ જરા ના ખૂટી જતો.

* • * *

પ્રભુ આવી પ્રીતિ જન હૃદયમાં વાસ કરજો !
ઉંચે પૃથ્વી ઉંચે ! સુર જન બનો દિવ્ય સરખા !

( કલાપી )

પ્રેમ પ્રપૂર્ણ પૃથ્વી-( સંસાર ) ઉંચે છે અને જનો દિવ્ય દેવતા સરખા બને છે.

આપણને આ પરથી સ્પષ્ટ થાય છે કે ટાઢ, તડકો અને વર્ષાદ વગેરેથી રક્ષણ કરવા જડ વસ્તુથી બનાવેલું ઘર તે ઘર નથી પણ પરિશ્રમ અને ચિંતાથી રક્ષણ કરનાર ઘર-કુટુંબ-તેજ ઘર છે, અને આજ ઘરસંસારમાં નડતાં તોફાનોથી રક્ષણ કરી શકે છે. સુખીમાં સુખી જીંદગીમાં પણ દુઃખના પ્રસંગો દર્શન દે છે, અને તે પ્રસંગોમાં પૈસા ટકા અને ભવ્ય મકાન દુઃખ ઓછું કરી શકતાં નથી, જ્યારે કુટુમ્બ ઘણા અંશે તે દુઃખમાં દિલાસો આપે છે.

મનુષ્ય ઘરમાંજ રહેવા અને ઘરમાંથીજ સુખ મેળવવા સરજાયેલો નથી, તેમજ કેવળ જનસમાજનાજ શ્રેય માટે જીંદગીનો ક્ષય કરવા નિર્માયો નથી. જો ઘરમાંજ સર્વત્ર સુખ ફેલાવી ન શકાય તો આખા સમાજમાં તેનું દર્શન કરવાનો વિચાર નભકુસુમવતજ ગણાવો જોઇએ. સામાજીક જીવન ઘરમાંથીજ શરૂ થાય છે માટે પ્રેમ, માન, અને ભક્તિની લાગણી પ્રથમ ઘર તરફ હોવી જોઇએ. વળી આવી આવી ઉત્તમ લાગણીઓનું જન્મસ્થાન પણ ઘરજ છે તે, સહજ વિચાર કરતાં જણાઇ આવે છે. આપણું ઘર ભલે ને ઝુંપડી હોય, ભલે

ગરીબાઈ તેના તીણા દાંત કકડાવતી હોય, ભલે તે ટાઢ, તડકા અને વર્ષાદથી રક્ષવા અસમર્થ હોય પણ આપણી ઉત્તમ ફરજે આપણા ધરમાંજ (કુટુમ્બ તરફજ) સમાયેલી છે. જેમ ફરજ અદા કરવામાં વધુ મુશ્કેલી તેમ તેનું ફળ વધુ સ્વાદુ; "Fruits of labour are sweeter than gifts of fortune." દુઃખો દૂર કરવા કરતાં તે સહન કરવામાં વધુ પરિશ્રમ સમાએલો છે. પૈસાની સહાયથી થતા યશો કરતાં દુઃખ સહન કરવામાં ઉચ્ચ યશ સમાએલો છે; અને તે યશ પ્રેમથી પ્રપૂર્ણ હોય છે.

જે જે વ્યક્તિ તરફ આપણને પ્રીતિ હોય છે તે તે માણસને આપણે અંતરથી ચાહીએ છીએ એમ બતાવી આપવાની જરૂર છે. તે પ્રેમ આપણેજ સમજવાનો નથી. વળી પ્રેમી જનનું હિત કરવામાં બહુ વિચારશીલ રહેવા અગત્ય છે. ઘણા માણસો પોતાના પ્રિય જનનું ભલુ કરવા દિવસના ચોવીશે કલાક ચિંતન કરતાજ હોય છે છતાં અજ્ઞાન અને અવિચારથી તે સામાની લાગણીઓ વારંવાર દુઃખાવે છે, અને કહે છે કે "કડવું ઓષડ તો માજ પાય," પણ મીઠું ઓષડ છે કે નહિ તેની શોધ પણ કરતા નથી. થોડાં ઉત્તેજક વચનો કેટલાં બધાં બળપ્રદ અને સુખદ હોય છે તે કોઇને અણજાણ્યું નહિ હોય પણ તેનો ઉપયોગ કરવાથી અણજાણ્યા શોધવા જવા પડે તેમ નથી.

વળી એક વિદ્વાન્ કહે છે કે—

"There are few things which people in general
Knew less than how to love and how to hate!
They hurt those they love by a mistaken indulgence,
by a blindness, nay often a partiality to their faults.
Where they hate they hurt themselves by ill-timed.
passion and rage."

(ભાવાર્થઃ—ઘણાં માણસો "માણસે કેવી રીતે ચ્હાવું" તેના કરતાં બીજી થોડીજ બાબતમાં જુજ જ્ઞાન ધરાવે છે. જેને તેઓ ચ્હાય છે તેના દુર્ગુણપ્રતિ પ્રેમના અયોગ્ય આવેશમાં, આંખ આડા કાન કરવાથી અરે! ઘણી વેળા પક્ષપાત કરવાથી તે પ્રિયજનને નુકશાન કરે છે. અને જ્યારે માણસ ધીક્કાર પ્રદર્શિત કરે છે ત્યારે કુસમયે આવેશ અને ગુસ્સાથી પોતાનેજ નુકશાન કરે છે.)

ખરૂં જોતાં પ્રેમને વાસ્તવિક સ્વરૂપમાં આપણે અનુભવતાજ નથી. જિંદગીભર પણ આપણામાંના દરેક જણ જાણે જુદી જુદી દેહરૂપી ઓરડીઓમાં ગોંધાયલા હોઇએ એમ અનુભવીએ છીએ. સગાં સહોદર અને મિત્રાદિનાં હૃદયને જાણવા જેટલો પ્રેમ પણ આપણામાં તેવે સમયે જણાતો નથી. ઘણી વખત એકજ કુટુમ્બના માણસ એક બીજાથી વિમુખ રહે છે. તેઓનાં હૃદય જાણે રેલ્વેના બે પાટા હોય તેમ અન્યોઅન્ય ગમે તેટલે લાંબે સમયે પણ ભેગાં થતાંજ નથી, એક બીજાના હૃદયને જાણી શકતાં નથી.

"Not even the tenderest heart and next our own;
Knows half the reason why we smile or sigh."

(ભાવાર્થઃ—સહૃદય અંતર તેમજ આપણું અંતર, આપણે શાથી હસીએ છીએ

અથવા શોકોદ્ગાર કાઢીએ છીએ તેનો હેતુ અધાંશે પણ સમજી શકતાં નથી. ખરી રીતે તે જાણુવા પ્રયત્નજ કરતાં નથી.)

જ્યારે જ્યારે જનસમાજમાં આપણે મળવું, બોલવું થાય છે ત્યારે ત્યારે આપણે જીવનની આવશ્યક બાબતો ચર્ચવાને બદલે હવા, પાણી, વિગેરે વિગેરે સંબંધી વાતો પુનઃ પુનઃ કાઢીયે છીએ. ઘણું તો નજીવી બાબતપર મ્હોટાં ભાષણો આપવા મંડી પડીએ છીએ, અને જ્યારે સંગીન વાત ( Matter ) થોડી હોય છે ત્યારે તો ઘણુાજ લંબાણુથી વિવેચન કરવા મંડી પડીએ છીએ.

વાતચિત કરવામાં નિપૂણતા હોવી તે કળા છે એમ સમજનાર ઘણુાજ થોડા હોય છે. કુટુમ્બમાં સંપ અને પ્રેમ વધારવા ફક્ત શુભેચ્છા અને વાત્સલ્યતાજ બસ નથી પણ એક-મેકના વિચારો પરસ્પર આપવા લેવાની શકિત અને યુકિતની જરૂર છે સામુ માણસ આ-પણને આનંદ આપવા અસમર્થ નિવડે તો પણ તેને આહ્લાદ ઉપજાવવા આપણે યત્ન કરવો જોઇએ. એમ ન જાણવું કે ખુશામત કરવી જોઇએ પણ યુકિત પુરઃસર યોગ્ય વાર્તાલાપથી ખુશ કરવા જોઇએ.

કેટલાક માણસો પોતાના મનમાં આવે તેમ લવીજવામાં નિખાલસ હોવાનું અભિમા-ન ધરાવે છે. કારણુ નિખાલસ ગણુવું તે પ્રસંશનીય છે. પણ વાતચીતને અન્ય કળાની મા-ફક આનંદદાયક બનાવવી હોયતો ગમે તેમ બોલી જવા કરતાં વિચાર પૂર્વક ઉચ્ચાર કરવાની મહેનત લેવી જોઇએ.

ઘરમાં તથા સમાજમાં સુખી થવું તથા બીજાને સુખી કરવું તે આપણાજ હાથમાં છે. કોઇ આપણો દોષ દર્શાવે ત્યારે ગુસ્સે થવું અને જ્યારે આપણે ગુસ્સે હોઇએ ત્યારે બીજાના દોષ જોવા નહી. જે આથી વિરૂદ્ધ વર્તન રાખે છે તે બીજાને દુઃખી કરવામાં ઘણુાજ પ્રચંડ હથીયાર થઇ પડે છે. બીજાઓને સુખી કરવામાં ભગીરથ પ્રયત્નની જરૂર નથી તેમ માત્ર શુભેચ્છાજ બસ નથી; પરંતુ કળા, અભ્યાસ અને પ્રયત્નની જરૂર છે.

પ્રેમ અને કળાયુકત વર્તન આશ્ચર્યજનક બનાવો ઉપજાવવા સમર્થ છે. " Manners maketh man " સભ્યતાથી મનુષ્ય બને છે. ઘણા માણસો સભ્યતાથીજ ઉન્નતિ પામ્યા છે, અને ઘણા તેના અભાવે પાયમાલ પણ થઇ ગયા છે.

આગળ જણાવ્યું છે તેમ છુટાપણું ( Roughness ) ઘણાં માણસો નિખાલસતા ત-રિકે આગળ ધરે છે પણ આવી નિખાલસતા ત્યાગ કરવા યોગ્ય છે. કોઈ માણસને તેના દોષનું સૂચન કરવું જરૂરનુંજ હોય તોપણ તેને પ્રેમથી, નરમાશથી યોગ્ય શબ્દોમાં ઉ-પદેશવું આવશ્યક છે, કુમળાં બાળકોપ્રતિ ખાસ કરીને માયાળું રીતે વર્તવું જોઇએ બા-ળકનું હૃદય ગ્રામોફોનની પ્લેટ કરતાં પણ નરમ હોવાથી તેમાં ભય વિગેરેની અનિષ્ટ લીટીઓ અંકાય છે. અને તેના વિકાસમાં વિઘ્ન આવે છે. કેટલીક વેળા તો વિકાસક્રમજ બંધ થઈ જાય છે.

" Speak gently ! 'tis a little thing,
Dropped in the hearts' deeps well. "

( ભાવાર્થ—ઘણીજ નરમાશથી વાત કરો કારણ તે હૃદયકૂપના ઉંડાણમાં નાખેલી નાજુક બીજ સમાન છે. )

જાહેરમાં દોષ દર્શાવવા કરતાં ખાનગીમાં ઠપકો આપવો તે ઉત્તમ પૉલીશી છે. ખાનગીમાં જણાવેલી બાબતનો યોગ્ય અર્થ લેવાય છે, કરણાનું ભાન થાય છે અને તેની અસર ઊંડી અને સારી થાય છે.

બીજાને તેના દોષ જણાવવાનું કામ આપણે શીર આવતાં તે ગંભીરતા અને નરમાશથી કરવું તે ઇષ્ટ છે. જ્યારે ક્રોધ અને આવેશમાં તે કરવાથી આપણી નિષ્ઠુરતાજ જણાવીએ છીએ, ગુસ્સો ચઢતાં વિચાર ખાઇ જવો યોગ્ય છે. દરેક જણને તેની યોગ્ય ક્ષમા બક્ષવીજ. કારણ ઘણી વખત ઊતાવળમાં અર્થનો અનર્થ સમજાય છે. જો સમય જતાં ખરા સ્વરૂપમાં જણાતાં ક્રોધને બદલે દયાનું પાત્ર બને છે, બીજાની ઇર્ષ્યા કરવાને બદલે તેના પ્રતિ સન્માન ઉપજાવવું, હરેક બાબતમાં પ્રભુના રાજ્યમાં સર્વે સમાન છીએ એ ધ્યાનમાં રાખી વર્તવું જોઇએ.

---

## * कोस्मोपोलिटिकल क्लब.

### ( લેખક સભાસદ મી. મુકુ.-મુંબઈ ]

કહેનાર કહે છે કેઃ—

" ધન દે કે જીવ રાખીયે, જીવ દે રખીયે લાજ;
ધનદે જીવ દે લાજ દે એક પ્રીતકે કાજ, "

લખનાર લખે છે કેઃ—

" હે જગતાત !

જગતમાં કીડીથી હાથી સુધીનાં તમામ પ્રાણીયો પોતાનાં સુખ માટેજ યત્ન કરી રહ્યાં છે. મનુષ્યોમાં રંકથી માંડીને ચક્રવર્તી સુધીનાં તમામ મનુષ્યો પરને દુઃખ આપીને પણ પોતાને સુખી બનાવવાના ઘાટ ઘડે છે; ત્યારે આપે તો પોતાની તમામ આર્થિક સંપદાનો જગતના કલ્યાણ અર્થે વ્યય કર્યો, પરના સુખમાંજ પોતાનું સુખ ગણ્યું, અને મનુષ્યથી માંડીને એકેન્દ્રિ સુધીના તમામ જીવોને પોતાના આત્મા તુલ્ય ગણીને તેમને સુખી કરવાના ઉપાયો કામે લગાડ્યા. આપની પરોપકાર વૃત્તિ મારામાં ક્યારે આવિર્ભાવ પામશે ?" (વિદ્યા ચંદ્ર અને સુમતિ ભાગ, ૧ પાનું ૧૬૦ ).

લેખક ધ્યાન ખેંચે છે કેઃ—

" હે ભગવંત !

---

* એડીસન, સ્ટીલ્ટ, ડૉન કિવટ્ઝોટ, ભદ્રંભદ્ર. સૌલો રોલો ગપસપ વગેરેના ઊંડા અભ્યાસક મુંબઇના એક વિદ્વાન્ લેખક, પોતાની નવી ખિલતી કલમથી જનસમાજમાં ચાલતી હાનિકારક રીતભાતો અને પ્રવૃત્તિઓ ઉપર માર્મિક અને રમુજી ભાષા તથા શૈલિથી જુદા જુદા ચિતારોમાં આ હેડીંગથી વિષયો આપનાર હોવાથી સુજ્ઞ વાચકોને તેમાં જણાતી ખામીઓપ્રતિ દરગુજર કરવા તથા ઉત્તેજન અર્થે તેનો નિર્દોષ યથાર્થ આનંદ લેવા વિનંતિ કરવામાં આવે છે. અધિપતિ.

દિવસો જતાં વાર લાગતી નથી. આયુષ્ય પળપળ ઘટે છે જન્મ મરણથી છટકવા ઉત્તમ નરદેહ પ્રાપ્ત થયેલ વૃથા જાય છે, યમના દૂતો માથે ઉભા છે, કામ, ક્રોધ, મદ, મોહ, ને લોભરૂપી તસ્કરો આત્મધન ચોરી રહ્યા છે અને બંધનકારક પ્રપંચો પ્રતિદિન વૃદ્ધિ થતા જાય છે, તોપણ મન મર્કટ હજી બોધ પામતું નથી. મૃગજળ સમાન સંસારનાં સુખો પ્રાપ્ત કરવાને તે દોડાદોડ કરે છે, મમતાની જાળમાં સપડાઇ કર્તવ્યવિમુખ બને છે, ઇર્ષ્યા, દંભ, ને અદેખાઇના ઉંડા કુવામાં ઉતરે છે, સત્સંગ અને સદ્‌ગુરુ સેવાથી દૂર ભાગે છે, અને પુન્યને પવિત્ર રસ્તેથી અત્યંત દૂર નાસે છે." ( પા. ૧૬૨. )

મર્મભેદુ મન મનાવે છે કેઃ—

" હે જગન્નાથ !

આપના અનંત ગુણોની ગણના કરવાને અહિરપતિ જેવા સહસ્ર જીવ્હાધારી પણ અસમર્થ છે તો મારા જેવા રંકથી તેની ગણના શી રીતે થઇ શકે ? સાક્ષાત્ સરસ્વતિ જો સમગ્ર પૃથ્વીને પત્ર બનાવી સમુદ્રને શાહીનો ખડીઓ બનાવી અને મેરૂ પર્વતને લેખની બનાવી આપના ગુણો લખવા બેસે તો તે પણ પાર ન પામે; તો અલ્પજ્ઞાની અને સાધન વગરનો હું આપના અપાર ગુણોનો પાર શી રીતે પામી શકું !" ( શિવાનંદ ગ્રંથમાલા. )

કવિ, કથે છે કેઃ—

" બાલાવસ્થા રમતમાં, વીતાવી દુઃખકાર;
યુવાનીમાં વિષયની, લગની લાગી નિરધાર."

રમુજ કરનાર રમુજ કરે છે કેઃ—

" ખુદાને ખાતર આપરી કાતર ન બગાડ, મોટી કાનસ લાવી છોલી કહાડને માથાપર એક બે ટપલા ઝાલી બરાબર પોચું કરી દે–એમ બીહે છે શું જો !"

( આમીન ).

સલાહકાર સલ્લા દે છે કેઃ—

" જો ત્યારે સમજ ! તું મને કોઇ બડો આદમી જેઘતો નથી. મને તારામાં કોઇ "ભણેલો ઘુંડ" જેવો નથી ફક્ત મારૂં આ સાધારણ લખાણ સમજવાની શક્તિ જો તું ધરાવતો હશે અને કાંઇક કોમેડી પર ભાવ રાખતો હશે તો અલ્યા, તારો બેડો પાર સમજ જે." ( ગપસપ )

ગાનાર ગાય છે કેઃ—

" When blows the wind and drives the sleet,
And all the trees droop down;
When all the world is sad, 'tis meet,
Good company be known." ( Sir Gilber Parker. )

" મુજ ભણ્યા ગણ્યા વિદ્વાન,
ઘણા ધનવાન, તેય છે કેવા ?
ધન મળતાં, જડતા નવી ધરી,
ભણ્યું ભુલ્યા હોય બધું તેવા."

---

ભસ્મ થઈ મરણ પામશે, અને જો બાળકને રોકીશ તો મારી અખંડ ટેક અર્થાત્ મારા પ્રાણનાથ ભગવતસ્વરૂપ પતિપ્રત્યે મારી અનન્ય શ્રદ્ધાનો ભંગ થશે, અને તેથી હું મારા સ્વધર્મમાંથી પતીત થઈશ. એ પ્રમાણે વિચાર કરતાં અંતે એ નિશ્ચય ઉપર આવી કે— "स्वधर्मे निधनंश्रेयः" અર્થાત્ પોતાના ધર્મ વિષે મૃત્યુ થાય એ પણ કલ્યાણને માટે જ છે. એ પ્રમાણે ચિત્તવૃત્તિને સ્થીર કરી ત્યાંજ પોતાના પતિની ચરણસેવા કરતે કરતે શ્રી અગ્નિદેવ પાસે ત્યાં બેઠે બેઠે બહુજ દીનતાપુર્વક પ્રાર્થના કરતાં કહેવા લાગી કે પ્રત્યક્ષ ભગવન્ અગ્નિ દેવ! જો મારા સ્વામીનાથ પ્રત્યે મારી મન, કર્મ અને વાણીપૂર્વક અખંડ ભક્તિ હોય, અને જો હું સનાતન ધર્મનાં સિદ્ધાન્તાનુસાર પાતિવ્રત્ત ધર્મપરાયણ હોઉં. તો હે કૃપાત્મન અગ્નિદેવ! આપને શરણ આવેલા મારા બાળકને આપ ભસ્મીભૂત કરશો નહીં. એ પ્રમાણે પતિવ્રતા સુમતી પ્રાર્થના કરતી હતી એટલામાં તો તેનો બાળક અગ્નિકુંડમાં જઇ પડયો, પરંતુ બહેનો તે પતિવ્રતા સુમતીના અખંડ પતિસેવાના પ્રભાવથી તે અગ્નિકુંડ ચંદન સમાન શિતળ કુંડ થઇ ગયો, અને તે કુંડમાં પડેલા બાળકને અગ્નિ યત્કીંચિત પણ કષ્ટ પ્રાપ્ત થયું નહી અને પછી તે કુંડમાંથી બાળક ધીરે ધીરે બ્હાર નીકળી પોતાની માતા પાસે આવી બેઠો. જુઓ બહેનો, પતિસેવાનો પ્રભાવ કે અગ્નિને જાણતા અથવા અજાણતા સ્પર્શ થાય તો પણ દઝાયજ એવો જે અગ્નિ તે પણ શીતળ ચંદન સરખો થઇ ગયો? બહેનો હું પહેલાં કહી ગઇ તે પ્રમાણે પતિસેવા કરવાનો પ્રચાર હાલમાં આપણામાંથી નીકળી ગયો છે, તેથી કોઇ બહેનો મારી વાતથી હસસે કે એવી રીતે તો દેવની પૂજા થાય પણ બહેનો આપણ સ્ત્રીઓનો તો એજ દેવ છે માટે એને દેવ જાણીને દેવ પ્રમાણેજ પૂજવા તે વિષે એક કવીએ કહ્યું છે કે:

પ્રતિ પ્રભુકા નામ હે, ઓર નામ રઘુરામ;
પહેલા પતિકો પુજીએ, પીછે રાધા શ્યામ.

બહેનો! આપણી પ્રાચીન સતીઓના ચરીત્રો વાંચવાથી એવા ઘણા દાખલા મળી આવે છે.

બહેનો પરમ પૂજ્ય સતી અનુસયાએ પતિસેવાના પ્રભાવથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રણે દેવોને પોતાના પુત્ર કરી રાખ્યા હતા તથા વ્યર્થ જવા દેવા યોગ્ય નથી. સતી નર્મદાએ શ્રી સૂર્યનારાયણને થંભાવી રાખ્યો હતો. પતિસેવાના પ્રભાવના એવા બીજા ઘણા દાખલા મળી શકે એમ છે. બહેનો, આ ઉપરથી તમે સર્વે જોઇ શક્યા હશો કે પતિ સેવા રૂપ અમુલ્ય લાભ લેશો એવી મારી વિનંતી છે.

બ્હેનો, સ્ત્રીઓએ ઘરમાં કેમ વર્તવું તે વિશે એક પદ નીચે આપીશ.

પતિસેવા નિત કરજો બ્હેનો, પતિસેવા નિત કરજોરે.
પરમેશ્વર સમ પતિને જાણી, પતિ વચને અનુસરજોરે—પતિસેવા.
સસરા ને સાસુની આજ્ઞા, ભાવ વડે શિર ધરજોરે.
સહુ કુટુંબથી સંપ સજીને, વિનયી થઇ વિચરજોરે—પતિસેવા.
જેઠ જેઠાણી અને નણંદથી, દ્વેષ બુદ્ધિ પરિહરજોરે
સર્વ સગાંથી સ્નેહ સ્થાપીને, સત્ય વાતમાં ઠરજોરે—પતિસેવા.
સદાચરણીને સદ્‌ગુણી થઇને, સહુનું ભલું સમરજોરે
ભાખે પ્રભાકર સતિવ્રતધારી, આ ભવસાગર તરજોરે—પતિસેવા.

આ પુસ્તક વાંચ્યા સિવાય તમને ચાલે એમ નથી. આજે વાંચો કે કાલે વાંચો પણ તમે વાંચ્યા વગર રહેવાનાજ નથી.

# ભદ્રબાલા.

પ્રથમભાગ.

રચનાર.

## જ. લ. પંડિત. મુંબઇ.

"પ્રત્યેક પ્રકરણ જીજ્ઞાસાના તંતુને અધિક અધિક લંબાવી ભવિષ્યની અપૂર્વ ઉન્નતિના પ્રદેશમાં દોરી જાયછે અને મન તથા આત્માને આનંદમા તલ્લીન કરેછે."



## આ પ્રકરણો જરૂર વાંચો.

૧. સુલોચના અદૃશ્ય.
૨. મહાત્માનો આદેશ.
૪. સંકેત મુદ્રા.
૫. મહામંડલ.
૬. હનીમુન માટે પ્રયાણ.
૧૦ સુધારાંનુ સ્વાતંત્ર્ય.
૧૮ માદીકરીની ટપાટપી.
૧૯. નૃત્ય શિખતી છોકરાઓ.
૨૧. સ્પર્ધાકરતી કુમારિકાઓ.
૨૨. સનવિલા અને અતિથીઓ.
૨૩. દીક્ષા અને આંતરદૃષ્ટિઓ
૨૪ દિવ્ય—સંગીત.
૨૫. કામનાથ મહાદેવ.



"મારી મનકામના અવશ્ય સિદ્ધ થશે."
(ભદ્રબાલા પૃષ્ઠ ૨૧૨.)

મોનેરી અક્ષર વાળા પાકા બાઈડીંગના પુસ્તકનું મૂલ્ય રૂ. ૧-૪-૦.

**મેસર્સ જે. પંડિત અને કંપની | શ્રીભકત ઑફિસ,**
**મુંબઇ નં. ૨.**

નમુનો મંગાવી ખાત્રી કરો.

તમારા બાલ માટે

# કામીનીઆ ઓઈલ વાપરો.




પ્રથમ એક બાટલી કામીનીઆ ઓઇલની લાવી વાપરી જુવો. ફકત એકજ અઠવાડીયામાં માથાના વાળમાં અજબ જેવો ફેરફાર થશે. વાળ ઓળતી વખતે જે વાળના ગુચ્છાઓ નીકળી આવતા હશે તે બંધ થશે. વાળનો વધારો થવા લાગશે. વાળ ચળકતા અને સુંવાળા રેશમ જેવા થશે. માથાનો ખોડો દુર થશે. મગજ ઠંડુ રહેશે જેથી કોઇપણ જાતનું મગજમારીનુ કામ કરવાને ઉલટ થશે. વાળ ઘણાજ નરમ અને લાંબા રહેશે. સુગધ ઘણીજ મઘમઘતી છે. જેની હરીફાઈ બીજા કોઇ પણ તેલો કરી શકતાં નથી. વિદ્યાર્થીઓ, સ્ત્રીઓ અને પુરૂષો દરેકને વાપરવા લાયક છે માથામાં ટાલ પડી વાળ ખરી પડતા હોય તો વાળના મૂળોને પોષણ આપી વાળ ખરી પડતા અટકાવે છે. એક વખત અજમાવ્યાથી ખાત્રી થશે

કીમત ૧ બાટલીનો રૂ. ૧-૦-૦

૩ બાટલી રૂ ૨-૧૦-૦

વી. પી. ખરચ જુદો.

## દીલબહાર      ગુલશન

હે ર ઓ ઈ લ.      હે ર ઓ ઈ લ.

આ તેલના ગુણો ઉપર લખેલા કામીનીઆ ઓઇલના જેવાજ છે. સુગંધમાં પણ મધુર છે. દરેકની સુગંધ જુદીજુદી હોવાથી સોસાયટીમાં દરેકને પસંત પડી રહેલાં છે. કી. દરેક શીશી એકનો રૂ ૧-૦-૦; કોઈ પણ જાતનો નમુનો ૦।। આનાની ટીકીટ મોકલવાથી મફત.

**તા. ક.**–ખરીદતી વખતે ઉપર લખેલા તેલોનાં નામ બરાબર વાંચી તે માટે ખાત્રી કરી પછીજ ખરીદવું. તેને બદલે બીજી સારી છે અથવા સસ્તી છે એમ કહી બીજી જાત આપવા માંગે તો લેવી નહી. કારણ તેવા માલમાં વેચનારાઓને વધુ નફો મળતો હોવાથી તેવી કોસેશ કરેછે. ઉપર લખેલા તેલો મેળવવાને હરકત પડે તે બનાવનારાઓને લખવાથી તરતજ મોકલી આપવામાં આ વશે. **કામીનીઆ દીલબહાર** અને **ગુલશન** એ શબ્દો કાયદા મુજબ ટ્રેડમાર્ક તરીકે રજીસ્ટર કરાવેલ છે બહારગામ એજંટો જોઇએ છે.



બનાવનારા—**કામીનીઆ પરફ્યુમરી કંપની**, મુંબઈ.

એજંટો—એંગ્લો ઈંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કંપની. મુંબઈ.

તથા જી. બ્રદર્સ અને કંપની. અમદાવાદી પોસ્ટસામે–વડોદરા.

છુટક મળવાનું ઠેકાણું–ટોમસન કંપની. દવાવાળા તેમજ ડાકટરોનાં દરેક જાતનાં પ્રીસ્ક્રિપશનો તૈયાર કરી અપનાર, કાલબાદેવી પોસ્ટ સામે; મુંબઈ.

**અમારા સદ્ભાવસંપન્ન એજન્ટોના સત્પ્રયત્નથી આ ફાલ્ગુનના અંકની બીજી આવૃત્તિ કઢાવવાનો સુયોગ અમને પ્રાપ્ત થવા માટે તેઓને કાર્યવાહી-મંડળ સપ્રેમ અભિવંદન આપે છે.**

---

મુંબઇ—મેસર્સ. જે. પંડિત અને કંપની. મુંબઇ. નં. ૬.

,,—શ્રીયુત વૈદ્યરાજ પ્રાણજીવન પીરજી ૧૯, બંદરરોડ–મુંબઇ નં. ૩

,,—રા. અમૃતલાલ જેઠારામ ભટ્ટ. ભુલેશ્વર–ફુલગલી–મુંબઇ.

પુના—શ્રીયુત રઘુનાથ ગંગાધર સાઠે ૪૮૪ સદાશિવપેઠ–પુનાસીટી

સુરત—શ્રીયુત જમીયતરામ ગંગાદાસભક્ત જંદાખાડી–સુરત.

અડાજણ—શ્રી. ગણપતરામ વલ્લભરામ અડાજણ–વાયા સુરત.

વડોદરા—મેસર્સ. જે. પી. પંડિત અને કંપની. ટાવર–વડોદરા.

,,—મેસર્સ. એચ બી. બ્રધર્સ–કાગળવાળા. શ્રી નૃસિંહાશ્રમ–વડોદરા.

અમદાવાદ—મેસર્સ. સી. એમ. ત્રિવેદીની કં. ચાંલ્લા સ્ટ્રીટ–અમદાવાદ.

પોરબંદર—જ્યોતિર્વિદ્યાભૂષણ શ્રી હીરજી પ્રભાશંકર–પોરબંદર.

,,—અધ્યારૂ હરિશંકર વાલજી. કોર્ટ–પાર્ક–પોરબંદર.

પરાંતીજ—પંડિત અમથાલાલ નારણભાઈ નાગરવાડો–પરાંતીજ.

---

**આ માસિકમાં ફાલ્ગુન તથા ચૈત્રમાં આપેલા નીચેના લેખોપ્રતિ ખાસ લક્ષ આપવા કૃપા કરવી.**

---

**ફાલ્ગુન.**

રહસ્યમય જીવન.

પૃથ્વીના પડમાં.

અવલોકન.

સહાનુભૂતિ.

સુમતિ.

**ચૈત્ર.**

શ્રી વિશ્વંભરમારફ શ્રી ભક્તકિરણાવલિ.

આપણી આર્થિક ઉન્નતિ.

વડોદરા રાજ્યની કેળવણીની પ્રગતિ.

સ્ત્રી કેળવણી.

પત્ર પેટી

સ્ત્રી અને સ્વતંત્રતા.

મારફિરદસ્ત

# અઢીસો રૂપીઆમાં અમર નામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક

[ અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ, અપંગો વિગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાયછે. તથાપી કોઈ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપાહાણની તખ્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે; પરંતુ કોઈ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે તો એ આખુ મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાં ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચુકશે નહી એવી આશા છે. વધુ વિગત માટે લખો.

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીઆદ.

---

# જીવીતદાન આપનાર સો પાળક પણ નહીં નીકળે ?

દીન વત્સલો ! ! પ્રભુની ખાતર દયા લાવો અને અનાથોના પાળક બનો. દર માસે રૂ ૭) આપનાર ધર્માત્માના નામથી બાર વર્ષથી મોટી ઉમરના અનાથને, અને દર માસે રૂ ૩-૮-૦ આપનાર ધર્માત્માના નામથી એથી નાની ઉમરના અનાથને પાળી વિદ્યા દાન આપી સનાથ બનાવીશું આ પૂન્ય ભૂમિમાંથી અનાથના પ્રાણદાતા એવા માત્ર સો ( ૧૦૦ ) પાલક પણ નહિં નીકળે ? જરૂર દયા લાવી લખો:—

મંત્રી. હિન્દુ અનાથ આશ્રમ નડીયાદ.

# વિજ્ઞાપના.

શ્રીભક્ત માસિક પત્રના સર્વ સુજ્ઞ ગ્રાહકો તથા અન્ય સજ્જનોને સવિનય વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કેઃ—

૧. શ્રીભક્ત માસિકનાં લવાજમો નીચે લખેલા અમારા સરનામે મોકલવા કૃપા કરવી.

૨. શ્રીભક્ત પત્રમાં મૂકેલી જાહેર ખબરો માટેનાં નાણાં પણ તેજ સરનામે મોકલવાં.

૩. શ્રીભક્ત પત્ર સાથેના નાણા સંબંધેનો સર્વ વ્યવહાર નીચેના જ સરનામે કરવો.

૪. મનીઑર્ડરથી અથવા વી. પી. થી નાણાં આપ લે કરવામાં આવે તે માટે પહોંચ આપવા લેવાની જરૂર રહેતી નથી.

૫. પણ, જ્યાં બીજી રીતે નાણાં ભરવામાં આવે ત્યાં નાણાં લેનારની સહીની રીસીટ લેવા ચૂકવું નહિ. રીસીટપર અમારી અથવા અમારા એજન્ટોની સહી હોય છે અને બાજુમાં નાણાં લેનારની ચોખા અક્ષરે પૂરેપૂરી સહી કરાવવા ભૂલવું ન જોઇએ.

૬. કોઇ ભળતેજ માણસ અમારા નામે લવાજમો અથવા જાહેર ખબરનાં નાણાં લઇ ન જાય તે માટે ચોકસ રહેવું જોઇએ.

| | | |
|---|---|---|
| નાણાસંબંધેનો સર્વ પ્રકારનો વ્યવહાર બાજુમાં આપેલા અમારા સરનામે કરવો. | } | જમિયતરામ લક્ષ્મીરામ પંડિત. શ્રી ભક્ત ઑફિસ રાયપુર. અમદાવાદ. |

પોસ્ટેજ સાથે શ્રી ભક્ત પત્રનું લવાજમ વર્ષ એકનું અગાઉથી

| | | | | | |
|---|---|---|---|---|---|
| હિંદુસ્તાનમાં | ... | ... | ... | ... | રૂ. ૩-૦-૦ |
| હિંદુસ્તાન બહાર | ... | ... | ... | ... | રૂ ૩-૧૨-૦ |

રાખવામાં આવ્યું છે. જાહેરખબર આપવા ઇચ્છનાર સજ્જને પત્ર લખી ભાવ મંગાવવા કૃપા કરવી. લેખો અને માસિક મળવામાં થતા વિલંબ માટે માત્ર અધિપતિ અને પ્રકાશકને પત્ર લખવા કૃપા કરવી. ગ્રાહક થવા માટે નામ નોંધાવો.

અધિપતિ અને પ્રકાશક.

શ્રી ભક્ત ઑફિસ-રાયપુર—અમદાવાદ.

વિષયાનુક્રમ.




આ માસિક 'સત્યવિજય' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરિલાલે અધિપતિ અને પ્રકાશકને માટે મુદ્રિત કર્યું છે. પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.

स्वरूपनिष्ठ श्रीमान् विश्ववंद्य.



બ્રહ્મવિદ્વરિષ્ઠ છોટાલાલ જીવનલાલ.

[ जन्म—आश्विन कृष्ण० १३. १९१७. स्वरूपप्राप्ति—मार्गशीर्ष कृष्ण० ५. १९६८. ]

“ વિશમા શતકમાં માં [illegible] પણ આ ભક્તિમાં આવવાનું છે. શામાટે? તે સમયે તે સ્પષ્ટ થશે : [illegible] [illegible]પૂર્વક [illegible].”

( યોગિની ).

The ' Lakshami Art Printing Works ' Bombay

Second Edition Revised.

# श्री भक्त.

# इष्टपदप्राप्त श्रीमान् मास्तर साहेबना रहस्यमय जीवननुं दिग्दर्शन.

( શ્રીયુત ગોવર્ધન. ઇ. પટેલ. બી. એ.—મહાલક્ષ્મી, મુંબઇ ).

## आमुख.

" Whereas the corrupter sort of mere politiques, that have not their thoughts established by learning in the love and apprehension of duty, nor never look abroad into universality, do refer all things to themselves, and thrust themselves into the centre of the world, as if all lines should meet in them and their fortunes, never caring in all tempests what becomes of the ship of state, so they may save themselves in the cockboat of their own fortune: whereas men that feel the weight of duty and know the limits of self-love use to make good their places and duties, though with peril; and if they stand in sections and violent altercations, it is rather the reverence which many times both adverse parts do give to honesty, than any versatile advantage of their own carriage. " ( Philosopher-Bacon ).

**અર્થ સૂચન:**—સાધારણ ભૂમિકાની અસ્મિતામય જીવન ગાળનાર મનુષ્યો વિદ્યાના બળની ન્યૂનતાને લીધે કર્તવ્યનું સ્વરૂપ સમજી શકવા અસમર્થ હોય છે અને તેઓનું દૃષ્ટિબિંદુ વિશાળ થવાનો સંભવ નહિ હોવાથી તેઓ સર્વ વસ્તુઓ તરફ સ્વાર્થપરાયણતાથી નિહાળી જગતના મધ્યબિંદુની સ્થિતિ માટે પ્રયાસ કરતાં એવી માન્યતાઉપર આવે છે કે તેમના પ્રારબ્ધચક્રના ધરીઆરૂપે જ સર્વ સંજોગોનું સહાયક બળ યોજાવું જોઇએ. આવી ભૂમિકાના બંધનમાં બંધાયેલા જીવો જ્યારે સ્વકર્તવ્ય નૌકાનું તોફાનોથી રક્ષણ કરવામાં રખવાળને વશ થઇ પ્રસંગ પ્રાપ્ત થતાં સ્વતંત્ર સલામતીની નાની સ્વકર્મરચિત પ્રારબ્ધ હોડીવડે બચાવ કરવા તત્પર થઇ જાય છે ત્યારે ધર્મધુરંધર ધીર પુરુષો સ્વાત્મબળથી પોતાની સ્થિતિ અને કર્તવ્યનું ઉત્કૃષ્ટ બળ ગમે તેવા આક્રમણોથી પણ ઉન્નતિને સિદ્ધ કરવામાં

---

* સ્વરૂપનિષ્ઠ શ્રીમન્ છોટાલાલ જીવનલાલના દૈહિકસર્ગવિષયક ઉલ્લેખ અમારા પોતાના અંકમાં કરવામાં આવ્યો છે તેમ છતાં અમારા અનેક સુજ્ઞ વાચકો તરફથી મનુષ્યજીવનના સાક્ષાત્ અનુકરણ માટે તે મહાપુરુષના જીવનવૃત્તાંતનું રહસ્યમય દિગ્દર્શન જનસમાજના ઉપકાર અર્થે પ્રકટ કરવામાં આવે એવી ઇચ્છા દર્શાવવામાં આવતાં તે જીવનવૃત્ત કેવી રૂપરેખાથી આલેખવું જોઇએ તેના થયેલા નિર્ણયને આધારે આ લેખ પ્રસિદ્ધ કરવામાં આવે છે.—અધિપતિ

યોજે છે. આવા જ્યોતિર્મય વીરરત્નો કદાચ કોઈ વિલક્ષણ પ્રતિકૂલ સંજોગોથી જગતની ભૂમિકામાં ટીકાને પાત્ર અથવા દોષારોપણની ભ્રાંતિને પાત્ર થઈ પડે છે તો તેમના તે પ્રાપ્ત અધિકારના લાભની ગણનાને બાજુએ મુકતાં છતાં પણ તેમનામાં રહેલા પ્રમાણિકતા, સહૃદયતા વગેરે સદ્ગુણો વિરુદ્ધપક્ષમાંથી પણ પૂજ્યત્વને આકર્ષવા સમર્થ થાય છે.

સુવિખ્યાત તત્ત્વવેત્તા બેકનના આ સૂચનથી જીવનવૃત્ત લખવાનો ઉદ્દેશ એવો સિદ્ધ થાય છે કે જનસમાજમાં જુદી જુદી પ્રકૃતિનાં મનુષ્યો પોતાના જીવનના અનુભવોમાં તેવા તેવા પ્રસંગો આવતાં યોગ્ય માર્ગથી ઇપ્સિતાર્થ પ્રાપ્ત કરવા સમર્થ થાય. જનસ્વભાવના જુદા જુદા આશયો, ક્રિયાઓ તથા અનુભવોના જ્ઞાનપૂર્વક, પ્રસંગાનુસાર કેવું વર્તન કરવું તથા કેવી સાવધાનતા સેવી લક્ષ્યબિંદુની સિદ્ધિ મેળવવી એ વગેરેના રહસ્યોનું વાચક વર્ગને દિગ્દર્શન કરાવવામાંજ જીવનવૃત્તાંતની સાર્થકતા હોવાથી પ્રત્યેક વાચકને તે સ્વાનુભવની (Practical) દૃષ્ટિથી આ લેખનું અવલોકન કરવા વિનવવામાં આવે છે.

કવિઓ, નવલકથાકારો, વર્તમાનપત્રકારો, તત્ત્વવેત્તાઓ, વક્તાઓ, સાધુઓ મહાત્માઓ, યોદ્ધાઓ, રાજાઓ વગેરેનાં જીવનચરિતના નિરીક્ષણથી તે તે કર્તવ્યને કરનારા મનુષ્યો તેમાં કેવી રીતે વૃદ્ધિ પામતા જતું તેનો નિર્ણય બાંધી શકે છે. જીવનવૃત્ત લખવાની જુદી જુદી શૈલિઓ હોય છે. જન્મથી અવસાન સુધીનાં વર્ષોના અનુક્રમવાર, જીવનના પ્રસંગોનું વર્ણન કરવાની સામાન્ય રીતિ ગણાય છે. પરંતુ સ્થળસંકોચને લીધે આ માસિકમાં સંક્ષિપ્તમાંમાત્ર **જીવનના રહસ્યનું દિગ્દર્શન કરવું એટલોજ આશય રાખવામાં આવ્યો છે.**

**શ્રીમન્ છોટાલાલમાં** કોઈ દૈવી સંકેતથી અનેક શક્તિઓનો વિકાસ થયેલો હતો. શરીરસંપત્તિનાં, માનસસંપત્તિનાં તથા આધ્યાત્મિકસંપત્તિનાં તેમનામાં કુદરતી રીતેજ કેવાં બીજો હતાં; પરિવેષ્ટન વગેરેની આગંતુક સામગ્રીથી તે તે બીજો ઉપર કેવી અસર થઇ હતી; પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરેલાં કેવાં કેવાં સાધનોને ક્યાં ક્યાંથી આકર્ષી તે તે શક્તિઓનો તેમણે કેવી કેવી રીતે વિકાસ કર્યો હતો તથા કેવા કેવા ઉપાયોથી સ્વરૂપસામ્રાજ્યનો તેમનો ઉદ્દેશ સતત તેમનામાં જાગ્રત્ રહ્યા કરતો હતો, અને તેમના પ્રસંગમાં આવનાર પ્રત્યેક વ્યક્તિનું કેવા શુભ આશયથી તેમણે હિત ચિંતવ્યું હતું એ વગેરે દૃષ્ટિબિંદુઓથી આ જીવનવૃત્તાંત લખવાનો પ્રયાસ ચલાવવામાં આવે છે.

શ્રીમન્ છોટાલાલ શિક્ષક, કવિ, નવલકથાકાર, વક્તા, તત્ત્વવેત્તા, સાધુચરિત ધર્મધુરંધર તથા પ્રખ્યાત માસિકના તંત્રી હતા. આરોગ્યવિદ્યા (Hygene), મેસ્મેરીઝમ (Mesmerism), હીપનોટીઝમ (Hypnotism). સ્પીરીચ્યુએલીઝમ (Spiritualism), વિચારબળ (Thought-force), ભાવના (Suggestion), રસવિદ્યા (Hermetic philosophy) માનસશાસ્ત્ર (Psychology) તથા નવજન્મ (Regeneration) વગેરે પાશ્ચિમાત્ય વિદ્યાઓના તેઓ ઊંડા અભ્યાસક તથા પ્રસારક હતા. અનેક પ્રકારની શક્તિઓ તથા સાધનોની વિવિધતાથી તેમની શારીરિક, માનસિક તથા આત્મિક જીવન રેખા (Line of Life) કેવી રીતે બંધાઇ, તેમનામાં જુદી જુદી જાતિની વિદ્યાઓના વિચારો ક્રમે ક્રમે કેવા રૂપમાં વૃદ્ધિ પામવા લાગ્યા તથા ભિન્નભિન્ન વાતાવરણમાં તેમણે સ્વાત્માર્પણથી પણ પોતાના લક્ષ્યબિંદુને કેવી રીતે ટકાવી રાખ્યું એ વગેરે બાબતોને બનતાં સાધનોની સહાયતાથી વાચકવર્ગના સાક્ષાત્ ઉપયોગ અર્થે લક્ષમાં લાવવાનું આ સ્થળે યોગ્ય ગણ્યું છે.

મનુષ્યમાત્રના જીવનનાં ચાર મુખ્ય દષ્ટિબિંદુ હોય છે.

Man in body—શરીર સામગ્રી પરિવેષ્ટિત મનુષ્ય.

Man in brain—મગજશક્તિ પરિવેષ્ટિત મનુષ્ય.

Man in mind—ચિત્તસામગ્રી પરિવેષ્ટિત મનુષ્ય.

Man in spirit—આત્મસામગ્રી પરિવેષ્ટિત મનુષ્ય.

પોતે કારીગર હોય, કવિ હોય કે ફિલસુફ હોય પરંતુ પ્રત્યેક મનુષ્યને આ ચાર સામગ્રીઓ જન્મથીજ ન્યૂનાધિક પ્રમાણમાં કર્મસત્તાના કાયદાઓને આધારે પ્રાપ્ત હોય છે તે તે સામગ્રીઓને વપરાશમાં આવતાં મનુષ્ય કેવી રીતે બળવાન અથવા બળહીન કરી શકે છે એની દૃષ્ટાંતથી સાબિતી આપવી એજ જીવનવૃત્તાંતનું કર્તવ્ય છે.

આ માસિકના વાચક, લેખક, શોધક કે અભ્યાસક ગમે તે હોય તોપણ તેમના કર્તવ્યની દિશામાં સુગમતા થવામાં આ લેખ સહાયક નિવડો એવી શ્રી ઇષ્ટપ્રતિ અભ્યર્થના કરી વિરમવામાં આવે છે.

---

# नमः शांताय तेजसे

આરંભ.

" करुणाविमुखने मृत्युना हरता त्वं वद किं न मे हृतम् । "

" Nothing can cover his High Fame but Heaven;
No Pyramids set off his memory,
But the *Eternal* substance of his *Greatness.* "

* * * *

" શોકને રડવું તજીને શાન્તિ મનને જો કરૂં,
શું ખબમાં હું ખબમાં, એ વાત તો ના વિસરૂં;
શોક કરતાં રુદન કરતાં લાભ હુને શું અરે !
ગુણગાન તારૂં કંઇ કર્યાથી લાભ તો સાચો મળે. "

* * * *

" મિલન પૌજ નર આવે તબ લગ
કુછ ન દેના, કૃપા તુમ દેના:—
હમોં તુમસેં મિલાઇ દેના
મિલાઇ દેના એકહી કરલેના.—"

* * * *

गेले योगीराज अनादि जे आदि ॥ ॥ राहिल्या समाधि जगामाजी
गेले दिगंबर ईश्वर विभूति ॥ ॥ राहिल्या त्या कीर्ति जगामाजीं ॥

* * * *

" ગમેતેવી સ્થિતિમાં તમે હો અથવા ગમેતેવા પ્રસંગો તમારી આજુબાજુ બનતા

હોય તોપણ ઉચ્ચ થવાનો ઉદ્દેશ રાખો, અને ઉચ્ચ થવાના તે ઉદ્દેશને નિરંતર રાખ્યા કરો (છો૦) "

* * * *

* * * " Live for something. Do good, and leave behind you a *monument of virtue* that the storm of Time can never destroy. Write your name in Kindness Love and Mercy on hearts of thousands you come in contact with year by year. Good deeds will shine as *Stars* in Heaven. "—કોઇ દઢ ઉદ્દેશની સિદ્ધિ અર્થેજ જેમનું જીવન હતું, કલ્યાણ કરવું એજ જેમનું કર્તવ્ય હતું, કાળ પણ કદી પોતાનાં તોફાનોથી જેનો નાશ ન કરી શકે તેવો સદ્ગુણનો કીર્તિસ્થંભ જગત્માં જેમણે રોપ્યો છે; પોતાના જીવનના પ્રત્યેક ઉત્તરોત્તર વર્ષે જેના જેના સંબંધમાં આવવું થયું તેવાં સંખ્યાબંધ હૃદયો ઉપર જેમણે સહૃદયતા, પ્રેમ અને ઉદારચરિતતાને અંકિત કર્યાં છે તથા જેનાં ઉજ્જ્વલ કાર્યો ચળકતા તારાઓરૂપે જનસમાજરૂપી ગગનમાં ઝળક્યા કરે છે એવા સદ્ગુરસ્વરૂપ શ્રીમન્ માસ્તર સાહેબનો જન્મ જગત્માં શુભ શુકનના શિખરજેવા મનાતા ધનત્રયોદશીના સુદિને સંવત ૧૯૧૭માં આર્યાવર્તમાં થયો હતો.

જીવનપુરવાળાની સંજ્ઞાથી જાણીતા જીવદયાપાલક જૈનમાર્ગી શ્રીયુત જીવનલાલના ઉત્તમ કુલમાં જન્મ પામી તેમણે બાલ્યાવસ્થાથીજ પોતાની જુદી કર્તવ્યદિશાનું આજુબાજુના સંબંધીઓને ભાન કરાવ્યું હતું. વિદ્યાર્થી અવસ્થાથીજ તેમને સમાજમાં આગળપડતો ભાગ લેવાનો સુયોગ પ્રાપ્ત થયો. પ્રાર્થનાસમાજમાં વ્યાખ્યાનો આપવાના તથા સાહિત્ય તરફ અભિરૂચી દર્શાવવાના પ્રસંગો મળતાં તેમણે અનેકના ચિત્તનું તેમના તરફ આકર્ષણ કરવા માંડ્યું.

મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી તરતજ તેઓ વડોદરામાં કેળવણી ખાતામાં યોજાઇ ગયા. સરદારસ્કુલમાં અનેક શ્રીમંત વિદ્યાર્થીઓને પોતાની સ્થિતિને યોગ્ય કર્તવ્યની દિશાના સૂચનપૂર્વક રસમય બોધ આપતા તેઓ પોતાનું કર્તવ્ય ઘણા ઉત્સાહથી બજાવતા હતા. અદ્યાપિપર્યંત પણ તેમના એ સ્નેહનું સ્મરણ કરી કોઇ કોઇ તે પ્રસંગના અનુભવી સજ્જનો તેમની પ્રશંસા કરે છે.

વડોદરા હાઇસ્કુલમાં ગુજરાતી ભાષાના શિક્ષકતરીકે તેમની નિમણુક થતાં તે સ્થાનનું કર્તવ્ય પણ તેમણે તેવીજ ખંતથી બજાવવા માંડ્યું. તેમના વિદ્યાર્થીઓમાં તેમને માટે એવું કંઇક કુદરતી પૂજ્યત્વ પ્રકટતું હતું કે જેથી તેઓ તેમના પરિચયમાં સતત રહેવાય તેવુંજ ઇચ્છ્યા કરતા હતા. તેમના નિકટ પરિચયમાં આવેલા અનેક સુજ્ઞ વિદ્યાર્થીઓનો સંબંધ તેમના આખા જીવન સુધી ઉત્તરોત્તર વૃદ્ધિજ પામતો ગયો છે. તેમના અવસાન પછી તેજ પ્રેમ જાણે એમની પાછળ પીગળીને વહી જતો હોય તેમ હજી પણ તેમનાં નેત્રોમાંથી ઝર્યાં કરે છે.

યુવાવસ્થાથીજ તેમને પાશ્ચિમાત્ય વિદ્યાઓનો અને થીઓસોફી વગેરે સંસ્થાઓના પુસ્તકો અવલોકવાનો અભ્યાસ પડ્યો હતો. એ અભ્યાસોથી સ્વતંત્ર રચેલા લક્ષ્યની શોધ કરવાનો વિચાર ચલાવવામાં જ્યારે તેઓશ્રી ગુંથાયેલા રહેતા હતા ત્યારે તેમના એક સ્નેહીની

સાથે તેમને વડોદરાના નીઝામપુરામાં નિવસતા શ્રીમન્ નૃસિંહાચાર્યજી મહારાજના સંબંધમાં આવવાનું સુભાગ્ય ઉદય થયું.

શ્રી શ્રેયઃસાધકઅધિકારિવર્ગના બંધારણમાં તેમની સેવા એવા રૂપમાં ફલીભૂત થઇ કે જેથી પ્રત્યેક સાધકનું સેવાનું અભિમાન ગલિત થઇ ગયું હતું. સદ્ગુરુ ભગવાનની શાંતવૃત્તિથી સેવા ઉઠાવવામાં તથા તે ઉપરાંત કેવલ નિરભિમાની રહીને સર્વને સંતોષ આપવામાં તેમણે એકજ સિદ્ધાંતનું અડગપણે પાલન કર્યું હતું. તે સિદ્ધાંતને તેઓ છેક છેવટ સુધી તૈલધારાવત્ પાળીને તેનીજ જ્યોતિમાં ભસ્મીભૂત થયા છે એમ કહેવું એ સાહસ નહિજ ગણાય. એ સિદ્ધાંતના શબ્દોનું રહસ્ય તેમનું જીવનજ દર્શાવી શકે એમ છે. તે સિદ્ધાંત આ છેઃ—

सेवा धर्मो परमगहनो योगिनामप्यगम्यः ।

એમના જેવો સેવાધર્મ બજાવવામાં વિજયી નિવડેલો એક પણ અનુકૂલ દાખલો શાસ્ત્ર કે પુરાણમાંથી આ લેખકની મતિ શોધી શકતી નથી. માત્ર રામાયણમાંથી એકજ જટાયુનો દૃષ્ટાંત તેમના જીવનનું રહસ્ય દર્શાવવામાં સહાયભૂત થાય એમ સમજાય છે.

तस्यच प्रवयसो जटायुषः
स्वर्गिणः किमिव शोच्यतेऽधुना ॥
येन जर्जरकलेवरव्ययात्
क्रीतमिन्दुकिरणोज्वलं यशः ॥'

( ભાવાર્થઃ—સ્વર્ગને પામેલા તે વૃદ્ધ જટાયુનો શોચ હવે કયા કારણથી કરવો યોગ્ય છે, કે જેમણે જર્જર થઇ ગયેલા શરીરના અર્પણથી ચંદ્રના કિરણજેવો નિર્મળ યશ ખરીદી લીધો છે. )

આવા અતિ કઠિન સેવાધર્મનું યથાર્થ રીતે પાલન કરી તેમણે મહાકાલ નામના માસિકની વ્યવસ્થાનું કાર્ય પરમાત્મા શ્રીમન્ નૃસિંહાચાર્યજીના સ્વરૂપાવસ્થાન સુધી વહ્યા કર્યું.

તત્પશ્ચાત તેમનાજ ઉપર આવી પડેલા આપણી સંસ્થાના અસહ્ય ભારને નીચેના સુખવાદને આધારે ભવિષ્યની ઉન્નતિની આશાની ઝળકીમાં તેમણે સ્વિકારી લીધો.

"I do not grieve but rather find,
Strength in what remains behind;
In years that bring the philosophic mind!"

ભાવાર્થઃ—શોક કરું નહિ કાંઇ, પણ શોધું બળનેજ હું.
પછી રહેલા માંહી, ભવિષ્યનાં વર્ષો વિષે.

શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનમાં અસાધારણ પ્રેમ તથા ભક્તિનું સ્થાપન કરી તે સ્થાપનાની સેવામાં સંપૂર્ણ સ્વાત્મયોગથી પોતાનાં તન, મન અને ધનનું સમર્પણ કરી સિદ્ધપદારૂઢ શ્રીમન્ ભાસ્કર સાહેબે પોતાના ભૌતિકતનુનો સંવત ૧૯૬૮ના માર્ગશીર્ષ વદ પંચમીએ ત્યાગ કર્યો.

તેમના વિરહના શોકની જ્વાલામાં તપ્ત થતા સ્નેહી જનોના આશ્વાસન અર્થેજ લખા-

શું-હોય તેમ તેમનું છેલ્લા વર્તનું સ્ફુરણ આદેશરૂપે ગ્રહણ કરી પ્રત્યેક સુખસાધકે જીવનનો માર્ગ ઉન્નતિના ધામમાં લઇ જવો એ જ કર્તવ્ય અવશેષ રહે છે.

" નથી મુઆ તે જે વિશ્વમાંહિ ઉચ્ચ કાર્ય કરી ગયા,
નથી જીવતા તે જગત્‌માં જે ભોગમાંહિ ડુબી રહ્યા,
પુરુષાર્થ કરનારા જીવન શી વસ્તુ છે તે જાણતો,
વિષયે પચી રહેનાર, જીવતા મૃત્યુને અહિં માણતો." (છો૦)

( અપૂર્ણ )

# आत्मावलोकन अने केटलांक चित्रो.

( લેખક દેસી મણિલાલ નથુભાઇ બી. એ. )

આ મથાળા નીચે લેખક પોતાના કેટલાક અનુભવનાં ચિત્રો રજુ કરવા ઇચ્છા ધરાવે છે. તે ચિત્રો સર્વને આકર્ષક થઇ પડશે એમ તે માનતો નથી; પણ તેમાં સત્યની કેટલીક બાજુઓ તપાસવાનો કેટલાકને પ્રસંગ મળશે. અને એકજ વસ્તુ જૂદા દષ્ટિબિન્દુથી કેવી લાગે છે, તે જાણવાનો-વિચારવાનો લાભ તેને મળશે. લેખકને પોતાના અનુભવોને સાકાર કરવાની તક મળશે, અને સિંહાવલોકનદષ્ટિથી થયેલી ભૂલો ફરી ન થવા પામે એ નિશ્ચય દ્દઢ થશે. અસ્તુ ! પ્રિયવાચક ! આ ચિત્રોમાં હુંપણું-અહંતાનો ભાસ થાય તો તેની ક્ષમા આપજો, કારણ કે પોતાનું જ ચિત્ર ચિતરતાં જાણ્યે અજાણ્યે હુંપણું તેમાં આવી જવાનો સંભવ છે.

### ચિત્ર ૧ લું.

મને સર્વત્ર વિજયજ જોવાની ટેવ પડી હતી. મારા દરેક કામમાં મને વિજયજ મળ્યો હતો, તેથી પરાભવ એ શું છે, અથવા પરાભવથી લોકોને કેવી સ્થિતિ થતી હશે ત્હેનો ખ્યાલ સરખો પણ મને ન હતો.-એવામાં એક બાબતમાં મારી ધારણા નિષ્ફળ નીવડી, મને પરાભવ મળ્યો, શું હું પરાભવ પામ્યું ? લોકો મારે વિશે શું ધારશે ! આ વિચારે રાતદિન મારા મનપર અસર કરી, અને તેની અસર શરીર પર થઇ. સંગ્રહણીનો રોગ લાગુ પડ્યો. ગુરૂકૃપાથી તેમાં હું બચ્યો. શરીર પ્રથમના જેવું નિરોગી બન્યું. એ પરાભવે મારૂં માનસિક આકાશ ભરી નાંખ્યું હતું, હાલ મારા માનસિક આકાશના ચિત્રપટમાં તે બનાવ એક નજીવા બિન્દુ જેવો છે. તેનો વિચાર કરતાં મનમાં જરા પણ દુઃખ લાગતું નથી. અહા ! તેજ વખતે અત્યારના જેવી મનની સ્થિતિ હોય તો કેવું સારૂં ! પણ જો આ અનુભવ ન થયો હોત તો લોકોની ચિંતાજનક સ્થિતિનો મને ખ્યાલ ક્યાંથી આવત ! દુઃખ સહન કરવાનું ધૈર્ય ક્યાંથી આવત ! અને આપત્તિ એ પણ ઈશ્વરનો છુપો આશીર્વાદ છે એવું ક્યાંથી જાણત ! જે થાય છે તે સારા વાસ્તે થાય છે-એ પણ આ અનુભવમાંથી તારવી કાઢેલો એક નિયમ છે.

### ચિત્ર ૨ જું.

કોઇને ના પાડવી એ મારાથી બની શકતું ન હતું. 'ના પાડવી' એ પણ કેટલીક બાબતમાં સદ્‌ગુણ છે, એમ હું જાણતો ન હતો. તેથી ઘણા મનુષ્યો મારી ભલમનસાઇનો લાભ લેઇ જતા હતા, જે મનુષ્યો ખરે વખતે નાપાડી શકતા નથી, તેઓ તેમના

સ્વાર્થી મિત્રોના ફાંસામાં કેવા ફસાઇ જાય છે, અથવા આડે માર્ગે પણ ઉતરી જાય છે, એનો સર્વ કોઇને અનુભવ થશે. સુભાગ્યે આવો કોઇ પ્રસંગ મારાપર આવ્યો ન હતો પણ એક નજીવાજ બનાવે મને શિખવ્યું કે ' ના પાડવી' એમાં પણ નૈતિક બળની જરૂર છે. એક મિત્રના આગ્રહથી અમુક બાબતમાં જરા મીઠું મરચું ભભરાવી એક વાત લખી. તેનું શું પરિણામ આવશે, તેનો તે વખતે ખ્યાલ ન રહ્યો. પણ તરતજ અંતઃકરણ ડંખ મારવા લાગ્યું. ચારપાંચ દિવસસુધી નિદ્રા ન આવી. પણ તે બનાવે મને શિખવ્યું કે ના પાડવાથી કદાચ થોડું દુઃખ સહન કરવું પડે તો તે કરવું, પણ અમુકને ખોટું કેમ લગાડું એવા ખોટા ભયથી અન્યાયને માર્ગે પગ મુકવો એ તદ્દન અનુચિત છે, અને નૈતિક હિંમતની ખામી દર્શાવે છે. આ સદ્‌ગુણની ઘણી જરૂર છે, હજુ મારામાં તે સદ્‌ગુણ બીજરૂપ છે. તે પ્રસંગે મેં તેને પાણી પાયું છે, અને આશા રહે છે કે તે બીજને પુરેપુરું જળ સીંચી હેને વિસ્તર કરવા મારાથી બનતું કરીશ, હે ગુરૂદેવ! મને આ કામમાં સાહાય્ય આપો એજ મારી પ્રાર્થના છે.

## ચિત્ર ૩ જું.

પોતાની મહત્તા કોને ગમતી નથી? પોતાની વાહવાહથી કોણ રાજી થતું નથી! આ હુંપણાને પોષનારી વૃત્તિથી આ લેખક મુક્ત નથી; અને તે વૃત્તિની- હવાની બીજા સાથે વાતો કરવામાં પ્રકટ જણાઇ આવે છે. પોતાની ભૂલ જાણવી એ ભૂલ સુધારવાનું પ્રથમ પગથિયું છે—એમ મહાત્મા સોક્રેટીઝ કહેતા હતા. અને આ હુંપણાની—અહંતાની વૃત્તિ દાબવાને અસરકારક ઇલાજ એ છે કે મૌન ધારણ કરવું. બહુ બોલવું નહિ, બ્હાર આવવાની અથવા જગતમાં હોંશીઆર દેખાવાની વૃત્તિને કાબુમાં રાખવી. જે જગતના કાજી છે, તેનો ઇશ્વરી દરબારમાં એક પાઇનો પણ હિસાબ નથી. તે જગતના કાજી થવા કરતાં ગુપ્તપણે તારું કામ કર્યા કર અને અંતરમાં જે તને સંતોષ થશે, તે જગતના ખોટા, અને ક્ષણેક્ષણે બદલાતા માન કરતાં અનંતગણો સ્થાયી થશે. મહાત્માઓ તરફ નજર કરો. સમુદ્રની ગંભીરતાનો ખ્યાલ લાવો, અને આપવડાઇ આપોઆપ અદૃશ્ય થશે. સર્વત્ર સારાકામો કરનાર તો તેજ શક્તિ છે—આપણે જો તે શક્તિને વ્હેવરાવવાને આ સ્થૂળ જગતમાં એક નાની સરખી પણ પ્રણાલિકારૂપ થઇએ તો આપણો ભાગ્યોદયજ સમજવો. જે નીકમાં થઇને નિર્મળ જળ વહે છે, તે નીકને પણ તે સાફ બનાવે છે. આ રીતે પરમાર્થનું કામ કરવાજતાં સ્વાર્થની મલીનતા આપોઆપ દૂર થશે અને આનંદિક આનંદ થશે તે તો જૂદો!

## ચિત્ર ૪ થું.

એક ખગોળવેત્તા સંધ્યાકાળે તારાઓનું નિરીક્ષણ કરવા ગામ બ્હાર જતો હતો. તેની દૃષ્ટિ આકાશ તરફ ઉંચે વળેલી હતી, અને તેના ધ્યાનમાં તે ચાલતો હતો, તેવામાં તે એક મોટા કુવામાં પડ્યો અને બૂમો પાડવા લાગ્યો. રસ્તે જતો એક મુસાફર ત્યાં આવી પહોંચ્યો, તેને તે ખગોળવેત્તાએ સઘળી હકીકત જણાવી તે ઉપરથી તે મુસાફર બોલી ઉઠ્યો " હે મૂર્ખ! તું આકાશના તારાઓનું રહસ્ય જાણવાને ઇચ્છે છે પણ પૃથ્વીપરનો માર્ગ તો જાણતો નથી!"

આ લેખકને પણ આવા ઘણા અનુભવ થયા છે. ' ઘરનાં છોકરા ઘંટી ચાટે ને ઉપાધ્યાયને આટો '—એ નિયમ પ્રમાણે પરોપકાર કરવા જતાં જેમના તરફ ફરજ બજાવવી

જોઇએ, તેવી કેટલીક ફરજો ન અદા કરાઇ, અને તેથી કેટલાક સ્વજનોને શોસવું પણ પડયું હશે ! ખરે ! એ બાબતોનો વિચાર કરતાં હૃદય કેટલીકવાર પશ્ચાત્તાપથી બળે છે. પણ ગયેલી વાતનો શોક નહિ કરતાં, ફરીથી એવી ભૂલો ન થવા પામે તે માટે બને તેટલો સાવધ રહું છું. દાનનું—પરોપકારનું પ્રથમ ક્ષેત્ર ગૃહ અને સ્વજનો છે—એ અનુભવ હૃદયમાં ચોકસ થતો જાય છે.

ચિત્ર ૫ મું.

જો મનુષ્ય જરા સરખો વિચાર કરે તો તેને લાગશે કે મનુષ્યના સુખ દુઃખમાં બાહ્ય સંજોગો કેટલો નજીવો ભાગ ભજવે છે ! સુખ દુઃખનો આધાર મનપર મોટે ભાગે છે. મીલ્ટન કવી કહે છે કે મન પોતાની જ દુનિયા રચે છે. નરકને સ્વર્ગ બનાવવાની અને સ્વર્ગને નરક બનાવવાની શક્તિ મનમાં રહેલી છે, નજીવી વસ્તુનો લાભ મન કલ્પનાશક્તિથી મોટો બનાવી દે છે, અને નજીવી વસ્તુની હાનિને તેજ મન દુઃખના સાગરરૂપ બનાવી દે છે. માટે મનને દરેક બાબતમાં સુખ શોધવાની ટેવ પાડો, અને જ્યાં ત્યાં તેને સુખજ જણાશે. જેમ કોઇ કુતરો હાડકાને ચાટે છે, ત્યારે તેના દાંતમાંથી લોહી નીકળે છે, તે લોહીનો સ્વાદ કુતરાને આવેછે, અને કુતરો ખુશી થાય છે; તેમ જો બાહ્ય વસ્તુમાં સુખ દેખાતું હોય તો તેનું કારણ આપણા મનની સુખને આકર્ષનારી સ્થિતિ છે. તેમ જો આપણું મન ચિંતામાં હશે તો સ્વાદિષ્ટ ભોજન પણ અરુચિકર થશે; મિત્રોની રસિક વાતચિત પણ આનંદ આપશે નહિ અને ઇન્દ્રિયોના વિષયો પણ ઉદ્વેગકર થશે. સ્વાદિષ્ટ ભોજનમાંથી સ્વાદિષ્ટપણું અથવા મિત્રોની વાતોમાંથી રસિકપણું અથવા ઇન્દ્રિયોપણાના વિષયોમાં રહેલું માધુર્ય ચાલ્યાં ગયાં નથી, પણ મન ફરતાં તે સર્વ ફરી ગયું. આ બાબત આ લેખકના અનુભવમાં ઘણીવાર આવી ગઇ છે. અને તેથીજ તે માને છે કે મનને સુખમય બનાવો એટલે બાહ્ય સંજોગો બધા સુખકારક થશે. બાકી જ્યાં સુધી મન ચિંતા અને ઉદ્વેગમાં પડેલું છે, ત્યાં સુધી બાહ્ય સ્થિતિના ફેરફારથી ઝાઝો લાભ નથી. જે ફેર કરવાનો છે, તે વસ્તુઓનો નહિ પણ મનના વલણનો છે.

ચિત્ર ૬ ઠું.

મને પત્રનો બહુ શોખ છે. જો કે હું પત્રનો જવાબ લખવામાં ઘણીવાર ઢીલ કરું છું, છતાં લોકો તરફથી પત્રોની રાહ જોયાજ કરું છું. પત્ર મળતાં પહેલાં જેટલો તેનાપર મોહ હોય છે, તે પત્ર મળતાં ઉતરી જાય છે. આ નજીવા બનાવથી હું શિખ્યો કે વસ્તુ મળ્યા પહેલાં જેટલી આકર્ષક લાગતી હતી, તેટલી મળ્યા પછી લાગતી નથી જો કોઇ વસ્તુ મળતી નથી તો નિરાશા થાય છે, અને બીજાઓને તે મળેલી જોઈ તેની કિંમત વધારે લાગેછે. આશા—તૃષ્ણાજ દુઃખજનક છે. શ્રીબુદ્ધદેવ કહેતા હતા કે તુન્હા—તૃષ્ણાજ સર્વ અનર્થનું મૂળ છે. અને આ તેમનો બોધ અનુભવથી સિદ્ધ ઠરે છે.

ચિત્ર ૭ મું.

આદમ અને ઈવ—મનુષ્ય જાતિના પિતા માતા એક વાડીમાં આવી ઉતર્યાં, તેમાં ઇવે એક મના કરેલા વૃક્ષનું ફળ ખાધું અને તેથી તેને દુઃખ ખમવું પડયું. આ ગમે તેમ હોય પણ આ હકીકતમાં ઉંડું રહસ્ય રહેલું છે. એ વૃક્ષને tree of the knowledge of good & evil, સદ્ અસદ્ જ્ઞાનનું ઝાડ કહેતા હતા. આ વૃક્ષનું ફળ ખાધા પછી મનુષ્ય પ્રથમના જેવો રહેતો નથી. આનો ભાવાર્થ એ છે કે એકવાર જ્ઞાન પામ્યા પછી મનુષ્ય અજ્ઞાનીજેવું કામ કરી શકે નહિ.

એકવાર ગર્ભમાંથી બ્હાર આવ્યા પછી બાળક પાછું ગર્ભમાં દાખલ થઈ શકે નહિ, તેમ-અજ્ઞાન દશામાંથી જ્ઞાન દશામાં આવ્યા પછી—એકવાર સદ્ શું છે અને અસદ્ શું છે તેનું જ્ઞાન થયા પછી—તે મનુષ્ય અજ્ઞાનીને યોગ્ય કામ આચરી શકે નહિ, અને જો તે આચરવા જાય તો તેનું અંતઃકરણ તેને ડંખ માર્યા વિના રહેજ નહિ. માટે હે પ્રિયબંધુઓ ! આ વૃક્ષનું ફળ ચાખતા નહિ અને જો ચાખવું જ હોય તો—અર્થાત્ જ્ઞાન મેળવવુંજ હોય તો જ્ઞાન પ્રમાણે વર્તો. હવે તમે ' હું અજ્ઞાન છું ' એવું બ્હાનું કાઢી શકશો નહિ. જે મનુષ્યને જીવનમાં કદિપણ ઉચ્ચ ભાવના ન હોય તે ખરેખર દયાને પાત્ર છે, પણ જે મનુષ્ય ઉચ્ચ ભાવના શું છે તે સમજ્યો છે, છતાં તે ઉચ્ચ ભાવનાને અમલમાં મૂકવાના પ્રસંગોને જતા કરે છે તે બમણો દયાને પાત્ર છે. હમેશાં ભાવનાઓ જેમ બને તેમ ઉચ્ચ રાખવી, અને કદાચ ઘણી ઉચ્ચ ભાવનાને અમલમાં મૂકતાં મનુષ્ય નિષ્ફળ પણ નીવડે; પણ આળસુ બેસી રહેવા કરતાં ઉચ્ચ ભાવનાને અમલમાં મૂકવાને પ્રયત્ન કરવો અને નિષ્ફળ નીવડવું એ વધારે સારૂં છે.

પોતાની ઉચ્ચ ભાવનાને મૂકી દેવી—તેમાંનો ઉત્સાહ જવા દેવો અને ઉચ્ચ ભાવનાઓ અને વિચારોમાંથી ધસડાઈ આવી હલકી ભાવનામાં સંતુષ્ટ થઈ પામર મનુષ્યની માફક જીવન ગાળવું—એ મોટામાં મોટું કમભાગ્ય છે, તે મનુષ્યનું બાકીનું જીવન તદ્દન નિરૂત્સાહી હોય છે અને તે જુવાન હોય કે વૃદ્ધ હોય પણ હવે તે જીર્ણ થઈ ગયો છે, જીવનના ઉદ્દેશ વિનાનો બન્યો છે અને હવે તે પોતાના દિવસો પુરા કરે છે. માટે હે પ્રિય બંધુઓ ! ઉચ્ચ ભાવનાને હૃદયમાં ધરતા નહિ, અને જો ધારણ કરી તો જ્યાં સુધી તે સિદ્ધ ન થાય ત્યાં સુધી તે બાબત ઉત્સાહને જરા પણ ડગમગવા દેશો નહિ. નહિતો તમારી સ્થિતિ ત્રિશંકુજેવી ઘણીજ દુઃખમય છે. આ સિદ્ધાંતના ઘણા દાખલા આ લેખકે પોતે અનુભવ્યા છે.

—श्री सद्गुरवे परमात्मने नमः—




( શ્રીયુત ગોવર્ધન. બી. એ.—મહાલક્ષ્મી, મુંબઈ ).

" જાગ્રત્ સ્વપ્ન સુષુપ્તિ કે, તુર્યા મને સમાન,
કાંઈ મુજ અનુભવ રવિ, પ્રકાશતો સઉ સ્થાન.
ભાળું અસંખ્ય ભાનિના, નાના જગદાભાસ,
પરમ શાંત પરબ્રહ્મનો, મંગળકારી વિલાસ. " ( દો૦ )

× × × ×

" No more of talk where God or angel guest
With man, as with his friend, familiar us'd
To sit indulgent. "

બોરી વલી પાસે કેનેરી ગુફાઓમાં મહાશિવરાત્રિના ઉત્સવનો આનંદ લેવાનો કો- લેજના મિત્રોનો પ્રોગ્રામ નક્કી થતાં ત્યાંનું આમંત્રણ સ્વિકારી પ્રાતઃકાલના પાંચ વાગ્યાથી મુસાફરી શરૂ કરી ત્રીસ મિત્રોની પાર્ટી અનેક જાતના કાવ્યરસિકતાના, રમુજી ટુચકાના તથા વાર્તાલાપના આનંદ લેતી ગુફાઓવાળા ગંભીર ઉંચા પ્રદેશ ઉપર આવી પહોંચી. કેનેરીની ગુફાઓ તથા ત્યાં ભરાયેલી જાત્રા જોવામાં બે કલાક જેટલો સમય ગાળી ત્યાં રસોઇ કરી ગ્રામોફોનના સુંદર સંગીતની સહાયતાથી ભોજનનો આનંદ લઇ વિવિધ ચર્ચાઓમાં આખો દિવસ પસાર કર્યો. સાંજના મહાલક્ષ્મી આવી થોડા સમયમાં બંધ થનાર પ્રદર્શનમાં જવાનો મારા સુજ્ઞ સુહૃદ્વર્ગનો નિશ્ચય થવાથી તેનો આનંદ લેવામાં મોડી રાત્રિ સુધી રોકાણ થયું. પ્રદર્શનની ગંજાવર લાઇટ પણ મારા મનનું અંધારૂ કાઢી નાખવા સમર્થ થાય તેમ લાગતુ ન હતું. કેનેરીની ગુફાઓમાં મેં એક મોટો પથ્થરમાં કોતરી કાઢેલો સભામંડપ જોયો હતો, તેનાજ વિચારો મારા મગજમાં ગુંચવાયા કરતા હતા. ઘણાં કોતરેલાં પુતળાંઓ અને બુદ્ધ મહાત્માની પ્રતિમાઓ મેં આ ૧૩૦ ગુફાઓમાંની ઘણીખરીમાં જોઇ હતી. પરંતુ આ મોટા સભામંડપના દ્વારની બાજુની ભીંતમાં મેં જે મૂર્તિઓ જોઇ હતી તેના વિચારોનો ખુલાસો મારા મનમાં થઇ શકતો ન હતો. મહાત્મા બુદ્ધ બે સ્ત્રીઓની વચમાં ઉભેલા હતા અને તેઓના હાથ એક બીજાના ગળામાં તથા કમર ઉપર સ્થિર હતા. આ સંજ્ઞા ( Symbol ) ના વિચાર ચલાવતો હું આજુબાજુની વાતચિતમાં ધ્યાન આપ્યા વિના પાછો ઘેર આવી પહોંચ્યો.

પાસેની કમાનના ઘડીયાળમાં અગીયારના ટકોરા થતા હતા; આજુબાજુ બધે શિવના ગણોની આણ ફરતી હોય તેવી અંધકારમય ભય ઉપજાવનારી શાંતિ પ્રસરી રહી હતી તથા મગજમાં ચાલતા ગંભીર ઉંડા વિચારોની અસરથી તે ગંભીરતામાં ધારવા કરતાં પણ વિશેષ વૃદ્ધિ થઇ હતી.

મકાનમાં પગ મુકતાંજ પાશ્ચિમાત્ય ધર્મશાસ્ત્રની એક પંક્તિ સ્ફુરી આવી " Adah and Zillah ye wives of Lamech ! "

( લેમેકની બે ધર્મપત્નીઓ એડા અને ઝીલ્હા ! ); આ વિચાર આવતાંજ મારા મનમાં અનેક તર્કો સ્ફુરી આવ્યા. બાઇબલમાં આવતી કોઈ અમુક મનુષ્ય ( Typical man ) તથા તેની બે સ્ત્રીઓની વાતનું મને સ્મરણ થયું; રિદ્ધિ અને સિદ્ધિવાળા ગણપતિ તથા ગંગા અને પાર્વતીવાળા શંકરનાં રહસ્યો મારા મનમાં ઉભરાવા લાગ્યાં !

મારા વિચારો વિશેષ વ્યવસ્થાથી ગોઠવાતા ચાલ્યા. ભોંયતળીઆના દીવાનખાનામાં આવી ઇન્કેન્ડીસન્ટ બત્તી સળગાવી, ડગલો ઉતારી, વચમાંના ટેબલની પાસેની ખુરસી ઉપર બેસી ટપાલના કાગળો વાંચવામાં હું ગુંથાયો. ટપાલ વાંચી હું નિયમ પ્રમાણે નિત્ય વંચાતા એક નવિન વિજ્ઞાન ( Science ) ના પુસ્તકના પ્રકરણનાં બાકી રહેલાં પાંચ પાનાં વાંચવામાં તલ્લીન થવા લાગ્યો; નીચેના વાક્ય ઉપર વિચાર કરતાં મારૂં મગજ વધારે વેગથી ઉંડા વિચારમાં ઉતરવા લાગ્યું.

" In the center of the cell there is a space called the Attractive Sphere. This is that vacuum, or space filled with the Holy Breath or Spirit, which from its solar origin is called a

Sol, or Soul, a spark from the Great Divine Center of Being, and which in the multicellular organism, makes up the greater Soul, or feeling center, of man......The protoplasmic substance of the cell arranges itself particle by particle about the two newly formed centers. "

સંકેતાર્થ—પુટના મધ્ય ભાગમાં 'આકર્ષક બિન્દુ' એવી સંજ્ઞાથી સૂચવાતો ખાલી અવકાશ હોય છે. આ ખાલી જગ્યા અર્થાત્ આકાશ-પ્રદેશ આત્માના વાતાવરણથી પ્રપૂર્ણ હોય છે. સૂર્યતત્વજનિત ઉત્પત્તિથી તેને સૂર્યગોલક અથવા આત્મા એવા નામથી સંબોધવામાં આવે છે કે જે ગોલક જીવનના ભવ્ય દૈવી મધ્યબિન્દુમય પ્રદેશમાંથી ઉડતા અનેક સ્ફુલિંગોમાંનો એક હોય છે. અનેકપુટરચિત અવયવ રચનામાં આ સ્ફુલિંગ જીવાત્મા અર્થાત્ મનુષ્ય-અનુભવ-દર્શક આત્મબિંદુ એ નામક સંજ્ઞાને ધારણ કરે છે.........પુટની અંદર રહેલો રસાત્મક-પ્રવાહી પદાર્થ અનુક્રમવાર પરમાણુ વ્યવસ્થામાં બે નવિન રચાયલાં મધ્યબિંદુની આસપાસ ગોઠવાય છે.

આ જાતની અતિ કઠિન બાબતના વિચારમાં ઉતરતાં અંતઃકરણમાં ફરીથી ભારે મુંઝવણ થવા માંડી. કંઇ વિશેષ પ્રકાશ એ વિચારોઉપર પડતો નહિ હતો, એવામાં મારી દૃષ્ટિ મારા સદ્ગુરૂસ્વરૂપ નેતાના સામેની ભીંતપર ટંગેલા મોટા ફોટોગ્રાફ ઉપર પડી ! મને વિચાર આવ્યો કે તેઓશ્રી વિદ્યમાન હોત તો આવી કઠિન બાબતોને અત્યંત સરલરૂપમાં સ્પષ્ટ કરી અંતઃકરણમાં ઠસાવી દેત; પણ હવે કવિ કેમ્બેલ (Campbell) કહેછે તેમ તેમની ઝાંખી " Like angels' visits few and far between એવીજ રહેવાની."

વિચારનો વેગ બદલાતાં મારા તર્કો તેમની દિશામાં વહેવા માંડ્યા. સહૃદય ઉભરાથી જાણે તેમની પ્રાર્થના કરી મારા વિચારોનું સ્પષ્ટીકરણ તેમની પાસે યાચતો હોઉં એવો ભાવ મારા અંતરમાં તથા મુખઉપર છવાઇ રહ્યો, મને એકાએક લાગી આવ્યું કે મારા ઉન્નતિના પ્રેરક નેતાના અવસાન સમયની સેવાની વિમુખતા મારું દુર્ભાગ્ય સૂચવે છે એવું કોઇ કોઇનું કહેવું સત્ય છે.

આ પ્રમાણે પશ્ચાતાપના વિચારવેગમાં તણાતો હું હાથઉપર માથું ટેકવી સુષુપ્તિ અવસ્થાને પ્રાપ્ત થયો.

થોડી ક્ષણો પસાર નહિ થઇ હોય એટલામાં આ અર્ધજાગૃત્ તથા અર્ધનિદ્રાવશ (Visionary) સ્થિતિમાં મારી સામેના અંધકારમાંથી આછા આસમાની પ્રકાશમય તેજની પ્રભાથી દેદિપ્યમાન થયેલું દૈવી સ્વરૂપ નિકળી આવતું હોય એમ મને ભાસ્યું.

*  *  *  *  *

ધીમે ધીમે તે સ્વરૂપ અધિક સ્પષ્ટ દેખાવા લાગ્યું, તત્કાળ હું ગંભીર અને કૃપાસિંચક મુખમુદ્રાને જાણે ઓળખી શક્યો.

ચહેરામાં રૂઆબની માત્રા ધારણ કરેલી હતી, સાત્વિક ઓજસથી પૂર્ણ સ્વચ્છ ઝભ્ભાથી તેમનું સ્વરૂપ આચ્છાદિત થયેલું હતું અને કલ્પનામાં પણ ન આવી શકે તેવા પ્રેમના આ-.રોહનો વિસ્તારનો તેમનાં નેત્રનો ભાવ મારાપ્રતિ અમૃતધારાનું સિંચન કરી રહેલો હતો.

તત્કાળ તો મારી નિરાશાના આવેશમાં મેં જાણે તેમના પ્રતિ નીચેનું મર્મવચન ઉચ્ચાર્યું !

" તત્વજ્ઞાનની નિર્મળ નદીમાં, અંતર દીધું ઝબોળી,
ટળ્યો તાપ ભય, આવી અજરતા કર્યાં વિના વિઝૂળી ?"

સહજ સ્મિત કરી સંકેતનું સૂચન કરતા હોય તેમ તેઓશ્રી બોલ્યા " કેમ દાસ ! સોસાઇટીના વિચારમાં મુંઝાઉછો કે મીસ્ટીરીયસ મીસ્ટીસીઝમ ( Mysterious Mysticism) ના તર્કોની ભૂલ ભૂલામણીમાં અકળાઓ છો ? સૂક્ષ્મસત્તાઓ વ્યાપકરૂપે સર્વનું કલ્યાણ જ કરે છે; તેમને અભિમુખ રહેનાર સદ્‌ભાવસંપન્ન વ્યક્તિઓ વ્યવહારની આગંતુક માયારચિત મોહજાળથી ભ્રાંતિને વશ થઇને જ પોતાને દુર્ભાગી માની બેસે છે. અંતઃકરણમાં શાંતિ અને પ્રસન્નતાને પ્રધાન પદ આપી પ્રત્યેક સુખસાધકે સૂક્ષ્મ સત્તાઓમાં શ્રદ્ધાને દઢાવતા ઉન્નતિ માર્ગગામી થવાનો પ્રયત્ન સેવ્યા કરવો એજ ઉચિત છે."

પ્રત્યેક શબ્દ જાણે મારા હૃદયમાં પ્રેમ અને શાન્તિની છાયા વિસ્તારતો હોય તેવું ભાન મને થવા લાગ્યું.

થોડી ક્ષણ વચનામૃતનું પાન કરી હું જાણે બોલવા લાગ્યો " આપના સંસ્કારારોપણથી સન્માર્ગમાં પ્રેરાયલા મારા જેવા દીન શિષ્યોનો ઉન્નતિમાર્ગ સરળ કરવો એતો આપનું કર્તવ્ય કરી ચુક્યુંજ છે; પણ વિશેષ પ્રાર્થનાનો અમારો હક વિશેષ પ્રાર્થના કરવા અમને પ્રેરે તો તે અયોગ્ય નહિજ ગણાય. લૌકિક શરીરના વિલક્ષણ–વ્યતિકર–દૂષિત **બંધનમાં** રહી જ્યારે અમારૂં આટલું હિત સધાવવા આપ કૃપાળુ થયા છો, ત્યારે સમગ્ર દૈવીશક્તિ-સંપન્ન આપના આ **બંધનરહિત** શરીરથી આપ અમારૂં અનંતગુણ વધારે હિત સાધવામાં અમને **અનુભવમાં સમજાય તેવી રીતે** સહાય અર્પવા કૃપાવંત થાઓ એવી હું પ્રાર્થના કરૂંછું. " મારી પ્રાર્થનાનો સ્વિકાર કરતા હોય તેમ મંદ સ્મિતથી તેમણે પ્રશ્ન કર્યો. " કયા વિચારવમળમાં હમણાં તમે મુંઝાયા છો ? પુટ (cell) માં પ્રવર્તતા સંપોષક દ્રવ્યના જે વિચારો તમે કરો છો તે અમુક નિયમ પ્રમાણેની શ્રેણીથી તમે કરતા જાઓ અને જુદા જુદા સ્વભાવસત્તાના નિયમોને સાથે સાથે સમજતા જાઓ ! જુઓ ! તમને પુટ ( cell ) ની રચના તથા તેમાં ચાલતી ક્રિયાઓ સ્પષ્ટ સમજાય તેવો હું દિવ્ય–દષ્ટિમય અનુભવ કરાવું છું........."

આ શબ્દો બોલાઇ રહ્યા નહિ એટલામાંજ તેમણે તેમનો જમણો હાથ મારા તરફ લાંબો કર્યો ! આતુરતાથી જાણે હું મને દેખાનાર કંઇ દિવ્ય દેખાવ માટે તત્પર થઇ ગયો ! ......તેમના હાથમાંથી **પ્રકાશમય કિરણો** નિકળતાં હતાં ! તે કિરણો નીકળી ત્યાંજ સ્થિર થતાં નહોતાં પરંતુ જાણે જીવતાં જંતુઓ હોય તેમ ત્યાંથી છુટાં પડી, ઉડી ઉડીને મારી પાસેજ અદ્ધર હવામાં અમુક આકારમાં એકઠાં થતાં હતાં ! જેમ જેમ ક્ષણો વિતતી ગઇ તેમ તેમ સંખ્યાબંધ કિરણો હાથમાંથી વહેવા લાગ્યાં અને પેલા નજર આગળ રચાતા ગોળાને તેજથી સૂર્ય જેવો પ્રકાશિત કરી દેવા લાગ્યાં !

એક વિલક્ષણ આશ્ચર્ય એ હતું કે હાથમાંથી નિકળતાં કિરણો વચમાં થોડી જગામાં તદ્દન અદૃશ્ય થઇ જતાં હતાં અને પેલા સૂર્ય જેવા રચાતા પ્રકાશમય ગોલકના અમુક પ્રદેશમાં આવતાં દૃશ્ય થઇ તેમાં અમુક નિયમની રચનાથી ગોઠવાતાં હતાં !

થોડી વધારે.હરો વિનતામાં મારી નજર પાસે ધીમે ધીમે પેલો સૂર્યગોલક રચાઇ રહ્યો. તેની રચનાનો સઘળો ક્રમ બરાબર મારા જોવામાં આવ્યો !..........

ગંભીર સ્વરથી તેઓશ્રીએ બોલવા માંડયું "પુટની રચના જોઇ !"

મેં કહ્યું "હાજી; પરંતુ તેમાં કાંઇ સમજણ મને પડી શકતી નથી. કેમકે હું અંદર ઉંડા ઉતરવાને બદલે ઉપરની સપાટી ઉપર જોયા કરનાર ( Superficial observer ) જેવો છું" તેઓ શ્રી બોલ્યા "આ સૂર્યગોલકમાં બહારનું કિરણોથી ઘેરાયલું જે વર્તુલ દેખાય છે, તેને બહિરાચ્છાદન (Outer shell) કહેવામાં આવે છે. તેની અંદર જે પ્રવાહી પદાર્થ દૃષ્ટિગોચર થાય છે, તેને સંપોષક–પ્રવાહી અર્થાત પ્રોટોપ્લાઝમ (Protoplasm) નામથી વિજ્ઞાન શાસ્ત્ર (Science) ઓળખે છે, તેથી પણ ઉંડા ગર્ભ ભાગમાં જે બે બિંદુઓ દેખાય છે, તેને બે ધ્રુવ ( Poles ) કહેવામાં આવે છે. તેથી પણ ઉંડે અંતર ભાગમાં એક જાંબલી રંગનું સૂક્ષ્મ બિંદુ દેખાયછે, તેને ક્રોમેટીન (Cromatin) એવી સંજ્ઞાથી વિજ્ઞાન સંબોધે છે. આ ક્રોમેટીન તેજ પુટનો આત્મા અથવા જીવ છે. જ્યારે જ્યારે તેના બળમાં ન્યૂનાધિકતા થાય છે, ત્યારે તે પુટના જીવનના અંશોમાં ફેરફાર થાય છે. પેલાં બે મધ્યબિંદુઓ છે તે એક બીજાથી વિરૂદ્ધ દિશામાં સર્જનશક્તિના નિયમ પ્રમાણે આકર્ષણ કરી રહ્યાં છે. આ આકર્ષણના વેગ ( Force ) થી એક નવું બળ ઉત્પન્ન થાય છે કે જે વડે તેમાં વર્તુલાકાર ગતિ ( Primum Mobile) ચાલ્યા કરે છે......"

વચમાંજ હું બોલી ઉઠયો "સાહેબ ! પેલું ક્રોમેટીનનું બળ ન્યૂનાધિક થાય છે એવું જે આપે જણાવ્યું તેમાં આપણા હાથમાં એવું કંઇ સાધન છે કે જેથી આપણે ધાર્યા પ્રમાણે ફેરફારો પ્રકટાવી શકીએ ?"

તેઓશ્રીએ ઉત્તર આપવા કહેવા માંડયું "મનુષ્યમાં ઇશ્વરે એવાં સામર્થ્યોનાં ગુપ્ત બીજકો સ્થાપેલાં છે કે જેની ખીલવણીથી તે ઇપ્સિત ફળ પ્રાપ્ત કરી શકે છે. કળા (Art) થી મનુષ્ય કુદરતમાં ન બની શકે તેવાં બાર ઇંચનાં કાંટા વિનાનાં ગુલાબ કે બી વગરની નારંગી બનાવી શકે છે. કળાકૌશલ્યથી માણસ આરોગ્યના નિયમો સેવતાં જીવનને વધારે ટકાવી રાખવા સમર્થ થાય છે. જો એમ ન હોય તો લાખો લોકો ખુલ્લી હવામાં ફરવા જવાનો, જાત જાતની અંગકસરતની રમતો રમવાનો કે બહિર સાધનથી શરીર સારૂં કરવાનો પ્રયત્ન કરેજ નહિ. એવા દાખલાઓજ સિદ્ધ કરી આપે છે કે પ્રયત્નથી મનુષ્ય કંઇક અંશે પણ ફેરફાર પ્રકટાવી શકે છે. હવે આ પુટની બાબતમાં પણ તે નિયમ લાગુ પડવો તો જોઇએજ; કેમકે કળાકૌશલ્યથી માણસ જે જે ફેરફારો કરે છે તે થવામાં પુટ નહિ જાતનાં રચાવાં, નિર્બળ હોય તે બળવાન થવાં, તથા નિરોગીનો નાશ થવો ઇ. વગેરે કારણો હોય છે. જેમ ડાઇનેમો ( Dynamo ) વિદ્યુત્પ્રવાહ ( Electric-current ) પ્રેરક બને છે, તેમ કુદરતના કેટલાક નિયમો અને પ્રક્રિયાઓ આ પુટમાં જીવન-પ્રેરક બની શકે છે વીજળીની ખાલી થયેલી બેટરીઓ ( Batteries ) જેમ ફરીથી વિદ્યુત્–પ્રવાહથી ભરી શકાય છે, તેમ ન્યૂનબળવાળું ક્રોમેટિન પુટમાં પુષ્ટ કરી શકાય છે.

હાલનું વિજ્ઞાન (Science) પણ આવો સંભવ તો સ્વિકારે છે. તેના સિદ્ધાંત પ્રમાણે જો પોષક—પ્રવાહી (Protoplasm) માં ન્યૂન થતા ક્રોમેટિન–તત્ત્વના અંશો પુરા પાડવામાં આવે તો તે પુટ પુનઃ સતેજ થાય છે એમ માન્યા વિના ચાલે તેમ નથી. અમુક

તત્વોના અમુક પ્રમાણના અમુક પ્રકારના અમુક પરિવેષ્ટનમાં સંમેલનથી વિદ્યુત—પ્રવાહ જેવો જીવનપ્રવાહ શરીરમાં ક્ષીણ થતાં પુરોમાં પ્રેરવામાં આવે તો તેથી આ વિજ્ઞાનના સિદ્ધાંતને આધારે તેમાં રહેલા કેમેટીન તત્ત્વની સબળતા અને પ્રોટોપ્લાઝમની પૂર્ણાંશતા થાય એ શું તમને અસંભવિત લાગે છે ? તમારાજ શરીરમાં જુવો ! હાડકાંઓ અને તેમાં રહેલો પ્રવાહી—પદાર્થ (Marrow) કેવાં તત્વોથી જીવનને ટકાવે છે ? ફોસ્ફરસ-તત્વ કેટલો અગત્યનો ભાગ આ જીવન—જ્યોતિ પ્રકટાવવામાં લે છે ? લોહીમાં તે કેટલી બધી અગત્ય ભોગવે છે ! વૈદક—શાસ્ત્ર શું કહે છે. ? લોહી બગડતાં હાઇપો—ફોસ્ફેટ (Hypo—phosphate ) વગેરે જાતિની દવાઓ તેઓ કયા નિયમોને લક્ષમાં લઇને આપે છે ? ભેજાની ક્ષીણતા માટે તમારા સ્નેહી જ......ને"(Huxley's) Nerv-Vigor, Glycero Phosphate;—A nerves' food & Protoplasmic Regenerator " એ નામવાળી શીશી પ્રખ્યાત ડોક્ટર પી૦—એ પીવાની શા માટે ફરજ પાડી હતી ? આ બાબતમાં માત્ર વિજ્ઞાનના નિયમ (Laws) જોવાના છે. આથી કંઇ દવા પીવાની બાબતને આપણે પુષ્ટિ આપતા નથી. લોહીથી આગળ તમારી કલ્પના ચલાવો; હજુ વધારે ઉંડા જાઓ. વિચારનું સૂક્ષ્મ વાતાવરણ રચો........પિત્તાશયમાં કયાં તત્ત્વો છે ?"

હું ફરીથી બોલી ઉઠયો "આપે દર્શાવ્યું તે પ્રમાણે વિજ્ઞાન સ્વીકારે છે પણ તેની રીત તે કંઇ બતાવે છે ?"

પુનઃ તેમણે કહેવા માંડયું કુદરતના નિયમોનો ઉંડો અભ્યાસ કરી જો મનુષ્ય વિવિધ સૃષ્ટિક્રમ ભૂમિકાનાં રહસ્યનું દોહન, પૃથક્કરણ (Analysis) અને સંયોગીકરણ (Synthesis ) ના વિચારશ્રેણીના નિયમોથી કરે તો તેવી પ્રક્રિયાઓનું તે જ્ઞાન શા માટે પ્રાપ્ત કરી શકવા સમર્થ ન થાય ? "

મેં કહ્યું "કુદરતના નિયમોનો એવો અભ્યાસ કેવી રીતે કરવો ?"

થોડી ક્ષણો શાંત રહી તેઓશ્રી બોલ્યા " આરંભથી તમારી તર્કશ્રેણી બાંધવા માંડોઃ જુઓ આ પુટમાં જેમ બે ( Poles ) છે તેમ પ્રત્યેક પદાર્થને પણ છે. સ્થૂલ નિયમે પૃથ્વીને તથા ગ્રહોને છે એમ પણ સ્વિકારાય છે. મનુષ્યમાં માથું અને પગ એ ધ્રુવ (Poles) જ છે પરંતુ તે ઉત્તર—થી—દક્ષિણ ઉભી લીટીમાં છે. જનાવરોમાં તથા પક્ષીઓ અને જંતુઓમાં પણ માથાથી પૃષ્ટ ભાગની ગણના કરતાં તે પ્રમાણેજ છે પણ તેની દિશા જુદી છે; પૂર્વથી પશ્ચિમ છે એટલે કે મનુષ્યની લીટીને કાટખુણે છે.

વનસ્પતિ—સૃષ્ટિમાં તેથી જુદો નિયમ છે. દક્ષિણથી ઉત્તર. વનસ્પતિ પોતાનું પોષણ મૂળ એટલે થડની નીચેથી લે છે. મનુષ્ય સૃષ્ટિમાં | ( ઊભી લીટી ) જનાવર સૃષ્ટિમાં— ( આડી લીટી ) તથા વનસ્પતિ સૃષ્ટિમાં ꜟ ( ઉંધી લીટી ) એ નિયમથી ધ્રુવ ( Pole ) નો સિદ્ધાંત પ્રવર્તી રહ્યો છે આ પ્રમાણે વિચાર—શ્રેણીથી નિશ્ચયો બાંધતાં જતાં ક્રમેક્રમે શોધક સામર્થ્ય વધતા માંડે છે એજ ધ્રુવ (Pole ) ના સિદ્ધાંતને શરીરમાં લાગુ પાડો " ! મેં પુનઃ અધીરાઇથી પ્રશ્ન કર્યો "પરંતુ ખનિજ સૃષ્ટિના વિચારો બાજુએ રહી ગયા; તેમાં કેવા નિયમો ચાલે છે તે કૃપા કરી સ્પષ્ટ કરવા શ્રમ લેશો એવી વિજ્ઞપ્તિ છે." શાંતપણે તેમણે ઉત્તર વાળ્યું. " પૃથ્વીના પડમાં ચમત્કારિક ક્રિયાઓ ચાલે છે, તેનું વર્ણન

કરી સમજાવવું કેવળ અશક્ય છે. * * * પરંતુ તમારી તીવ્ર ઇચ્છાના વેગ ઉપર પ્રહાર કરવા જેવી નિરાશાથી તમને ખિન્ન કરવા એવો આશય નથી. તમારા વિશેષ સ્પષ્ટીકરણ અર્થે ચાલો આપણે **પૃથ્વીના પડમાં** ઉતરી ત્યાં પ્રત્યક્ષજ કુદરતની પ્રયોગશાળાનું નિરીક્ષણ કરીયે ! "

* * * થોડી ક્ષણો થઇ નહિ એટલામાં હું તેઓશ્રી સાથે સૂક્ષ્મ–શરીરથી વાતાવરણમાં ગતિ કરતો હોઉં એમ જણાયું. એક કવિ કહે છે તેમ અમારો અનુભવ વિલક્ષણજ હતો.

"Sailing with supreme dominion
Through the azure deep of air"

અમારી ગતિ કોઈ અમુક પ્રદેશ પાસે અટકી કે જ્યાંથી અમે પૃથ્વીમાં પ્રવેશવાના માર્ગમાં ઉતરી પડયા !

.........અંદર પ્રવેશતાં અને પડોની અંદર ઉતરતાંજ મારી દ્રષ્ટિએ અવર્ણનીય દેખાવો દેખાવા લાગ્યા. ઝાડનાં મૂળીયાં પોતપોતાને અનુકૂળ રસનાં તત્વો કેવા પ્રુટ–ન્યાયથી આકર્ષી રહ્યાં હતાં ! જળનાં ઝરણાંઓ કેવા વેગથી ગુરુત્વાકર્ષણને આધારે ગતિમય થતાં હતાં ! ખનિજો કેવાં સૂક્ષ્મ–હવાનાં સમેલનોથી બંધાતાં હતાં ! શું શું વર્ણન કરવું અને કેવી રીતે કરવું તેને માટે કોઇ સહાયક સાધન છે જ નહિ; "મૂગે ખાધી શર્કરા" એ ન્યાયે ત્યાં નિહાળતાં વૃત્તિ સ્તબ્ધજ થઇ ગઇ! શું પ્રશ્ન પુછવા ! શું ખુલાસો માગવો ! શું શંકા કાઢવી ! **अणोरणीयान्महतो महीयान्** એ વિચારનો ઘોષ મારામાં થવા લાગ્યો !

એકાએક થયેલું વિવિધતાવાળું આશ્ચર્ય શમાવતા હોય તેમ તેઓશ્રી બોલ્યા " આ સર્વ ક્રિયાઓમાં તમે દીર્ઘદ્રષ્ટિથી જોશો તો પૂર્વે અનુભવેલો સૂર્યગોલકનો એક જ સિદ્ધાંત તમને સર્વસામાન્ય લાગશે. જેમ એક મોટા કારખાનામાં અનેક ખાનાંઓમાં સંચાઓ ચાલ્યા કરે છે તે સર્વ જોનારને એ વિચાર આવે છે કે આ બધા વિવિધ જાતના સંચાઓમાં કાર્યપ્રયોજકબળ ક્યાંથી આવે છે ! તેમ આ બાબતપર પણ વિચાર કરવાની જરૂર રહે છે. આ સર્વ ગતિમય પ્રક્રિયાઓમાં જેમ કારખાનામાં બળને ફેંકનાર એન્જીન હોય છે, તેવું કોઇ સાધન આ પૃથ્વીના પડમાં પણ રહેવું જોઇએ. "

આ વિચાર સાંભળતાં વળી મારી આતુરતા વિશેષ વધી અને મારાથી સહર્ષ બોલાઇ ગયું. " મને તે નહિ બતાવી શકો ? "

સ્થિરતાથી તેમણે ઉત્તર આપ્યું "હા ! ચાલો આપણે જોઇએ ! " આટલું કહેતાંમાંજ અમારી ગતિ પુનઃ શરૂ થઇ ! પૃથ્વીનાં અભેદ્ય પડોમાંથી અમે વેગથી પસાર થવા લાગ્યા ! વિવિધ રચનાઓને જોતો **आश्चर्यवद् पश्यति कश्चिदेनं** ની પેઠે હું વેગથી ઉંડો ઉતરેજ જતો હતો. મારાથી બોલ્યા વિના ન રહેવાયું " સાહેબ ! આપણે ક્યાં જઇએ છીએ ?"

તેઓશ્રી બોલ્યા " આપણે પૃથ્વીના મધ્યબિંદુ તરફ જઇએ છીએ: મેં પૂર્વે જણાવ્યું તે બળ–પ્રેરક સામર્થ્ય ત્યાંના પ્રદેશમાંથી સર્વ ઠેકાણે પ્રસારને પામે છે. "

આમ વાતચિત ચાલતી હતી એટલામાં તો મારી નજરે **પ્રકાશિત વાતાવરણની લહરીઓ** ચાલતી દેખાવા માંડી.

મેં પુછયું " આ નવિન આશ્ચર્ય શું રહસ્ય દર્શાવે છે ? "

ઉત્તર આવ્યું " આ તેજોમય વાતાવરણ છે. તેમાં પૃથ્વીની મધ્યમાં રહેલા મોટા ક્રિયાત્મક સૂર્ય—ગોલકનાં તેજનાં આંદોલનો ઓતપ્રોત થયેલાં છે."

હજી પણ વધારે આગળ અમારૂં પ્રયાણ ચાલ્યું. તેજનો સ્પર્શ વધારે ને વધારે બળથી સ્પષ્ટ થતો ગયો! એકાએક અમારી ગતિ મંદ પડી. મને અત્યંત પ્રકાશમાન વેગથી ફરતો મોટો સૂર્ય—ગોલક દેખાયો! તેની ગતિથી તેમાંથી તેજના ઓઘ ચારે બાજુ પ્રસરતા હતા અને વાતાવરણને તેજના અંબારથી ભરી દેતા હતા. વાતાવરણની સૂક્ષ્મ હવાઓ તેજોમય તત્વોને જુદી જુદી દિશાઓમાં ખેંચી જતી હતી!—અદ્ભુત, આશ્ચર્ય! મનવાણી સ્તબ્ધ થાય તેવું સૂર્યતત્વનું દર્શન!......

તેઓશ્રીએ કહ્યું " તમને વિશેષ આશ્ચર્ય થાય એ સ્વાભાવિક છે પરંતુ આશ્ચર્યની ભૂમિકામાંથી આગળ વધી તેના જ્ઞાનમાં પ્રવૃત્ત થવું એ શોધકનું લક્ષણ સૂચવે છે; અને તમે જ્યારે આટલો શ્રમ સહ્યો છે ત્યારે હવે એક વધારે નિર્ણયમાં ઉતરવાનું પણ સાહસ ખેડો. જુઓ! આ સૂર્ય-ગોલકની ગતિ કેવા વિલક્ષણ વેગથી ચાલે છે! તેમાંથી કેવાં સંખ્યાબંધ પ્રકાશનાં મોજાંઓ ફેંકાયાં કરે છે! આપણે આટલા બધા દૂર છીએ છતાં કવી અસહ્ય અસર તમારા ઉપર થાય છે! આ સૂર્ય-ગોલકને રસસિદ્ધ મહાત્માઓ Archeus-અર્થાત્ પૃથ્વીની અંદર રહેલો દૈવી-અગ્નિ-તત્વ-મય—સૂર્ય કહે છે. તેનાં રહસ્યો તથા બ્રહ્માંડની સર્જન પ્રક્રિયાઓનો ગૂઢ ભેદ મનુષ્ય અમુક ભૂમિકામાં આવે છે ત્યારે સ્વતઃ જ તેને પોતાની મેળે સ્ફુરે છે."

સહજ નિરાશાથી મેં ઉદ્ગાર કાઢયો " કૃપા કરી મને તેવી ભૂમિકા પ્રાપ્ત કરવાના પ્રયત્નની દિશાનું સૂચન કરી ઉપકૃત કરશો?—વળી જે અનુભવ આપની આજની સંનિધિમાં મને મળ્યો છે તેમાંના જનસમાજને હિતકર જે પ્રસંગો અને સિદ્ધાંતો છે તે જનસમાજમાં મુકવા એવો જો આપનો આદેશ થતો હોય તો તેમ કરવાની પણ આ દીન બાળક અભ્યર્થના કરે છે."

મારા સરળ હૃદયમાં થતા ઉદ્ગારોના ઉત્તમ આશયથી પ્રસન્ન થયા હોય તેમ મને કૃતાર્થ કરવાના ભાવથી તેઓશ્રી વદ્યા "જનસમાજને આ *વીસમીસદીમાં આવા વિચારોના પ્રસારણથી અનેક લાભ થવાના છે એવો સૂક્ષ્મ સત્તાઓનો સંકેત કરી ચુક્યો છે; જેથી તમારામાં આ સંબંધી લેખ લખતી વખતે તેવું બળ તે સત્તાઓના સંકેત પ્રમાણે આવી જશે. માત્ર તમારે એ સંબંધી લેખ મધ્ય રાત્રિની આસપાસના સમયમાં બનતા સુધી લખવો.

પ્રયત્નની દિશાનાં સાધનો પણ અધિકાર પ્રમાણેજ તે તે વ્યક્તિને યોગ્ય સમયે સ્ફુરે છે. છતાં બહિરંગ સાધનોથી અંતરંગ સાધનોનો માર્ગ સરળ થાય તે માટે નીચે થોડાં જણાવવામાં આવે છેઃ—

નીચેના પ્રશ્નોનાં નિષ્પક્ષપાતપણે સૂક્ષ્મદષ્ટિથી સમાધાનો સ્વતઃ પ્રાપ્ત કરી તેમાંથી સુખવાદના સિદ્ધાંતને આધારે સાર ગ્રહણ કરી આચારમાં ઉતારવાના માર્ગમાં નિયોજવું;—

| | |
|---|---|
| What is Truth ? | સત્ય શું છે ? |
| What is Religion ? | ધર્મ શું છે ? |
| What is Wisdom ? | જ્ઞાન શું છે ? |

* વીસમીસદી સંબંધમાં આરંભમાં મૂકેલા ચિત્રની નીચેનું વાક્ય જુઓ.

| | |
|---|---|
| What is Faith? | શ્રદ્ધા શું છે? |
| What is Sin? | પાપ શું છે? |
| What is Life? | જીવન શું છે? |
| What is Mind? | મન શું છે? |
| What is Love? | પ્રેમ શું છે? |
| What is Will? | સંકલ્પ શું છે! |
| What is Reason? | વિચારશક્તિ શું છે? |
| What is Emotion? | આવેશ શું છે? |
| What is Instinct? | પ્રકૃત-બુદ્ધિ શું છે? |
| What is Intuition? | સ્ફુરણ શું છે! |
| What is Conscience? | આંતર-સૂચક શું છે! |
| What is Hope? | આશા શું છે! |
| What is Desire? | ઇચ્છા શું છે! |
| What is Justice? | ન્યાય શું છે! |
| What is Charity? | દાન શું છે! |
| What is Honesty? | પ્રમાણિકતા શું છે? |
| What is Selfishness? | સ્વાર્થ શું છે! |
| What is Friendship? | મિત્રતા શું છે! |
| What is Courtesy? | વિવેક શું છે! |
| What is Individuality? | સ્વત્વ શું છે! |
| What is Moral Accountability? | નૈતિક જોખમદારી શું છે? |
| What is the primary purpose of the Soul? | આત્માનો મૂળ આશય શું છે! |

• • • પ્રિય*વાચક ! ભવિષ્યમાં મારી મતિનો વિકાસ થશે તો આ પ્રશ્ન સંબંધી જે જે વિચારો હું ઉપર દર્શાવ્યા પ્રમાણે કરીશ તેના તેના લેખો જનસમાજની સેવાને અર્થે આ માસિકમાં પ્રકટ કરવામાં આવશે.

પાસેના ઘડીયાળમાં મધ્યરાત્રિ પશ્ચાત્ અઢીનો ટકોરો થવાથી લાંબા વિવેચનમાં ઉતર્યા વિના માત્ર એક પ્રખ્યાત કવિની ઉક્તિથી આ લેખની સમાપ્તિ કરી વાચકવર્ગની ક્ષમા યાચવામાં આવે છે.

"Though our wise ones call this madness,
Let me never taste of sadness"
ભલે ભલે જગજન, આ બાબત ગાંડપણમાં,
પણ નવ ચાખીશ મન, શોક તણા અંશો કદી.

* બાહોશ ચિત્રકાર તથા ફોટો લેનાર Gomes& Lawrie ની મુલાકાત કરાવી તેની પાસે પ્રસંગનો અત્યુત્તમ વિચાર દર્શાવી, અથાગ પરિશ્રમથી આ લેખનું ચિત્ર તૈયાર કરાવી અન્ય પ્રખ્યાત કારીગર પાસે બ્લોક કરાવી તેને રુચિકર બનાવવાના સામાજીક ઉપકાર માટે લેખક વિનીત હૃદયે અધિપતિનો આભાર માને છે.

# SYMPATHY.

# सहानुभूति.

( લેખક દોસી મણિલાલ નથુભાઇ બી. એ. અમદાવાદ. )

If you would know the Great Teacher when He comes try to develop in yourself not only that gentleness and patience, but all the qualities which go to the making of the spiritual man—the love for all you meet whether attractive or unattractive; the patience which becomes more patient face to face with ignorance and stupidity; the love which becomes more gentle when it finds shyness, when it finds weakness in its way; the qualities that are sometimes laughed at as womanly—but would that every woman had them; the heart that feels and understands when misery is before it, and that keeps nothing back when it has aught to give.

*Annie Besant.*

" જો તમારે જગદ્‌ગુરૂ આવે ત્યારે તેમને ઓળખવા હોય તો તમારે નમ્રતા અને ધૈર્યના સદ્‌ગુણ ખીલવવા જોઇએ એટલુંજ નહિ પણ જે સદ્‌ભાવને લીધે મનુષ્ય આધ્યાત્મિક બને તે સઘળા સદ્‌ગુણોને વિકસાવવા જોઇએ પ્રિય કે અપ્રિય જે જે મનુષ્યોને તમે મળો તેના તરફ પ્રેમ રાખો જેમ મનુષ્ય વધારે જ્ઞાની અને વધારે મૂર્ખ તેમ તેના તરફ વધારે સહનશીલ થાઓ જેમ મનુષ્ય વધારે બીકણ અને વધારે નિર્બળ તેમ તેના તરફ વધારે પ્રેમાળ થાઓ આ સદ્‌ગુણોને કેટલીકવાર સ્ત્રીને છાજતા ગુણો કહી હસી કાઢવામાં આવે છે પણ હું ઇચ્છું છું કે જો તે દરેક સ્ત્રીમાં હોય તો કેવું સારૂ ? જે હૃદય પોતાના આગળનું દુઃખ સમજે છે અને તેને વાસ્તે લાગણી ધરાવે છે અને જ્યારે આપવાનો વખત આવે છે, ત્યારે જે જરાપણ સંકોચ રાખતું નથી, તેવું હૃદય ધારણ કરો—"

—વિદુષી એનીબીસેન્ટ.

આ વિશ્વમાં જે દૈવી ગુણોવાળા મનુષ્યો માલુમ પડે છે, તેઓમાં સહાનુભૂતિ–દિલસોજીનો ગુણ અવશ્ય હોવો જોઇએ. આ દિલસોજી એ પ્રેમનું એક સ્વરૂપ છે જે મનુષ્યમાં પ્રેમ નથી, જેને બીજાને વાસ્તે દિલસોજી નથી, બીજાનું દુઃખ જોઇ જેના મનમાં અરેકાર થતો નથી, તે મનુષ્ય, તેના સઘળા ગુણો છતાં, હજુ બહુ નીચા પગથિયાપર ઉભેલો છે. પ્રેમ એજ ઇશ્વર છે, અને ઇશ્વર એજ પ્રેમ છે. જે મનુષ્યોને આપણે આપણી નજર આગળ જોઇએ છીએ, તે મનુષ્યોને જો આપણે ચ્હાઇ શકીએ નહિ તો જે પ્રભુને આપણે જોઇ શકતા નથી, તે પ્રભુ ઉપર કેવી રીતે પ્રીતિ રાખી શકીશું ! જે પ્રમાણમાં મનુષ્ય આ સદ્‌ગુણ બીજાઓ સાથેના પોતાના જીવનવ્યવહારમાં દર્શાવી શકે છે, તે પ્રમાણમાં તે મહાન્ છે. જગદ્‌ગુરૂઓ–ધર્મસંસ્થાપકોમાં આ ગુણ પૂર્ણપણે પ્રકટ થયેલો હોય છે, અને તેને પ્રતાપેજ અનેક પ્રકારનાં દુઃખો સહન કરીને, લોકોની નિંદા અને હાંસીની દરકાર કર્યા સિવાય

કૃતઘ્ની લોકોનાં દુષ્કૃત્ય તરફ નજર ન કરતાં, પોતાનું પરોપકારનું કામ કર્યે જાય છે. આવા મહાપુરૂષો વખતોવખત જન્મ લેછે, અને દુનિયાને ઉન્નતિના ક્રમમાં એક પગથિયું આગળ મૂકે છે.

હાલમાં માનસિક વિકાસ પૂર્ણ જોસથી ચાલી રહ્યો છે. મનની શક્તિઓ અનેક પ્રકારે ખીલતી જાય છે. લોકોની વિચાર કરવાની શક્તિ, અનુમાન બાંધવાની શક્તિ, તર્કશક્તિ, તુલના કરવાની શક્તિ–આવી આવી મગજની અનેક પ્રકારની શક્તિઓ જુદા જુદા રૂપમાં પ્રકટ થતી જાય છે પણ અફસોસની વાત એટલીજ છે કે આ બુદ્ધિના વ્યાપારોની સાથે પણ ઘણીવાર સ્વાર્થીપણું, એકલપેટાપણું સંકુચિત દૃષ્ટિ અને હૃદયની નિષ્ઠુરતા જેવા ગંભીર દોષોનાં બીજ પણ પ્રકટ થતાં માલૂમ પડે છે. બુદ્ધિમાનો સ્વાર્થની નવી જાળો રચવામાં બીજાને છેતરવામાં, અને અનેક પ્રકારના છળપ્રપંચ કરી દુનિયામાં ખોટી મોટાઈ મેળવવામાં પોતાનું જ્ઞાનબળ મોટેભાગે વાપરતા હોય એમ લાગે છે, અને સામાન્ય મનુષ્યો બીજાને જે નુકશાન કરી શકે તેના કરતાં કેળવાયેલા પણ હૃદય વગરના મનુષ્યો વધારે અનર્થ ઉપજાવી શકે અને ઉપજાવે છે એ અનુભવની બ્હારની વાત નથી. જ્યાંત્યાં સ્વાર્થ અને મારામારી સિવાય બીજું કાંઈ નજરે પડતું નથી. ગુલાબના પુષ્પનીચે પણ કાંટા ભરાઈ ગયેલા માલૂમ પડે છે, તેમ પરમાર્થનું કામ કરનારામાંના પણ ઘણાખરા સ્વાર્થસાધકો જણાય છે.

વસ્તુસ્થિતિ આવા પ્રકારની છે. શું આવી સ્થિતિ લાંબા વખત સુધી ચાલ્યાંજ કરશે? શું આવે વખતે આ સ્થિતિમાંથી જગતને બચાવી ઉન્નતિના આગલા પગથિયાપર મૂકવાસારૂ કોઈ મહાન્ પુરૂષની જરૂર નથી? શું જગત્ એવા કોઈ મહાપુરૂષની રાહ જોતું નથી? ખરેખર આખું વિશ્વ તેવા કોઈ જગદુદ્ધારક મહાત્માના આગમનની આશા રાખતું ઉભું છે, ચાતક મેઘના જળની આશા રાખે તેના કરતાં વધારે ઉત્કંઠિત હૃદયે જગતના જીવો આ સ્થિતિમાંથી છૂટવા અને આગળ વધવા તત્પર છે.

જ્યારે જગતમાં ચારે બાજુએ આવો પવન વાઈ રહ્યો છે, ત્યારે થોડા સમયમાં કોઈ મહાન્ પુરૂષ આપણા વચમાં જન્મ લેઈ જગતનું કલ્યાણ કરવાનો અને જગતને ઉન્નતિક્રમના એક આગળના પગથિયા પર મૂકવાનો ભગીરથ પ્રયત્ન કરે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. જ્યોતિષના આધારે પણ ઈ. સ. ૧૮૯૯ની સાલમાં કલિયુગનાં પાંચ હજાર વર્ષ પૂરાં થયાં છે; અને સબળા ઉચ્ચ ગ્રહો પણ ભેગા આવી મળેલા છે; તો તેવા સમયમાં કોઈ દૈવી પુરૂષનો જન્મ થાય તો સ્વાભાવિક છે.

પણ એવા દૈવી પુરૂષનો જન્મ થયો હતો, છતાં તમે તેવા પુરૂષને શી રીતે ઓળખી શકશો? અમુક શરીરમાં વસનાર આત્મા મહાન્ છે કે હલકી પંક્તિનો છે, તેનો વિવેક તમે શીરીતે કરી શકશો? જે મનુષ્યને રસાયણશાસ્ત્રનું બિલકુલ જ્ઞાન નથી તે નવીનવી શોધો શી રીતે સમજી શકશે?

આ સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતા પ્રશ્નનો જવાબ આપવાને આ લેખ લખાવમાં આવ્યો છે. ઉપર જણાવ્યા પ્રમાણે મહાત્મા પુરૂષોમાં દિલસોજી અથવા સહાનુભૂતિનો ગુણ સૌ કરતાં વિશેષ પ્રમાણમાં હોય છે માટે જો મહાન્ પુરૂષને ઓળખવા હોય, તે જ્યારે આ પૃથ્વીપર પધારે ત્યારે તેમના અનુયાયી થઈ જગતસેવાના તેમના કામમાં જે યત્કિંચિત

પણ ભાગ લેવાની ઇચ્છા હોય તો અત્યારથી આ ગુણ ખીલવવાનો પ્રયત્ન કરો. દરેક સ્થળે અને દરેક પ્રસંગે, દરેક સાથે દિલસોજીથી વર્તો. મહાત્મા આ વસુધાને કુટુંબતુલ્ય માને છે, આખી આલમપર તેમની પ્રેમભરી દૃષ્ટિ ફેલાયેલી હોય છે. માટે જો તેમની સેવા કરવાનો અધિકાર મેળવવો હોય તો જગતના જીવોપર પ્રેમભરી દૃષ્ટિ રાખતાં શિખો. તમારા પ્રેમનું ક્ષેત્ર વિશાળને વિશાળ બનાવતા જાઓ. રાગનો ત્યાગ કરીને વિરાગી બનવાને બદલે જગતના સકલ જીવોપર **વિશેષ રાગ** કરીને **વિરાગી** બનો.

જો આ ઉચ્ચ ભવિષ્ય તમને લલચાવતું હોય તો આ ગુણનું કાંઇક વિશેષ સ્વરૂપ સમજવા આપણે પ્રયત્ન કરીશું. જ્યાંસુધી મનુષ્ય પોતાના હલકા સ્વભાવને વશ ન કરે, સ્વાર્થનો ત્યાગ ન કરે, દ્વેષ અથવા અભિમાનને છોડી ન દે, અને જ્યાંસુધી પોતાનાજ સ્વાર્થનો વિચાર કર્યાં કરે, ત્યાંસુધી તે મનુષ્ય બીજાના સુખદુઃખમાં ભાગ લેઇ શકે નહિ. પોતાની જાતને ભૂલી જવી અને બીજાનું કલ્યાણ કરવું, એમાંજ આ સહાનુભૂતિનો ગુણ રહેલો છે. બીજાના સુખદુઃખમાં આપણાથી ભાગ લેવાનું બની શકે તે માટે પ્રથમતો એ જરૂરનું છે કે આપણે મનુષ્યસ્વભાવને પીછાણતાં શિખવું જોઇએ; અને તે વાસ્તે મનુષ્યના સ્વભાવનો અભ્યાસ કરવાના જે જે પ્રસંગો સ્થિતિમાં હોય, તે સ્થિતિમાં આપણે કલ્પનાશક્તિ દ્વારા આપણી જાતને મૂકી શકીએ નહિ, ત્યાંસુધી ખરી રીતે તેની દશા આપણા જાણવામાં આવે નહિ. અને તેને યોગ્ય મદદ પણ આપી શકાય નહિ.

ઘણીવાર મનુષ્યો એક બીજાના આશય સમજી શકતા નથી, અને તે કારણથીજ માંહે માંહે લડી મરે છે; માટે મનુષ્યના સ્વભાવનું બારીક નિરીક્ષણ કરી **સામા મનુષ્યનો આશય સમજતાં શિખો**, એટલે જરૂર તમે તેની તરફ દિલસોજી બતાવતાં શિખશો.

આ સ્થળે બીજી એક અગત્યની બાબત એ યાદ રાખવા જેવી છે કે આ વિશ્વમાં મનુષ્યો જૂદી જૂદી સ્થિતિના હોવાથી ઉન્નતિક્રમની સીડીના જૂદા જૂદા પગથિયાપર ઉભેલા છે. વસ્તુતઃ કોઇ જીવ પાપી નથી તેમ કોઇ ધર્મિષ્ઠ પણ નથી. કેવળ પગથિયાંનો ભેદ છે. તમે જો ચોથા પગથિયાપર ઉભેલા હો તો બીજા પગથિયાવાળો તમને હલકો લાગશે; પણ ખરી રીતે તેમ નથી. તમે અખિલ વિશ્વની નિસરણી તરફ દૃષ્ટિ ફેરવશો તો તમને ખાત્રી થશે કે તે પણ બે પગથિયાં ચઢેલો છે, અને વખત જતાં તમે જે પગથિયાપર ઉભા છો, ત્યાં તે પણ આવી પહોંચશે. તમે પણ પ્રથમ તે જ નીચેના પગથિયાપર ઉભેલા હતા, તે સ્થિતિનો ખ્યાલ લાવો; તેની તરફ તિરસ્કારની વૃત્તિથી જુઓ નહિ; પણ તેને તમારા નાના બંધુ ગણીને તેની તરફ પ્યારથી કરૂણાબુદ્ધિથી નિહાળો. હાલ જે જીવો મહાત્માપદે પહોંચેલા છે, તેઓ પણ આપણા જેવા પ્રથમ સામાન્ય મનુષ્યો હતા. અને વખત જતાં આપણે અને આપણા કરતાં નીચા પગથિયાપર ઉભેલા બંધુઓ પણ તે ભવ્યસ્થિતિ પ્રાપ્ત કરશે. પાપી મનુષ્યો બાળ જીવાત્માઓ છે; ઉન્નતિક્રમની અપેક્ષાએ બાળકો છે. આપણાં બાળકો ગમે તેવાં ગંદાં હોય અથવા દુરાચારી હોય તોપણ આપણે શું તેમનાથી દૂર ભાગીએ છીએ? શું તેવાં સગાંવ્હાલાંનો તિરસ્કાર કરીએ છીએ? કદાપિ નહિ. તેજ રીતે બાળજીવો તરફ આપણે વધારે દયાથી, વધારે પ્રેમથી, વધારે દિલસોજીથી અને વધારે સહાનુભૂતિથી વર્તવું જોઇએ. મનુષ્ય જે પ્રમાણમાં વધારે પાપી અથવા અધર્મી હોય, તે પ્રમાણમાં તેને વધારે પ્રેમ અને દિલસોજીની જરૂર છે; આ સિદ્ધાંત ક્ષણવાર પણ ભૂલવો જોઇતો નથી.

જેમ જેમ મનુષ્ય પોતાના સ્વાર્થ અને આત્મપ્રશંસાના દોષથી મુક્ત થાય છે, અને બીજાઓ તરફ પ્રેમ બતાવતો જાય છે, તેમ સર્વ પ્રકારનાં કષ્ટ અને દુઃખનું રહસ્ય સહજમાં તેના સમજવામાં આવે છે. નીતિના ઉચ્ચ નિયમો આપોઆપ તેની જ્ઞાનચક્ષુ આગળ ખુલ્લા થઇ જાય છે; અને સ્વાર્થનો ત્યાગ કરેલો હોવાથી બ્હારની ઉપાધિ તરફ નજર નહિ કરતાં તેમાં રહેલા શુદ્ધ આત્મતત્ત્વ તરફ લક્ષ દોરવે છે; બાળજીવોની અજ્ઞાન દશા તરફ કરૂણાબુદ્ધિથી જુએ છે અને દરેક મનુષ્યને પોતાના રૂપજ ગણે છે. પોતે શુદ્ધ હૃદયનો થયેલો હોવાથી જ્યાં ત્યાં તે શુદ્ધતાજ જોઇ શકે છે અને ભેદભાવ તેને માટે અદૃશ્ય થાય છે. દરેક સામાન્ય મનુષ્યમાં–પાપી દેખાતા મનુષ્યમાં પણ અંતે ઉચ્ચમાં ઉચ્ચ દશા પ્રાપ્ત કરવાનું સામર્થ્ય રહેલું છે–કારણ કે તેનો આત્મા પણ દેવી છે–એવી અચળ શ્રદ્ધા થવાથી, તે પોતાના પરોપકારના ઉત્તમ કામમાં જરા પણ ડગતો નથી, અને દરેક જીવને એકજ સ્થાન તરફ જવા નીકળેલા પોતાના જેવા બંધુ પ્રવાસી ગણીને દરેકને પુરતી મદદ કરે છે.

આ દિલસોજી પરમ સુખનું કારણ છે; સ્વર્ગમાં સ્વાર્થી વિચાર કે સ્વાર્થી કાર્ય માટે સ્થાન નથી. માટે સ્વર્ગસુખ તેમજ આધ્યાત્મિક આનંદને માટે સ્વાર્થત્યાગરૂપ સહાનુભૂતિ એ ઉત્તમ સાધન છે. જ્યારે મનુષ્યમાં દિલસોજીનો ગુણ નાશ પામે છે, ત્યારે સમજવું કે તેનામાંથી ચેતન ચાલ્યું ગયું છે, તેમ છતાં તે જીવતો હોયતો તે જીવતો મુએલો સમજવો.

જેઓ પાપી છે, અજ્ઞાની છે, અને નિર્બળ છે, તેમને આવી સહાનુભૂતિની અપેક્ષા વિશેષ રહે છે. જો તમારે ઇશ્વરની સાચા દિલથી ભક્તિ કરવી હોય તો મનુષ્ય જાતિની સેવાનું મહાવ્રત અંગીકાર કરો. ઇશ્વર દરેક મનુષ્યના અંતઃકરણમાં રહેલો છે. અને જે મનુષ્યજાતિની ખરા અંતઃકરણથી સેવા કરે છે, તે ઇશ્વરનો પરમભક્ત છે. આ બાબતના સમર્થનમાં આપણે એક નીચેનું દૃષ્ટાન્ત વિચારીશું.

અબુબેન એડમ નામનો એક સારો અને સરલ સ્વભાવી પુરૂષ હતો. તે કંઇ ખાસ ઇશ્વરનો ભક્ત ન હતો, પણ પોતાની શક્તિના પ્રમાણમાં મનુષ્ય અને પ્રાણી વર્ગનું ભલું કરવા ચૂકતો નહિ. એક દિવસ રાત્રે તેણે એક દિવ્ય આકારની સ્ત્રીને હાથમાં એક ચોપડો લેઇ જતી જોઇ. તેનો દિવ્ય આકાર અને ભવ્ય સ્વરૂપ દેખી અબુબેન એડમે પૂછ્યું " તમે કોણ છો ?"

" હું સ્વર્ગની દેવી છું, અને ઇશ્વરના ખરા ભક્તોનાં નામ આ ચોપડીમાં લખવા હું અત્રે આવી છું" દેવીએ જવાબ વાળ્યો.

તેણે પૂછ્યું " શું તમે મારૂં નામ ચોપડીમાં લખશો ?"

દેવીએ પ્રશ્ન કર્યો. " શું તમે ઇશ્વરના ભક્ત છો ?'

તેણે કહ્યું: " હું ઇશ્વરને ઓળખતો નથી, પણ મનુષ્ય જાતિનો નમ્ર સેવક છું. મારી શક્તિના પ્રમાણમાં ગરીબોને અન્નપાન, વસ્ત્રો, વગેરેથી મદદ કરૂં છું."

આ સાંભળી દેવી ચાલી ગઈ.

બીજે દિવસે રાત્રે તે દેવી પાછી આવી. તેણે તે દેવીને ઓળખી અને પૂછ્યું "શું તું બધા ઇશ્વરના ભક્તોનાં નામ નોંધી આવી ! મને તારો ચોપડો જોવા આપ" તે દેવીએ તેને તે ચોપડો આપ્યો અને તેમાં અબુબેન એડમનું નામ સૌથી ટોચે હતું. આ બનાવથી અબુબેન એડમને જે આશ્ચર્ય થયું તેટલું આપણને પણ થાય છે. પણ આમાં "

પામવા જેવું છેજ નહિં. આ ટુંકું દૃષ્ટાન્ત આપણને જણાવે છે કે જેઓ મનુષ્યજાતિની સેવા કરે છે, તેઓ મનુષ્યજાતિના અંતરમાં રહેલા ઇશ્વરની સેવા કરે છે, માટે તેઓજ ઇશ્વરના સાચા ભક્ત છે.

આ સહાનુભૂતિનો ગુણ મનુષ્યોએ કેટલે અંશે ખીલવવો જોઇએ. તેને વાસ્તે મહાભારતમાં એક અપૂર્વ દૃષ્ટાન્ત છે; તે ખુબ મનન કરવા લાયક હોવાથી આ લેખ પુરો કરતા પહેલાં આપવા ધારૂં છું.

જ્યારે યુધિષ્ઠિર સ્વર્ગમાં આવી પહોંચ્યા, ત્યારે આશ્ચર્ય પામી તે આમ તેમ જોવા લાગ્યા. સંસારમાં જે તેમના ઇષ્ટજન હતા તે નકુલ, સહદેવ, ભીમ, અર્જુન કે દ્રૌપદી કોઇ પણ તેમની નજરે ત્યાં પડયું નહિ પણ એટલામાં એક સ્થળે દુર્યોધન તેમની દૃષ્ટિએ પડયો.

યુધિષ્ઠિરને આશ્ચર્ય થયું કે જે મનુષ્યને લીધે મહાભારતના યુદ્ધમાં ઘણા લોકો માર્યા ગયા, અને આખું ભારત નાશ પામ્યું, અને જે રાજ્યના બિગાડનું, કુટુમ્બીઓના મરણનું અને ક્ષત્રિયોના શિરચ્છેદનું કારણ હતો તે અહીં ઉભો છે! આ જોઇ યુધિષ્ઠિર તિરસ્કાર સાથે પોતાની દૃષ્ટિ બીજી તરફ ફેરવી કહ્યું "હું જ્યાં અર્જુન વગેરે "હોય ત્યાં જવા ઇચ્છુ છું."

નારદ ઋષિ, પાસે ઉભા હતા, તેમણે મશ્કરી કરી કહ્યું; હે રાજન્! આ તમારી મોટી ભૂલ છે. આ સ્વર્ગ છે. અહીં મિત્ર તથા શત્રુતાનો સંબંધ જતો રહે છે; અને દુર્યોધન રણમાં માર્યો ગયો તે કારણથી સ્વર્ગમાં આવ્યો છે.

યુધિષ્ઠિરે જવાબ આપ્યોઃ "આ સર્વ ઠીક છે! પણ હું તો મારા બાંધવોની સાથે રહેવા માગું છું. કર્ણ કયાં છે? દ્રૌપદી કયાં છે? ભીમ, અર્જુન, નકુલ, સહદેવ કયાં છે? મને તે બતાવો, વિલમ્બ ન કરો, મને તેમની પાસે લેઇ જાઓ કે તેમની વ્હાલી આકૃતિઓ જોઇ મને સુખ મળે, ખરેખર હું અહીં રહેવા માગતો નથી, જો મારા ભાઇઓ અત્ર મારી સાથે ન હોય તો આ સ્વર્ગ પણ મને સ્વર્ગતુલ્ય નથી."

સ્વર્ગના દેવોએ એક દૂતને આજ્ઞા આપી કે જાઓ! આ યુધિષ્ઠિરને તેના સ્વજનો પાસે લેઇ જાઓ. યુધિષ્ઠિર તે દૂતની સાથે ચાલ્યો.

રસ્તામાં કાંઇપણ દેખાતું ન હતું. ભારે અંધકાર વ્યાપી ગયું હતું કે હથેલી પણ સુઝે નહિ. જેમ જેમ તે આગળ વધવા લાગ્યો, તેમ તેમ અંધારૂં વિશેષ વધતું ચાલ્યું. પગતળે મનુષ્યોની ખોપરીઓ નજરે પડી, અને સડેલાં મૃતશરીરમાંથી દુર્ગંધ ફેલાવા લાગી. જમીન રૂધિરને લીધે ચીકણી થઇ પડી હતી; અને તેથી પ્રત્યેક પગલે પગ લપસવાનો ભય હતો. કોઇ ઠેકાણે તો તદ્દન કાંટા પડેલા હતા, અને કોઇ ઠેકાણે ઉની રેત હતી. કોઇ કોઇ ઠેકાણે અંગારાના જેવા પત્થરના ઉષ્ણ કકડા પડેલા હતા.—આ સર્વ જોઇ યુધિષ્ઠિર બહુજ ગભરાઇ ગયા અને કહેવા લાગ્યા કે અહીં શ્વાસ ઘુંટાય છે, અને દુર્ગંધને લીધે મારી તબીયત ગભરાઇ જાય છે.

દૂતે જવાબ આપ્યો, કેવળ આટલે સુધી આવવાની મને આજ્ઞા હતી, જો આપની ઇચ્છા હોય અને આપ ગભરાઇ ગયા હો તો તો આપણે પાછા ફરીએ.

યુધિષ્ઠિરનું હૃદય હાથમાં ન રહ્યું. તેમણે મોં ફેરવ્યું, પણ જરા હિમ્મત ધરી આગળ વધવા માંડયું કે તરતજ રોવાના તથા દુઃખના નીચે પ્રમાણે શબ્દો કાને પડયા. "મહારાજ! થોડીવાર થોભો, હે મહાત્મન્! આપના શરીરમાંથી નીકળતા આનંદદાયક પવનથી અમ-

ને ક્ષણભર સુખ મળ્યું છે, અમે મોટા કષ્ટમાં પડયા છીએ. અમારા દુઃખનો કાંઇ પાર નથી; અમે બહુજ દુખી છીએ. હાય ! અફસોસ ! અમે સંસારમાં જે પાપ કર્યાં હતાં તેનાં કડવાં ફળ અમે અત્રે ભોગવીએ છીએ. આપના આગમનથી અમને જરા સુખ મળ્યું છે. અને કાંઇક ચેન પડયું છે. આપના શરીરની શીતળતાથી અમને જરા આશ્વાસન મળ્યું છે. મહારાજ ! દયા કરો, જરાવાર અમારે ખાતર થોભો; આપને લીધે અમને ગરીબોને કાંઇક શાન્તિ મળી છે.

ધર્માત્મા તેમજ યુધિષ્ઠિર જરા ઉભા રહ્યા અને પ્રેમ તથા દિલસોજીથી પૂછવા લાગ્યા. દુઃખથી સંતાપ પામેલા હે મનુષ્યો ! તમે કોણ છો ? " જૂદી જૂદી જાતના શોક ભર્યા શબ્દો યુધિષ્ઠિરે આ પ્રમાણે સાંભળ્યા. હું ભીમ છું, હું કર્ણ છું, અર્જુન છું, હું નકુલ છું, હું સહદેવ છું, હું દ્રૌપદી છું; હું દ્રૌપદીનો પુત્ર છું. "

યુધિષ્ઠિરની આંખમાં શોક તથા દયા છવાઈ રહ્યાં અને તે બોલી ઉઠયા હે પરમાત્મન્ ! આ નિરપરાધીઓએ શો અપરાધ કર્યો ? સ્વર્ગમાં પણ કેટલો બધો અન્યાય છે કે દુષ્ટ દુર્યોધન સુખ ભોગવે છે અને સાધુજન આ પ્રકારે દુઃખ ભોગવે છે. રાજાના હૃદયમાં થોડા સમયમાં ક્રોધ શોક અને આશ્ચર્યની લાગણી ફેલાઇ ગઇ પણ તેમાં દયા સૌથી મુખ્ય હતી. તે દયાના બળથી યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું હે દેવદૂત ! તું દેવોના પણ દેવ જે ઇન્દ્ર છે તેમને જઇને જણાવ કે મારા ભાઇઓને મારા અત્રે રહેવાથી સુખ મળે છે, તે કારણથી હું અહીં રહીશ; **અને મારા સુખની લેશમાત્ર ચિન્તા નથી.** આ સંતાપ પામેલા આત્મા મારા અત્ર રહેવાથી શાન્તિ પામે છે માટે હું આ સ્થળ છોડીશ નહિ પણ અત્રેજ રહીશ. વાહ ! કેવી યુધિષ્ઠિરની ભક્તિ તેમજ સહાનુભૂતિ ! આવા નિષ્કામ પુરૂષને ધન્ય છે ! આ મહાત્મા પુરૂષની આત્મત્યાગ નિષ્કામ પ્રેમ અને સત્યનિષ્ઠાનું વર્ણન કરવા કોણ સમર્થ છે ! એવામાં એક ભારે અવાજ થયો અને તેની સાથેજ અંધકાર અદશ્ય થઈ ગયો અને ચારે બાજુએ પ્રકાશ પ્રકાશજ થઇ રહ્યો તે વખતે ન મળે દુર્ગન્ધ કે ન મળે કાંટા ! ન મળે રકતની નદી ! ત્યાં બધા દેવો આનંદનાં ગીત ગાવા લાગી ગયા અને સર્વતઃ આનંદ વ્યાપી ગયો. ઇન્દ્ર પોતાનાં અનેક દેવો સાથે ત્યાં દેખાયા અને આનંદની સાથે કહેવા લાગ્યા હે મૃત્યુંજય ! આ નરકનો દેખાવ કેવળ માયાવી હતો તમે કુરૂક્ષેત્રના મેદાન પર જરા અસત્ય બોલ્યા અને તેથી દ્રોણાચાર્યનો વધ થયો તેના પાપથી થોડીવાર તમારે આ દુઃખ સહન કરવું પડયું પણ હવે તમે તમારા સ્વજનો સાથે સુખમાં વસો આ ઉપરથી યુધિષ્ઠિરની ખાત્રી થઇ કે જ્યાં પ્રેમ છે જ્યાં નિસ્વાર્થતા છે, જ્યાં સહાનુભૂતિ છે અને જ્યાં દિલસોજી છે ત્યાં સ્વર્ગ છે અને જ્યાં સ્વાર્થ છે, જ્યાં હું પણ અને જ્યાં આપ મતલબીપણું છે ત્યાં નરક છે અને નરકનો માર્ગ સ્વાર્થ છે માટે જો તમારે સ્વર્ગ મેળવવું હોય અહીં વસવા છતાં સ્વર્ગીય આનંદ અનુભવવો હોય અને આંતરિક સંતોષ પ્રાપ્ત કરવો હોયનો આ દિલાસોજી-નો ગુણ તમારા જીવન વ્યવહારમાં ધીમે ધીમે ખીલવતા જાઓ જરૂર તમે મહાત્માઓને ઓળખતા થશો અને તેમને પગલે ચાલી વખત જતાં તમે પણ તેવું પદ અવશ્ય પ્રાપ્ત કરશો સર્વ મનુષ્યો આ સદ્ગુણ ખીલવી તે દ્વારા ઇષ્ટ સિદ્ધિ કરી શકે એવી શુભ ભાવના સહિત પ્રસ્તુત લેખ સમાપ્ત કરવામાં આવે છે.

---

# सामाजिक जीवन.

( લેખક કુન્દન મુલ્હસંદ ) ગુજરાત કોલેજ.

( ૨ )

બનતા સુધી ગુસ્સામાં કે ઉંચા મને આપણા મિત્રથી વિખુટા પડવું નહિ. મુદ્દો એવો છે કે આપણે આપણા સ્નેહીથી છેવટને માટે ક્યારે વિખુટા પડીશું તેની આપણને માલુમ નથી આમ હોવાથી બોલવાની કળા કેળવવાની જરૂર છે. આપણાં વચનોમાં કેટલાંક મૃદુ કરકમળની માફક આનંદપ્રદાતા હોય છે જ્યારે કેટલાંક સામાના હ્રદયને ભેદી નાંખે તેવાં પ્રચંડ તીર સમાન હોય છે અને જો તીરથી હ્રદય ભેદાય તો તે પર મૃદુ હાથ પણ કષ્ટ જનકજ થાય છે અર્થાત્ મૃદુ મિષ્ટ વચનો પણ આનંદ ઉપજાવવા અસમર્થ થાય છે. Good words cost and are worth much—સારાં બોલવું ખર્ચ થોડુંજ છે જ્યારે તેમનામાં લાભ ઘણોજ છે.

ઘણી વખતતો બોલવા કરતાં માત્ર આંખનો અણસારો જ બસ હોય છે પણ યાદ રાખવાનું એટલું છે કે જેમ કેટલાંક નેત્ર કટાક્ષ દુઃખપ્રદ હોય છે ત્યારે અન્ય સ્મિતમય સામાના હ્રદયને આનંદમાં ડુબાવવા સમર્થ છે અથાગ અમને સ્મિત ભર્યું મુખડું દૂર કરી શકે છે દુઃખના ઢગનો કરૂણામય દ્રષ્ટિ નાશ કરી શકે છે.

પોતાનો પ્રેમ સામાને વાણીમાં દર્શાવવામાં ભય છે જ નહિ; જો તમે પ્રેમ દર્શાવી ન શકો તો તમારે પ્રેમ રાખો છો તેમ અભિમાન ધરાવવા જરૂર નથી. તમારે પ્રેમાળ કરૂણાળુ અને વિચારશીલ થવાની જરૂર છે.

અન્યની સેવા બજાવ્યા કરતાં તેના તરફ મમતા બતાવ્યાથી આપણે તેને વધારે મદદ કરી શકીએ છીએ. પ્રેમ અને પ્રેમ ભર્યું મધુરું વચન અમૂલ્ય બક્ષીસથી પણ અધિકું છે. એક વખત જ્યારે બેન્જામીન વેસ્ટને કોઇએ પૂછ્યું કે તે કેવી રીતે એવો સારો ચિત્રકાર બન્યો ! ત્યારે તેણે કહ્યું " It was my mother's kiss " મારી માતાના ચુંબનના પ્રભાવે આમ થવા પામ્યું હતું

આપણા સામાજીક સાથીઓની પસંદગીમાં પણ બહુજ સાવધાન રહેવાની જરૂર છે મિત્રની પસંદગી કરવામાં ખાસ ધ્યાન—પૂર્વક ચાતુર્ય વાપરવાનું છે "Tell me whom you live with, and I will tell you who you are " તમે કોના સંગમાં રહો છો તે તમે જણાવો અને તમે કોણ છો તે હું જણાવીશ જે માણસ પોતાની દરકાર રાખી શકતો નથી તે મિત્ર થવાને લાયક નથી. Friendship is the jewel of human life. મિત્રાચારી મનુષ્ય જીવનનું રત્ન છે.

No one is so accursed by fate,
No one so utterly desolate,
But some hurt, though unknown,
Responds unto his own.

ભાવાર્થઃ—એકલવાયોજ રહે તેવો કમનસીબ કોઇજ હોતો નથી. એકાદ ( છુપું ) હ્રદય પણ તેને છુપી રીતે તો ચહાયજ છે.

પ્રસંગોપાત એકલા રહેવાની જરૂર છે તોપણ દરેક માણસને નાછુટકે પણ આવી પડેલી તે સ્થિતિ આનંદદાયક હોતી નથી. અને માણસે આવા પ્રસંગમાં સહનશીલતા તથા વિચારશીલતા રાખીવી જોઈએ.

ઘણી વખત અન્ય માણસ સાથે તકરાર થવા સંભવ થાય છે પણ Most haste worst speed ઉતાવળા સો બાવરા ધીરા સો ગંભીર. આવા સમયે ભીજાજ ઘણોજ થંડો રાખવો જોઇએ. એકદમ તકરાર કરવી નહિ પણ કેટલોક સમય વિચાર કરવો. ઘણી વખત તમોને જણાશે કે જો તમોને આજ ગુસ્સો ચઢયો હોય અને એક રાત્રિ પણ વિચાર કરવા રહો તો તમારો ગુસ્સો નષ્ટ થયો હોય છે. ગુસ્સાના આવેશમાં લખાએલો પત્ર એક રાત્રિ તમારી પાસે રહેવા દો અને બીજે દીવસે તે પત્ર શિરોનામવાળા માણસ તરફ રવાના કરવા તમોને વૃત્તિ થશેજ. મિત્ર મિત્રમાં આવું બનવા ઘણોજ સંભવ છે.

મિત્રાચારી સારામાં સારા માણસથી બાંધવી જોઇએ કારણ આપણે જાણીએ છીએ કે 'મુરખ મિત્ર કરતાં દાનો દુશ્મન સારો.' વળી જેમ મુર્ખની મિત્રચારી સારી નહિ તેમજ તેની સાથે દુશ્મનાવટ પણ હાનિ કારક છે.

તમારાથી આપી શકાય તેવી સર્વ વસ્તુપર મિત્રનો હક છે છતાં ઉછીનો વ્યવહાર રાખવો યોગ્ય નથી.

Neither a borrower nor a lender be,
For loan oft loses both itself and friend.

( લ્હેણદાર તેમજ દેવાદાર થવું નહી, કારણ તેમ થતાં મિત્ર અને લ્હેણું બન્ને ખુટી રહે છે ) શેક્સપીયર.

મિત્ર ભય તથા શોકથી મુક્ત કરે છે; માટે ખરા મિત્રની સાથેનો સંબંધ તોડવો નહિ. તેને નિરાશ થવાનું એક પણ કારણ ઉભું કરવું નહિ. મિત્રનું મૃત્યુ તે એક મોટામાં મોટી ખોટ છે, પણ તેને ભવિષ્યમાં કોઇપણ સ્થળે મળીશું એવો આશાનો વિચાર આપણને આનંદ આપ્યા વિના રહેતો નથી. વળી દૈવી વિભૂતિવાળી વ્યક્તિઓ તો અદૃશ્ય થતાં વધુ મદદ આપે છે.

આખા જીવનમાં વધુ અગત્યનો સવાલ લગ્નનો છે. પ્રેમ બધી આલમને ખુબસુરત અને મુરનુંદ બનાવે છે. પ્રેમનાં પ્રેર્યા પક્ષી મધુરગીત ગાય છે. પ્રેમ કવિઓની કલમને જોરાક આપે છે. પ્રેમથીની જડવસ્તુ પણ રંગાય છે અને પુષ્પાદિ મનહર સુગંધ વહન કરે છે. પ્રેમી અને પવિત્ર પત્નિસમાન માણસને સુખ નથી. વળી (Philosophy of Regeneration ) નવજનન વિષયક તત્વજ્ઞાન પણ પત્નિની આવશ્યકતા ધરાવે છે એમ કહેવાય છે.

બાળલગ્ન ઘણીજ હાની કરે છે. તે વિષે લંબાણથી લખી શકાય તેમ છે. ઘણા વિદ્વાનોએ આ પ્રશ્નને ન્યાય આપેલો છે. કજોડાં પણ ઘણીજ હાની ઉપજાવે છે. દરેક લાગણી અને વિચારવાળા માણસને કજોડાં સંબંધે કમકમાટ ઉદ્ભવ્યાવિના રહેશે નહિ.

ગૃહસ્થાશ્રમ કેટલાકને સુખદ તથા અન્યને દુઃખદ જણાય છે. પરંતુ લગ્ન થયા પછી પતિ પત્નિ પરસ્પરના ધર્મ વિચારી વર્તે તો લગ્નનો આશય સફળ થાય. દલાપી પ્રેમવશતાં કવે છે,

"દ્વૈત પ્રેમ જે હતો અદ્વૈત પ્રેમી હું થયો !
બ્રહ્માંડ મ્હારૂં; બ્રહ્મ મ્હારૂં; બ્રહ્મચારી હું થયો."

લગ્ન તે સાધારણ કોલકરાર નથી. સાધારણ બજારૂં ચીજ લાવતાં માણસ વિચાર કરે છે તો જીંદગીનું તત્વ લાવતાં કેટલી જોખમદારી છે તે વિચારવું જોઇએ. સારી રસિક સ્ત્રી ગૃહવ્યવસ્થામાં સ્હાયકારક છે એટલુંજ નહિ પણ માનસિક સ્હાય અર્પે છે.

'Base men being in love have then a nobility in their nature *more than is native to them."* દુષ્ટ માણસ પણ પ્રેમના પ્રતાપે, તેના જન્મથી નહિ મળેલા ઉત્તમગુણ ધારણ કરે છે—**શેકસ્પીયર**; સારા માણસની ઉન્નતિની તો વાતજ શી ? સુખી અને સુંદર ગૃહસંસારના વર્ણન માટે તો શબ્દજ મળવા મુશ્કેલ છે.

લગ્ન થતાંની સાથેજ માણસ નવા પ્રકારની જીંદગી શરૂ કરે છે. તે પોતાની ભૂલો, ઉછાંછળો સ્વભાવ વિગેરે પહેલાંના ગુણો ભૂલી જાય છે અને તેજ ક્ષણેથી નવી આશાઓ, નવી ઉમેદો અને નવા બળ સાથે ભવિષ્યની જીંદગી શરૂ કરે છે. સુખી ગૃહસંસારની અંદર સ્વર્ગની તુલના ભોગવે છે. જે ગૃહમાં પતિ, પત્નિ, ભાઇ, વ્હેન, માતા, પિતા, એક બીજાને પરસ્પરની પ્રગતિમાં મદદ કરે છે ત્યાં સધાતી ઉન્નતિ અન્ય સ્થળમાં સધાતી નથી. કુટુંબીઓના જેવું, અન્ય કોઇ એક બીજાનો સ્વભાવ પારખી શકતું નથી, અને બીજા કોઇને અન્યના સુખની એટલી બધી દરકાર હોતી નથી.

એક સુશીલ માતા સો સ્કુલ માસ્તર કરતાં વધુ સારી શિક્ષક છે. બાળકોની કેળવણી જેવીતેવી બાબત નથી. જે માણસ બાળકને ચોખ્ખાઇથી અને જોઇતી સવડો સાથે કેળવી ન શકે, તે માણસને પ્રજોત્પત્તિ માટે હકજ, એક પશ્ચિમનો વિદ્વાન્ આપતો નથી.

બાળકોને પ્રેમના પ્રકાશમાં ઉછેરવાં જોઇએ. જે તેમના બચપણમાં યોગ્ય પ્રેમથી સંભાળ પામે છે તેઓ મ્હોટી ઉમરે જીંદગીનાં તોફાનમાં પણ ટકી શકે છે. પરંતુ અતિશય લાડ ( Over fondling ) થી સાવચેત રહેવું જોઇએ.

પ્રેમ રહિત માણસ બાળકનાં મધુરાં, કાલાં વચન, તેઓની નિસ્પૃહ ચેષ્ટાઓ વિગેરે વિગેરેથી હૃદય કેવો મોદ પામે છે તે જાણવા અશક્ત છે, પણ જે પોતાની પત્નિ અને બાળકોને શુદ્ધ હૃદયે સ્હાય છે તેજ આવા નિરૂપમ આનંદ અનુભવવા ભાગ્યશાળી થાય છે.

---

# अवलोकन.

( દોસી. મણિલાલ નથુભાઇ બી. એ. -અમદાવાદ. )

**ભદ્રબાલા**—આ નામનું પુસ્તક તેના કર્તા શ્રીયુત જમીયતરામ લક્ષ્મીરામ પંડિત તરફથી અભિપ્રાયાર્થે મળ્યું છે. તેનો સ્વીકાર કરતાં અતિ આનંદ થાય છે. સત્ય ગમે તેવું ભવ્ય છતાં તેના નગ્ન સ્વરૂપમાં મનુષ્યના મનને આકર્ષણ કરી શકતું નથી.

મનુષ્યનું મન કુદરતી રીતે તે સત્યને અમુક પુરૂષ કે સ્ત્રીમાં પ્રકટ થયેલું જોવાને અભિલષે છે. આ કારણથીજ મનુષ્યો નૅાવેલ વાંચવા તરફ વિશેષ રીતે દોરાય છે. જનસ્વભાવની આવી રૂચિ હોવાથી જે મનુષ્ય ઉત્તમ આધ્યાત્મિક સત્યોને નૅાવેલ મારફતે સારી અને અસરકારક રીતે પ્રકટ કરી શકે છે, તે મનુષ્ય જનસમાજપર ઘણો ઉપકાર કરે છે આ નૅાવેલ પણ તેવાજ પ્રકારનું છે, એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી.

આત્મજ્ઞાન એ સંસારનું વિરોધી છે, અને આધ્યાત્મિક પુરૂષો સંસારનું કામ કરવાને

નાલાયક બને છે; આવી માન્યતા સામાન્ય રીતે જોવામાં આવે છે, પણ તે ભૂલભરેલી છે, અને જેઓ આત્મવિદ્યામાં આગળ વધેલા છે, તેઓ જનસેવાનાં કામો બહુજ ઉત્તમ રીતે બજાવે છે, એ આ નોવેલમાં આવેલા ભદ્રબાલાના ચિત્રથી સ્પષ્ટ જણાય છે.

ભદ્રબાલા સ્ત્રી જાતિ હોવા છતાં એક યોગિની હતી અને લગ્નનો ઉચ્ચ આદર્શ કેવો હોવો જોઇએ તે સંબંધીનું જ્ઞાન લોકોની જાણમાં આવે તે માટે એક મોટી રકમની સખાવત કરે છે અને તે સંબંધમાં અથાગ શ્રમ લે છે.

પુસ્તકના પ્રારંભમાંજ સુલોચના અદૃશ્ય હોય છે, અને તે તારારૂપે તેમજ ભદ્રબાલા રૂપે પોતાના પતિ બળભદ્રનો આધ્યાત્મિક ઉત્કર્ષ સાધવામાં જે પોતાના યોગ બળનો ઉપયોગ કરે છે તે કેટલાકને અશક્ય લાગે, પણ આ બાબતનો જેમણે અભ્યાસ કર્યો છે, અને મનુષ્યમાં કેવી ગુપ્ત શક્તિઓ રહેલી છે, તેનો જેમને ખ્યાલ છે, તેમને મન તો આ બધું તદ્દન સંગત અને સ્વાભાવિક લાગે છે. આ પુસ્તકમાં વર્ણવેલી બાબતો સત્ય છે અને વખત જતાં ઘણા પુરૂષોના અનુભવમાં આવતી જશે.

આ વખતમાં પણ મહાત્માઓ દુનિયાના જૂદા જૂદા પ્રદેશોમાં વસે છે, અને તેઓ મનુષ્ય જાતિના ઉદય અર્થે અનેક પ્રકારની યોજનાઓ રચે છે, અને તેમના શિષ્યોદ્વારા તે યોજનાઓને જગતમાં સફળ કરવાને પ્રયત્ન કરી રહ્યા છે—આ કલ્પના, કલ્પના નથી પણ ખરૂં સત્ય છે, અને તે સત્યને બહુજ સૂક્ષ્મરીતે ચિતારવામાં આવ્યું છે.

મનુષ્ય જે વસ્તુની ઇચ્છા કરે છે, તે વસ્તુ વ્હેલી કે મોડી તેના વિચારના બળના પ્રમાણમાં તેના ભણી આકર્ષાઇ આવે છે, તે સિદ્ધાંત આ નૉવેલમાં આપેલ રમણિકલાલ અને નિર્મળાના દૃષ્ટાન્તથી સિદ્ધ કરે છે. રમણીકની ભાવના નિર્મળાના મનમાં એવીજ ભાવના ઉત્પન્ન કરે છે, અને નિર્મળા રમણીકને જોયા સિવાય પણ વિચાર સંક્રમણ (Thought-transference)થી આકર્ષાય છે.

કેવળ આધ્યાત્મિક સત્યોથીજ આ પુસ્તક સુંદર બન્યું નથી, પણ સાંસારિક ચિત્રો પણ તેની શોભામાં ઓર ઉમેરો કરે છે. મુંબાઇના સુધરેલા પુરૂષો તથા સ્ત્રીઓનાં ચિત્રો આબેહુબ ચિતરવામાં આવ્યાં છે, અને સુધારાની ઉજળી બાજુ ચિતરતાં કાળીબાજુ તરફ દુર્લક્ષ કરવામાં આવ્યું નથી, તેથી જોનારને બન્ને પ્રકારનાં ચિત્ર જોવાનો અને તેમાંથી તત્ત્વ શોધવાનો સારો અવકાશ મળે છે.

લેખનની શૈલિ રસિક છે, ભાષા સંસ્કારી છે અને વાંચનારને આગળને આગળ વાંચવાની જીજ્ઞાસા ઉત્પન્ન કરી અંત સુધી લેઇ જાય છે. પુસ્તકનો આ પ્રથમ ભાગ હોવાથી કેટલીક જીજ્ઞાસા અતૃપ્ત રહે છે, પણ આપણે આશા રાખીશું કે થોડા વખતમાં તેનો બીજો ભાગ બ્હાર પાડી ભાઇ જમીયતરામ આ પુસ્તકની ઉપયોગિતામાં ઓર વધારો કરશે. આ પુસ્તકમાં એકજ ચિત્ર આપેલું છે, પણ જ્યારે તેમના તરફથી પ્રકટ થતા ભક્ત માસિકમાં સખ્યાબંધ ચિત્રો આવે છે, તો બીજા ભાગમાં કેટલેક પ્રસંગે સુંદર ચિત્રો આવશે એમ આપણે આશા રાખીશું. રોયલ બાર પેજી ૨૨૫ પૃષ્ઠ અને પાકી બાઇન્ડીંગનું, આ નૉવેલ સુંદર રીતે છાપવામાં આવ્યું છે.

# हयात वाणी.

( મી. હયાત. )

**પ્રેમ પ્રેમમાં ફેર છે.**—સેવકને સરકાર દરબારમાં જવાનો, સભા મંડળીમાં મજા કરવાનો અને વિનોદ વાણી બોલવાનો સારો અભ્યાસ પડી ગયેલ છે.

થોડા દિન પર સેવક પોતાના મુરબ્બી સાહેબને ઘેર ચાહ પીવામાં મશગુલ હતો. સેવકને વિનોદ વાણીનું કંઇ કથવા હુકમ કરવામાં આવ્યો. પણ પહેલાં બાળબચ્ચાંને ખુશ કરવા થોડા નીતિ રીતિના દુહા વગેરે બોલવાનું ફરમાન કરવામાં આવ્યું. સેવક તો નિયમ પ્રમાણે બોલવા લાગ્યો.

૧

" મોતી સબ એક રંગ, તોમેં હે એક નંગ,<br>
મિલેગો જવેરી, જબ કિંમત કર જાનીંયે.<br>
કહે કવી બીરબલ, શુનો શાહ અકબર;<br>
માનસ કો તોલ, એક બોલમેં પીછાનીએ."

૨

" ના કછુ કર્યો ન કર શક્યો, ના કછુ કરને યોગ;<br>
તુલસી આય સંસારમેં, ભલે હસાયે લોગ."

૩

" રહીમન પાની રાખીયેં,<br>
બિન પાની સબ સૂન;<br>
પાણી ગયે ન ઉબર,<br>
મોતી માનુષ ચુન."

૪

" દુગ્ધામેં દોનો ગઈ,<br>
ગઇ રિદ્ધી ઓર રામ;<br>
સ્વાર્થ પરમાર્થ કુચ્છ ન હુવા,<br>
આખીર ભયે બદનામ."

૫

" સાંઇ તો સોં વિનતી,<br>
યે દો સેળા રખ્ખ,<br>
જીવ રખે તો લાજ રખ્ખ,<br>
લજ બીણ જીવ ન રખ્ખ."

૬

" હીંમત કિંમત હોય, હિંમત બીન કિંમત નહીં;<br>
કરે ન આદર કોય રદ કાગજ જ્યું રાજિયા."

બધા ખુશ ખુશ તો બની ગયા. બાલગોપાલ હાવભાવ અને સહેજતથી હસાહસની તાળીઓ કુટવા લાગ્યાં. મુરબ્બી સાહેબ બોલ્યા.

હવાત તમારી તો વાતજ થાય એવું નથી; પણ તમે ચાહ પીવા મોડા વહેલા આવો છો તેથી અમારા મનને જરા ખેંચ રહે છે; અમારે તો વાટ જોઇને પરવારવું પડે છે. તમે ધનપાળકાકાને ઘેર હવે તો ખેંચાયા છો તેથી અમારો પ્રેમ શાનો તમારા હીસાબમાં આવે.

સેવક તો આ મર્મવાણીથી જરા ભોંઠો પડયો,-પણ સમય ચાતુરી વાપરી બોલ્યો; મુરબ્બી સાહેબ ! પ્રેમ પ્રેમમાં પણ ફેર હોય છે તે વાત તો જગ જાહેર છે. જુઓને જળ ઉપર માછલીનો પણ પ્રેમ છે અને દેડકાનો પણ પ્રેમ છે. બિચારી માછલી એક ક્ષણમાંજ પ્રેમપર જીંદગી કુરબાન કરે છે અને બિચારૂં દેડકું તો ડરાઉં ડરાઉં કરતું જાય છે અને નદી કે તળાવમાંથી નિકળી ગટર કે વાડામાં પણ ઘુસે છે. કુવામાં પણ પડે છે. જમીન પણ સુંઘે છે. હસાહસના ગડબડાટ વચ્ચે સેવક ભાજી પાલો લેવા મારકીટમાં ચાલી નિકળ્યો.

---

# विशेष कल्याणकारक शुं ? भगवाननी भक्ति के भगवानना भक्तोनी भक्ति ?

( શ્રીયુત ફતેહચંદ કર્પુરચંદ લાલન. )

આ મનુષ્ય જન્મમાં પોતાનું કલ્યાણ સાધી લેવાની જે જિજ્ઞાસા રાખતો હોય, તેઓએ કઇ કઇ ક્રિયાઓ છોડી કઇ કઇ ક્રિયા સાધવી જોઇએ, કે તે પોતાના કલ્યાણના પ્રથમ થોડાજ વખતમાં પ્રતીતિ અને પછી પોતાને પોતાના કલ્યાણ થયાનો અનુભવ થાય

કલ્યાણના સાધકે હવે પોતાનું વિચારબળ કઇ દિશામાં જતું અટકાવવું જોઇએ, તેનો આપણે પ્રથમ વિચાર કરી લઇએ.

૧. આ જગતનો કર્તા ઇશ્વર છે, કે તે અનાદિ કાળથી પોતાના ઉત્પત્તિ, સ્થિતિ પ્રલય અને પાછી ઉત્પત્તિ એવા ક્રમથી ચાલ્યા જાય છે; આ પ્રશ્નોના ઉંડાણમાં પેસવાનું છોડી દેવું જોઇએ.

૨. જગત્ સત્ય છે, કે આત્મા સત્ય છે ! જે છે તે છે. આ પ્રશ્નના ઉત્તરની પણ હાલમાં જ પોતાનું કલ્યાણ સાધવાની જિજ્ઞાસાવાળાએ દરકાર કરવી નથી.

૩. જગતમાં જડ એવું એકજ તત્વ છે, કે માત્ર ચૈતન્ય એકજ છે. કે જડ અને ચૈતન્ય ઉભય છે ? આ બાબતની પણ માથાફોડ કલ્યાણના શોધકે કરવી જોઇતી નથી.

૪. સૂર્યની આસપાસ પૃથ્વી ફરે છે કે પૃથ્વીની આસપાસ સૂર્ય, એ હાલમાં સમજવું કલ્યાણકારક નથી.

૫. જેમ નસીબમાં હોય તેમ, જેમ કિસમત કરે તેમ, જેમ કર્મ નચાવે તેમ થાય કે જેમ આપણે કરીએ તેમ થાય ? ટુંકામાં કર્મ કરે તેમ થાય, કે માણસ કરે તેમ થાય ? આ સવાલના જવાબની ચીજ ગણવા બહારપડયા જેવું થાય.

૬. જે ધર્મમાં જન્મ્યા તે ધર્મ સાચો, અને બાકીના બધા ખોટા, એવું અભિમાન પણ હાલ તો છોડીને, તે પણ કલ્યાણ શોધવામાં જેવું જોઇએ તેવું ઉપયોગી નથી.

૭. હિંદુધર્મ સાચો કે બૌદ્ધધર્મ, ક્રિશ્ચિયન ધર્મ ખરો કે મુસલમાન ધર્મ ? જૈન ધર્મ સત્ય કે પારસી ધર્મ ? આવા આવા પ્રશ્નની પરંપરા તમારા મગજમાંથી દૂર કરો.

૮. જો તમે હિંદુ હોતો વૈષ્ણવસંપ્રદાય સાચો કે શૈવ, વેદાંત માર્ગ ખરો કે સાંખ્યમાર્ગ ? જો તમે ક્રિશ્ચન હો, તો પ્રોટેસ્ટંટ ખરા કે રોમનકેથોલીક, જો તમે મુસલમાન હો તો શીયા સત્ય કે સુની, જો તમે પારસીધર્મ પાળતા હો તો શેનશાહી સાચા કે કદમી, જો તમે સમાજીક હો, તો આર્યસમાજની રાહ ખરી કે પ્રાર્થનાસમાજની, જો તમે બૌદ્ધ હો, તો હીનયાનવાળા ખરા કે મહાયાનવાળા, અને જો તમે જૈન હો, તો શ્વેતાંબર સાચા કે દિગંબર ? આવી આવી તકરારના વમળમાં પડી તમારો નાશ નહિ કરો.

૯. વળી તમારા મનમાં એવો વિચાર ઉભરાઇ આવે કે હું પ્રભુનું ધ્યાન કરૂં તે ઠીક કે સ્તુતિ કરૂં તે; ઉપવાસ કરૂં તે સારૂં કે દાન આપું તે ! આ પ્રશ્નને પણ મોભારિયે ચડાવી દો.

ત્યારે હવે કલ્યાણની કુંચી શી, અને તે ધર્મરૂપી અખુટ ખજાનાને કેમ લગાડવી, કે જેથી કલ્યાણ જે કરોડો યોજન પર હોય તે નજીક આવે, જે જન્માંતરોપર હોય, તે આ જન્મમાંજ સધાય, અને જે વર્ષોપર થવાનું હોય, તે હાલજ થવાની પ્રથમ પ્રતીતિ અને પછી અનુભવ પણ અહીંજ થાય.

જેમ કોઇ ઉત્તમ માણસની સેવા કરીએ તો ળ થાય, પરંતુ સત્વર ફળ મેળવવું હોય તો ઉત્તમોત્તમની સેવા કરવી જોઇએ ! તેજ પ્રકારે ભગવાનની સેવા ઉત્તમ છે, પરંતુ ભગવાનને પોતાના કરતાં વિશેષ પ્રિય એવા ભક્તોની સેવા ઉત્તમોત્તમ છે. માટે ભગવાનની સેવાના ફળ કરતાં, ભગવતભક્તોની સેવા વિશેષ કલ્યાણકારક છે !

આ બાબતની સત્યતાના જિજ્ઞાસુએ નીચે લખેલી દલીલપર લક્ષ લગાડવું.

જેમ સુપિતાને પોતાના કરતાં પોતાના પુત્રમાં, જેમ સુમાતાને પોતાના કરતાં પોતાની પુત્રીમાં વિશેષ પ્રેમ છે; જેમ સુગુરૂને પોતાના કરતાં પોતાના શિષ્યમાં; જેમ સુરાજાને પોતાના કરતાં પોતાની પ્રજામાં વિશેષ પ્રેમ હોય છે, તેમ (સુદેવ) ભગવાનને પોતાના કરતાં પોતાના ભક્તો વિશેષ વ્હાલા હોય છે. અરે એટલુંજ નહિ પરંતુ ભગવાનનું નિવાસમંદિર ભક્તોનાં અંતઃકરણ હોય છે. Man is the temple of God, મનુષ્ય, પ્રભુનું મંદિર છે. આ વિશ્વમાત્રમાં વિષ્ણુભગવાન્ પોતાના ભક્ત વૈષ્ણવમાં રહે છે, ક્રાઇસ્ટ ક્રિશ્ચિયનમાં, મહમદ સાહેબ મુસલમાનોમાં, બુદ્ધ ભગવાન્ બૌદ્ધમાં, શિવ શૈવોમાં, અને જિન ભગવાન્ જૈનોમાં રહે છે.

તમે પ્રભુનું ધ્યાન ધરો, કે સ્તુતિ કરો, તેથી પ્રભુ પ્રસન્ન થતા નથી કે થય છે તે પણ તમારા ધ્યાનના લોભી, કે સ્તુતિના લાલચુ નથી. પરંતુ તેઓ જ્યારે કોઇ એના માણસોની તમે ભક્તિ કરો, તો તો રાજી થાય છે. જેમ એક પિતાને તમે કાંઇ ભેટ આપો તે કરતાં તેના પુત્રને ભેટ આપો, તો પિતા કેવો તમારાપર રાજી થાય છે, કારણ કે પિતાનું અંતર પુત્રમાં હોય છે, તેજ પ્રમાણે ભગવાનનું અંતર ભક્તમાં હોય છે. માટે હવે તમે ક્રિશ્ચિયન હો, તો ક્રાઇસ્ટનું ધ્યાન કરવાના કરતાં ક્રિશ્ચયનનું ધ્યાન કરો, વૈષ્ણવ હો તો વિષ્ણુ ભક્તિ કરતાં વૈષ્ણવ ભક્તિ વિશેષ કરો. જો તમે જૈન હો તો જીન ભગવાનના કરતાં જીનના ભક્તો જૈનની વિશેષ ભક્તિ કરો કારણ કે જીનને પણ જૈનમાં જૈન કેમ વંદનીય છે, પૂજનીય છે સેવનામય છે. જિનમંદિર બંધાવો, પરંતુ જૈન મંદિર Jain Hall કરાવી તેમાં કલ્યાણના માર્ગ શોધો. આમ કરશો તો સુદેવ ભગવાન રાજી થશે, કારણ સુપિતાને પોતા કરતાં પુત્ર વહાલો વધારે હોય છે, તેમ સુદેવ ભગવાનને ભક્તો ઘણા વહાલા હોય છે.

આ પ્રકારે તમે જે ભગવાનને માનો છો, તેના ભક્ત સમાજને, પ્રેમદષ્ટિ સમદષ્ટિથી યથાર્થ પ્રથમ જોઈ કે તમારા હૃદયના સર્વ મલ ધોવાઇ જઇ તમારા હૃદયમાં હોય તે દેવતા, ભગવાનના દર્શન કરી, તેની પ્રતિતિ કરી લેશો, અને એમ થયું કે તમારા કલ્યાણના માર્ગ તમને જાતે જડી આવશે, અને તેમ વર્ત્યા કે આ જન્મમાં કલ્યાણ અનુભવશો.

ભગવાનના ભક્તોમાં સમદષ્ટિ રાખવાથી એટલે જેવો પ્રેમ તમારામાં છે તેવો પ્રેમ ભગવાનના મિથ્યા સ્થાનરૂપ ભક્તોમાં રાખશો તો તમને ભગવાનનો જ અનુભવ થશે, તેમજ મનુષ્ય જાતમાં તમને તપાસ કરતાં કંઈક નીકળી આવશે. તેવાની ભક્તિ, તેવાપર દયા ભાવથી થાય. અધિક ભગવન્ પર પ્રમોદભાવ રાખવાથી પણ ભક્તિ થાય છે. આમ સમભાવ, દયાભાવ અને પ્રમોદભાવ ભક્તિનાં અદશ્ય સ્વરૂપ છે.

---

# સદ્ગુણી સુમતિ.

( સૌ. જમનાબાઈ દામોદરદાસ વોર્ડનરોડ—મુંબઇ. )

ડાકોરમાં મોટી જાત્રા ભરાઇ હતી. સુમતિ તેના પિતા અને તેની ઓરમાન માતા એટલાં માણસ મુંબઇથી ખાસ જાત્રામાં આવેલાં હતાં. બિચારી સુમતિની ઉમર અગીયાર વરસની હતી. ગોમતીમાં નહાતાં નહાતાં તોફાન કરતાં પથ્થર સરી પડવાથી તે ડુબકાં ખાવા લાગી.

તેની માતાની બુમ સાંભળી એક દાઢીવાળા તથા જટાધારી મહાત્માએ અંદર પડી સુમતિનો બચાવ કર્યો.

આ મહાત્માથી પોતાને જીવતદાન મળ્યું એમ સમજી સુમતિ તેમને ગુરૂ તથા પિતા તરીકે માની તેમની પુજા કરવા લાગી.

મહાત્માએ તેને ઘણોખરો બોધ તેના પિતાની સમક્ષમાં સંભળાવ્યો. તથા ભવિષ્યમાં કોઇ વાર જરૂર પડયે મદદ કરવાનું વચન આપ્યું.

જાત્રા પુરી થયા પછી બધાં મુંબઇમાં આવ્યાં. સુમતિના પિતાનો સ્વર્ગવાસ થયો. ઓરમાન માએ ઘણો ત્રાસ આપવા માંડયો એટલે ચૌદ વરસની ઉમરે સુમતિએ એક ઘણાં વરસથી જામેલા બુઢ્ઢા ડાકટરને ત્યાં નર્સનું કામ કરવાની નોકરી લીધી.

સુમતિના પિતાને આ ડાકટર સાથે ઘણો ગાઢો સ્નેહ હતો. સુમતિ ઉપર પણ તેની બાળક ઉમરથી મમતા હતી. તેથી તેને પોતાને ઘેરજ પુત્રી તરીકે રાખીને બધું કામ શીખવી હોંશીઆર બનાવી.

એક દીવસ ડાકટરને ત્યાં તેના સગાનું બહાર ગામથી દવા કરાવવા માટે આવવું થયું તાવ તથા બેચેનથી તેનો સગો બહુ પીડાતો હતો તેની માતા પણ તેની સારવાર માટે તેની જોડે આવી હતી.

સુમતિને ડોશી ઉપર બહુ સારો ભાવ થવાથી તે હમેશ તેની પાસેથી જાત જાતની વારતાઓ સાંભળતી હતી તથા ધર્મના અને વ્યવહારના ખુલાસા શીખતી હતી. ડોશીના દીકરા નરહરિની સારવાર કરવાનું સઘળું કામ સુમતિજ બજાવતી હતી.

સુમતિની આટલી સંભાળ હતી પણ બિચારા નરહરિની તબીયત વધારે બગડતી ચાલી.

ડોશી પોતાના એકના એક દીકરા માટે બહુ દીલગીર રહેતી હતી પણ સુમતિ તેને બધી રીતે ધીરજ આપ્યા કરતી હતી.

બીજે દિવસે સવારે ખબર આવી કે સુમતિની ઓરમાન મા કેસર બહુજ માંદી પડી છે. જો કે સુમતિને તેણે કાઢી મુકી હતી તેમ છતાં પણ સુમતિ પોતાનાં સાધનો લઇ તેને ત્યાં ગઇ. તેની માંદગી વધતી જતી હતી. તાવમાં તે ઘણી જાતનો બકવાદ કરતી હતી. સુમતિને ઘણી હલકી ગાળો આપ્યા કરતી હતી તોપણ સુમતિ પ્રેમથી અને સંભાળથી તેની સારવાર કર્યાં કરતીજ હતી.

સુમતિની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ હતી. ઘેર નરહરિની સારવારમાં તેને રોકાવું પડતું તથા માની સારવારમાં અહીં રહેવું પડતું હતું. રાત્રે ચાર કલાક ઉંઘ લીધી ન લીધી ને તેની ચાકરીથી બંને દરદીઓની બરાબર મનથી સારવાર ઉઠાવતી હતી.

લોકોઆગળ સુમતિની મા બોલતી હતી કે મારી પછવાડેની પાંચ હજારની પુંજીની લાલચથી સુમતિ તેની સારવાર ઉઠાવતી હતી.

સુમતિ તેની માને કપાળે દવા ઘસતી હતી એટલામાં તેની મા બોલી ઉઠી અલી સુમતિ તારે પૈસાની આશા રાખવી ફોકટ છે, હવે હું ફેરસલાઉં તેમ નથી.

સઉ સગાંવહાલાંની સાક્ષીએ સુમતિએ જવાબ દીધો કે મા તમે કોઇ જાતનો અંદેશો રાખશો નહિ, તમારી પુંજીની જે ગોઠવણ કરવી હોય તે વકીલને બોલાવીને તમે કરો અને તમે જે ઠેકાણે એ ખરચવાનું કે આપી દેવાનું વીલ ઘડશો તેમાં મારી સહી જોઇતી હશે તો હું આપવા તૈયાર છુ. હું તમારી ઇચ્છામાં મદદ કરી તમારી સેવા બજાવીશ.

કેસર બોલી, મારા રૂપીયા નાતોજમાડવામાં બધા ખરચવાના છે. મારે કોઇને પૈ આપવી નથી. આમ બોલતી હતી એટલામાં કેસરનું મગજ બે ભાન થયું. ડાક્ટરોએ આવી ઘણી દવાઓ આપી પણ તેને શુદ્ધ આવી નહીં. રાતના દશ વાગે એ સ્થિતિમાં કેસરનો દેહ પડ્યો.

ચાર દહાડા થયા નહીં એટલામાં અડોશી પડોશીઓએ તથા સગાં વહાલાંઓએ અ રધા રૂપીઆ નાતમાં આપવા તથા અરધા પોતે લેવાનો સુમતિને આગ્રહ કર્યો. પણ ન્યાય બુદ્ધિની સુમતિએ હરામનો પૈસો પચાવવાની ચોખ્ખી ના પાડી તેણે બધું ધન પોતાની માની ઇચ્છા પ્રમાણે નાતમાં આપી દીધું.

નરહરિની તબીયત સુધરતી ચાલી. નરહરિના મનમાં તથા ડોશીના મનમાં સુમતિની આવી ન્યાયી રીતભાતથી ઘણી ઉંડી અસર થઇ હતી.

નરહરિના ગુણોથી તથા તેના જ્ઞાનથી સુમતિને પણ ઘણો આનંદ થયો હતો. નરહરિ બહુ ગરીબ હતો અને તેને સ્વતંત્ર દવા કરવાની સગવડ નહોતી તેથી તે ડૉકટર સાહેબને ત્યાં સગાઇના વહેવારથી દવા માટે રહેલો હતો. નરહરિને ત્રીસ રૂપીઆનો પગાર મળતો હતો પણ માંદગીથી તે રોકાઇ ગયો હતો તેથી સુમતિએ પોતાની મહેનતના બચેલા પૈસામાંથી પચીસ રૂપીઆ ડોશીને ખાનગી રીતે બહુજ આગ્રહથી આપી દીધા. નરહરિ તથા ડોશી ગયા પછી સુમતિને ગમવા લાગ્યું નહિ. તેનો આનંદ જાણે જતો રહ્યો હોય એમ તેને જણાતું હતું.

એક માસ થયો નહિ હેય એટલામાં નરહરિ ફરીથી પુનેથી એકવાર ડોક્ટર સાહેબને મળવા મુંબઇ આવી ગયો. તેમની વચ્ચે જે વાતચિત થઇ તેની સુમતિને ખબર પડી શકી નહોતી.

## સદ્‌ગુણી સુમતિ.



"હું હમણાંજ તમને શોધી કહાડીશ" આટલું બોલી તે ઝાડથી થોડે દૂર ઝુંપડી દેખાતી હતી તે તરફ જોવા ઉમંગથી દોડી.

થોડા દિવસ પછી ડૉકટરે એક દિવસ સુમતિને તેનાં લગ્ન કરી દેવાની પોતાની ઇચ્છા છે એમ જણાવ્યું. શરમાતે ચહેરે સુમતિએ કાંઈ ચોકસ જવાબ વાળ્યો નહિ.

પાંચ દિવસ વિત્યા પછી ડૉકટરે સુમતિને ડોસી તરફથી લખાઈ આવેલો એક કાગળ વંચાવ્યો. તેમાં સુમતિએ નરહરિને પસંદ કર્યો હોય તો તેઓ વેવીશાળ કરવા ખુશી છે એમ જણાવ્યું હતું. સુમતિ તેઓ ગરીબ છે તેથી કદાચ કબુલ નહિ કરે, એવી શંકા પણ તેમાં લંબાણથી જણાવી હતી.

સુમતિએ ખુલ્લા દિલથી પોતાની સંમતિ જણાવી તથા ડોશીઉપર મોટો ઉપકારનો કાગળ લખી આપ્યો. તેમાં ગરીબાઇના જવાબમાં તેણે ઘણા દાખલા ટાંકી દીધા હતા. ચારૂદત્તના મૃચ્છકટીકના નાટકના વિચારો તેમાં તેણે લખ્યા હતા.

પત્રનો જવાબ વાંચી ડોશી તથા નરહરિ બંને મુંબઈ આવ્યાં. સુમતિએ હા તો પાડી હતી પણ તેણે ડાકોર જઇ પોતાના પિતાતુલ્ય મહાત્માની આજ્ઞા મેળવી આવવાનું માગી લીધું. તે તથા નરહરિ બંને ડાકોર આવ્યાં. ઘણી વાતો કરતાં કરતાં તેઓ ડાકોરમાં મહાત્માની ઝુંપડી પાસે આવી પહોંચ્યાં.

મહાત્માએ તેમને દરેકને જુદે જુદે વખતે મળવાનું કહ્યું જેથી તેઓ પોતાને ઉતારે ગયાં. આજ્ઞા પ્રમાણે રાત્રે બે કલાક નરહરિ મહાત્મા પાસે જઇ આવેલ હતો, સવારમાં સુમતિને જવાનું હતું.

તળાવને કિનારે નિશાની આપેલી જગામાં આવીને હરખથી ઉભરાતી સુમતિ ઉભી રહી પણ ત્યાં મહાત્મા દેખાયા નહિ તેથી તેમની શોધ કરવાનો વિચાર કર્યો.

જેમ ભુલભુલામણીની ગુંચવણોની પેઠે તે આમતેમ શોધવા લાગી તેમ નિરાશ થતી ગઇ.

થોડીવાર ઉભી રહી, ફરીથી વેગમાં આવી તે બોલી ઉઠી " **હું હમણાંજ તમને શોધી કહાડીશ.** " આટલું બોલી તે ઝાડથી થોડે દૂર ઝુંપડી દેખાતી હતી તે તરફ જોવા ઉમંગથી દોડી.

ઝુંપડીના બારણામાં નજર પડતાં તેમાં તેને નરહરિ બેઠેલા દેખાયા. આશ્ચર્ય પામતી તે અંદર દાખલ થઇ તો તેની નજરે લગ્નનો નાનો મંડપ દેખાયો. મહાત્મા બેઠા હતા તથા નરહરિ બેઠા હતા.

મહાત્માએ વિધિ પ્રમાણે તેમનાં બેનાં લગ્ન કર્યાં તથા છેવટે વિદાયગીરી આપતાં નીચેનો પત્ર તેમના હાથમાં મુક્યો.

"મારા પુત્ર નરહરિના વારસામાં મુંબઇબેંકમાં મારા ખાતામાં જમે પડેલી વીસ હજારની રકમ હું મુકી જાઉં છું અને તેના ટ્રસ્ટી મારા સ્નેહી સાધુ મહાત્મા યશોદાનંદનને નીમું છું. નરહરિના લગ્ન થયા પછી તેને તે રકમ મળવી જોઇએ."

ડૉકટર સાહેબજ આ બધી વ્યવસ્થામાં અંદરખાનેથી ગોઠવણ કરનાર હતા એ જ્યારે નરહરિ તથા સુમતિના જાણવામાં આવ્યું ત્યારે તેમના પ્રેમથી તેમનાં હૃદય ઉભરાવા લાગ્યાં. કહેવત છે કે " વાવે તેવું લણે. "

# वनिताविश्राम.
## अमदावाद.

१

આકાશ માથે ધ્રુવ તેજ ઢોળે,
એવો તપે છે ઇતિહાસ ખોળે;
ઝાંખો જુનો જીર્ણ છતાં અનસ્ત,
આ આર્યની ભૂમિ તણો પ્રકાશ. " (શ્રીયુત ન્હાનાલાલ કવિ. એમ. એ.)

પૂર્વમાંથી પશ્ચિમમાં અને પશ્ચિમથી અદૃશ્ય રીતે પુનઃ પૂર્વમાં ઉગતા ભગવાન્ સૂર્યનારાયણની તેજસ્વી રશ્મિ કઇ ભૂમિને સ્પર્શ કરતી નથી ! અને રસતી નથી ! ! ઇતિહાસનાં પૃષ્ટોમાં સુવર્ણ અક્ષરે અંકિત થયેલું આ સત્ય કયા વાચકને અજાણ્યું છે ? કવિએ યોગ્ય જ ગાયું છે કે **झांखो जुनो जीर्ण छतां अनस्त आ आर्यनी भूमि तणो प्रकाश.**

યુરોપની ભૂતકાળની અને અર્વાચિન સ્થિતિ, અમેરિકાની ભૂતકાળની અને આ સમયની સ્થિતિ, જાપાનની પૂર્વકાળની અને આ જમાનાની સ્થિતિ, અફીણી ચીનની પૂર્વકાલની સ્થિતિ અને આ વખતની સ્થિતિઓનો વિચાર કરતાં સૂર્યપ્રકાશના પરિક્રમણનું સાદૃશ્ય આપણી દૃષ્ટિ સમિપ ખડું થયા વગર રહેતું નથી.

આપણા ભારતવર્ષમાં પણ જ્ઞાનરશ્મિઓના ઝળકાટ અહિં તહીં ચમકતો જોવામાં આવે છે અને ઉદય પામતા પ્રગતિના સૂર્યની ઝાંખી કરાવે છે.

આપણે ભૂતકાળને પાછો લાવી શકીએ તેમ નથી. પણ ભૂતકાળના અનુભવોવડે અર્વાચિનને ભૂત કરતાં અદ્દીઆતો બનાવવા પ્રયત્ન કરી શકીએ એમ છે. આપણા સત્પ્રયત્નના પ્રમાણમાં આપણાં ભાવિ ક્ષેત્રોને અધિક રમણીય અને આલ્હાદક તથા સુરમ્ય પુષ્પોના બગીચા જેવાં અને અમૃત સમાન નાનાવિધ મૂલ્યવાન ફ્ળોવાળાં બનાવી શકીએ એમ છે.

આપણને **જીવનની** જરૂર છે. હરવું, ફરવું, અને જીવવા માટે થોડી પ્રવૃત્તિ સેવવી એટલામાં જીવનની કલા આવી જતી નથી. છાણમાંના કીડા પણ જીવે છે, પણ આ જીવનને આપણે જીવનનો માત્ર આરંભજ કહીએ. જીવનની મનુષ્યશરીરમાં જે કળા પ્રકટવી જોઇએ તે કળા કેવા પ્રયત્નોવડે પ્રકટી શકે એમ છે તે માર્ગોને જાણવા અને આચારમાં મૂકવા એ અત્યંત અગત્યનું છે; અને તેમ કરવામાં કેળવણીની જરૂર છે.

આપણા **પ્રતાપી બ્રિટિશ શહેનશાહના રાજ્યમાં** દિન પ્રતિદિન કેળવણી અધિક વિસ્તારમાં આપવામાં આવે છે અને તેથી અનસ્ય લાભ થયા છે. પણ આપણા લોકની ખાસીઅતો, રીતરીવાજ, ધર્મ વગેરેના અનેક સંજોગોના સંપૂર્ણ વિચાર કરી કેળવણીનાં

ધોરણો તૈયાર કરવામાં આવ્યાં હોય અને તેમાં વિજય મળ્યો હોય, એવું થોડુંજ છે. વળી આપણો દેશ એક ખંડ જેવો વિસ્તારવાળો છે. અને તેમાં જુદી જુદી ભાષાઓ બોલનારી તથા ભિન્નભિન્ન આચાર વિચારવાળી અનેક પ્રજાઓ વસે છે એમ કહીએ તો ખોટું નથી. એક પ્રાન્તની શિક્ષણપદ્ધતિ સર્વાંશે બીજા પ્રાન્તને શિક્ષણ આપવામાં અનુકૂળ થઇ શકે કે નહિ એ વિચાર કરવાયોગ્ય છે. માટે શિક્ષણનો પ્રશ્ન જેમ સરકારે વિચારવા સરખો છે, તેમજ પ્રત્યેક પ્રાન્તોએ તથા શહેરોએ પણ વિચારવા સરખો છે.

આ વિચાર આપણા દેશના પ્રત્યેક પ્રાન્તમાં તથા ઘણુંખરા શહેરોમાં કરવામાં આવ્યો છે, અને તેથીજ પ્રાન્તમાં પ્રજાથી ચલાવવામાં આવતાં કેળવણીનાં ખાતાઓ સ્થાપવામાં આવે છે. આમાંની કેટલીક સંસ્થાઓ તે સરકારી કેળવણી ખાતા તરફથી તથા મ્યુનિસિપાલીટીઓ તરફથી ઉદાર સહાય પણ આપવામાં આવે છે.

આપણા આર્યાવર્તમાં ગુજરાત પ્રાન્તને કાચું સોનું પકવનારી ભૂમિ કહેવામાં આવે છે. આ વાર્તા સત્ય છે. ખેતીવાડીમાં આપણો પ્રાન્ત આગળ હશે અથવા આપણી જમીન અધિક ફળપ્રદ હશે પણ તેને પૂર્વ કાળથી જે માન આપવામાં આવે છે, તે માન તે જાળવી શકે એમ છે કે નહિ એ જોવાનું છે. શાસ્ત્રીય જ્ઞાન વગર આપણે કૃષિ કળામાં પાછળ પડીએ છીએ અને જો વેળાસર ચેતવામાં નહિ આવે તો આપણે આપણું માનવંતુ સ્થાન ખોઇ બેસીશું.

પણ દૃષ્ટિ કરતાં વ્યાપારી તરીકેનું જે માન આપણને આ બ્રિટિશ શહેનશાહત સ્થપાયા પછી મળતું જાય છે અને મુંબઇ ઇલાકામાં ચાલતા કરોડો રૂપીયાના વ્યાપારમાં આપણા ગુર્જરોનો મોટો હાથ છે એ વાર્તા સત્ય છે. તેમાં પણ હુન્નર કળા તથા વ્યાપાર વિષયે બોલતાં આપણને ખાસ અભિમાન પ્રકટે છે કે તેમાં આપણે-ગુર્જરો મુંબઇ શહેરમાં તથા અમદાવાદમાં અધિક વિજયને પ્રાપ્ત કરી શક્યા છીએ તેમાં મુંબઇની મોંઘવારી જોતાં અમદાવાદમાં મજુરી સસ્તી હોવાને લીધે અમદાવાદને ગુર્જર દેશના રાજધાનીના શહેરને અધિક વિજયના સર્વ પ્રસંગો પ્રતીતિમાં આવે છે.

પણ આપણા આ વિજયો કોને આભારી છે ? કેળવણીને. કેળવણીનાં અનેક સાધનો આપણને હાલ પ્રાપ્ત છે. પ્રાથમિક શાળાઓ, અંગ્રેજી શાળાઓ-હાઇસ્કુલો અને કોલેજ તથા ટેકનીકલ કેળવણી માટેની સંસ્થા આપણા વિજયઅભિવૃદ્ધિમાં અગત્યનો ફાળો આપે છે.

તેજ પ્રમાણે સ્ત્રીકેળવણીમાં કન્યાકેળવણી માટે કન્યાશાળાઓ, તથા કન્યાશાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવા ફીમેલ ટ્રેનિંગ કોલેજ અગત્યનો ભાગ ભજવે છે. ઉપરનાં સ્ત્રી કેળવણીનાં તથા પુરૂષ કેળવણીનાં ખાતાંઓ આપણા શહેરના શહેરીઓ (સ્ત્રી પુરૂષો) માં જીવનની કળા અધિક પ્રમાણમાં વિકાસને પામે તે માટે પ્રયત્ન કરી રહ્યાં છે.

પણ વિવાહિત સ્ત્રીઓ તથા વિધવા સ્ત્રીઓનાં જીવનને અધિક વિકાસમય કરવા માટે જે ખાતાએ અગત્યની ખોટ પુરી પાડી છે તે ખાતાપ્રતિ અમે સૌથી પ્રથમ લક્ષ ખેંચવાની રજા લઇએ છીએ.

પુરૂષોના પ્રતિમય જીવનને અધિક બળવાન કરવા માટે અને તેમનામાં પરિશ્રમથી જે વ્યય થયો હોય તે પાછો પુરવા માટે જે અગત્યનો ધર્મ બજાવવાનો છે તે ધર્મ ઉપર

પહોંચેલી સ્ત્રીઓને શિખવનારી કોઇ સંસ્થા હોય તો તે અમે કહીએ છીએ કે આ **વનિતાવિશ્રામ**ની સંસ્થા છે. સંસારવ્યવહારમાં તદ્દન નિરાશા, કલેશ તથા પરાધીનતા સિવાય સુખનો એક પણ છાંટો જેમને દેખાતો નથી એવી નિરાધાર વિધવાઓનાં જીવનને આશામય, સુખમય, અને સ્વતંત્ર કરવાનું અત્યંત પુણ્યનું કાર્ય કોઇ કરતું હોય તો અમે છાતી ઠોકીને કહીએ છીએ કે તે કાર્ય આ **વનિતાવિશ્રામ**ની સંસ્થા સર્વોત્તમ પ્રકારે કરે છે.

આ પ્રકારનાં કાર્ય કરનારી ખાસ ધ્યાન ખેંચે તેવી ત્રણ સંસ્થાઓ છે. એક અમદાવાદ વનિતાવિશ્રામ, બીજું સુરત વનિતાવિશ્રામ અને ત્રીજું મુંબઇ સેવાસદન.

મુંબઇની સેવાસદન સંસ્થા માટે અત્યંત પ્રયત્ન સેવવામાં આવે છે અને તેના કાર્યને આગેવાન શહેરીઓ તથા વિદ્વાન સ્ત્રીઓએ હાથમાં લીધું છે અને પ્રજા તથા સરકારની તેના પ્રતિ અમૃતમય દૃષ્ટિ થઇ છે અને આપણે જાણીએ છીએ કે તેથીજ તે માટેનું ફંડ સારા પાયાપર આવતું જાય છે.

સુરત વનિતાવિશ્રામ માટે પણ તેમની સંસ્થાપક ભગિનિઓના પરિશ્રમથી તથા અનેક દેશહિતૈષી વિદ્વાનો તથા શ્રીમાનોની સહાયથી સારૂં ફંડ તૈયાર થયું છે અને તેમાં હજુ મોટો વધારો થવાની આશા રાખી શકાય છે. તે સંસ્થા માટે સ્વતંત્ર મકાન બાંધવાનો પણ આરંભ થઇ ચુકયો છે એ આનંદની વાર્તા છે.

પણ અમદાવાદ **વનિતાવિશ્રામ** માટે શું કરવામાં આવે છે? આ સંસ્થાનો લાભ લેનાર સ્ત્રીઓ, વિધવાઓ અને બાળાઓની સંખ્યા પ્રતિ જ્યારે દૃષ્ટિ નાંખીએ છીએ, ત્યારે આપણી ખાત્રી થયા વગર રહેતી નથી કે શહેરની **આગેવાની ધરાવતી જ્ઞાતિઓમાં આ સંસ્થા અધિક પ્રમાણમાં લોકપ્રિય** થઇ છે. અને આ સંસ્થાના શિક્ષણક્રમપ્રતિ જ્યારે દૃષ્ટિ આપીએ છીએ ત્યારે આપણને પરમ સંતોષ થયા વગર રહેતો નથી. તે બાળાઓ, સ્ત્રીઓ અને વિધવાઓના જીવનને અધિક આશાવંત, સુખમય અને સ્વતંત્ર બનાવે છે. (તેઓ સંબંધીના સુખ દુઃખમાં સમભાગી થવાથી તેનો પ્રેમ જીતી તેનાપર પ્રેમમય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરે છે.)

અમદાવાદ વનિતાવિશ્રામ આપણા શહેરમાં લોકપ્રિય સંસ્થા છે અને તેમાં અપાતું શિક્ષણ ઉત્તમ છે એ જોતાં અમને આશ્ચર્ય થાય છે કે આ પ્રમાણે આ ખાતું આપણા શહેરને ઉપકારક હોવા છતાં આપણે કેમ આ સંસ્થાપ્રતિ બેદરકાર છીએ!

કેળવણીનાં અને ધર્મનાં અનેક ખાતાઓને આપણે ઉદારતાથી સહાય આપીયે છીએ. હજારો રૂપીયા ખરચીએ છીએ. અને આ સંસ્થાને આપણે કેમ ભૂલી જઇએ છીએ! મુંબઇથી બીજે નંબરે ગણાતા આ ધનવાન અને વિદ્વાન શહેરને માટે આપણે ઘણી ઉંચી આશા રાખીએ છીએ.

આપણે આપણા મીલઉદ્યોગને માટે મગરૂર છીએ, આપણે આપણા જુના રેશમ-કીનખાબ–વગેરેની બનાવટોના કારખાનાઓ માટે મગરૂર છીએ, આપણે આપણા દેશ તથા પરદેશમાં ચાલતા વ્યાપારોને માટે મગરૂર છીએ, આપણે આપણી ફળદ્રુપ ગણાતી ખેતી માટે મગરૂર છીએ, આપણે આપણાં કેળવણી ખાતાં માટે મગરૂર છીએ. આપણે આપણા



" શહેરની આગેવાની ધરાવતી નાતિઓમાં આ સંસ્થા અધિક પ્રમાણમાં લોકપ્રિય થઈ છે."

ધનાઢ્ય અને પ્રતિષ્ઠિત આગેવાનો માટે મગરૂર છીએ, આપણે આપણી બીજે નંબરે ગણાતી મ્યુનિસિપાલિટિના વહિવટ માટે મગરૂર છીએ અને તેમ છતાં આ એક અગત્યના ખાતાપ્રતિ આપણી આંખ કેમ ઉઘાડતા નથી !

તે સંસ્થા આપણી સ્ત્રીઓમાં સદ્ગુણો ભરે છે અને જ્ઞાન સૌંદર્યથી તેમને શણગારે છે. તે આપણી વિધવાને સન્માર્ગગામી બનાવે છે અને આપણા સંસારને માત્ર પરમાર્થદૃષ્ટિથી સહાય કરનારી અને આશિર્વાદથી સુખ આપનારી સંન્યાસિનીઓ પુરી પાડે છે. આપણા સંસારને અધિક સદ્ગુણમય, શાન્તિમય અને પ્રસાદમય કરનારપ્રતિ આપણે આપણું ધ્યાન દોરવું જોઇએ.

જે પવિત્ર ભગિનીઓએ માત્ર પરમેશ્વરપ્રીત્યર્થે આ મહાન્ કાર્યનો આરંભ કર્યો છે અને જે એક શબ્દ પણ ઉચર્યા સિવાય પોતાના કાર્યમાં અને પરમેશ્વરમાં પરમ શ્રદ્ધાને સેવતાં પોતાનો માર્ગ આગળ કાપ્યાં જાય છે, તે ભગિનીઓના કાર્ય પ્રતિ શહેરીઓ તમારો કોઈ ધર્મ છે કે ? અને જો હોય તો હવે સમય આવી પહોંચ્યો છે. જ્યારે તમારે તમારો ધર્મ બજાવવો જોઇએ.

તમારા શહેરને શોભા આપે તેવું એક સુંદર મકાન આ સંસ્થાને માટે તૈયાર કરાવો, બાળાઓને, સૌભાગ્યવાળી સ્ત્રીઓને શિક્ષણ આપવામાં ઉપકારક થાય તેવાં સાહિત્યો માટે વ્યવસ્થા કરો અને નિરાધાર વિધવાઓ માટે નિવાસસ્થાન તથા તેમના ગુજરાન માટે સર્વોત્તમ બંદોબસ્ત કરો.

ઉપરનાં સર્વ કામો માટે નાણાંની જરૂર છે, અનેક દ્વારે નાણાં ખરચવામાં આવે છે. તેમાંથી થોડાં થોડાં ફાજલ પાડો અને તમારા આ ઉપયોગી ખાતાને પગભર થવા માટેના ફંડમાં એકઠાં કરો. પ્રત્યેક સ્ત્રી, પુરૂષ, પ્રત્યેક જ્ઞાતિ, પ્રત્યેક મંડળ, પ્રત્યેક વ્યાપારી ખાતું, પ્રત્યેક ઉદ્યોગનું ખાતું અને આપણી મ્યુનિસિપાલિટી તથા ખુદ સરકાર માબાપ આ ખાતાને માટે પોતનો ઉદાર હાથ લંબાવશે એવી અમે આશા રાખીએ છીએ.

આ કાર્ય માટે અમે ભલામણ કરીએ છીએ કે એક સ્વયંસેવકનું મંડળ બનાવવું જોઇએ. સંસ્થામાં અભ્યાસ કરતી બાળાઓ સ્ત્રીઓ અને વિધવાઓના વાલીઓ કૃપા કરી સ્વયંસેવકોનું કાર્ય માથે ઉઠાવી લેશે. આરંભ કર્યા પછી લોકમાં આ સંસ્થાના સંબંધમાં તેના લાભો વિષે જાહેર ભાષણો આપવાં જોઇએ. વળી ખાનગી પ્રયત્નથી હસ્તે પરહસ્તે આ સંસ્થા માટે નાણાંની સહાય માગવામાં આવશે તો આશા છે કે આપણી ગુર્જર પ્રજા જેવી ધાર્મિક પ્રજા પોતાના ઉદાર હાથ લંબાવ્યા વગર રહેશે નહિ.

આ સંસ્થાની આંતર રચના તથા તેના અભ્યાસક્રમ સંબંધમાં હવે પછી અમારા માસિકમાં ઉલ્લેખ કરવામાં આવશે, તત્કાળ તો આવી ઉપયોગી સંસ્થાની સ્થાપના માટે અને માત્ર પોતાનાજ મનોબળ અને ધર્મબળ વડે તેનો આટલો વિકાસ સાધવા માટે સંસ્થાપકોનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે, અને પરમેશ્વપ્રત્યે નમ્ર પ્રાર્થના છે કે જે ઉચ્ચાશયથી આ સંસ્થા સ્થાપવામાં આવી છે તે આશય જનસમાજના સમજવામાં સત્વર આવે અને તેમના પોતાના હિતના આ કાર્યમાં તે સર્વ ઉત્તમ રીતે સહાય આપવાની તેમને પ્રેરણા કરે.

---

# स्त्रीकेळवणीसंबंधी केटलाक विचारो.

( શ્રીયુત કે. એચ. વકીલ. બી. એ.—મુંબઇ. )

પુલપીટ ઉપરથી સ્ત્રી કેળવણીનાં ભાષણો સાંભળવામાં આવે છે. વર્તમાનપત્રોનાં કોલમોમાં સ્ત્રીકેળવણીનાં લખાણો વાંચવામાં આવે છે. સુધારો જેમ વધતો જાય છે તેમ સ્ત્રી કેળવણી વધારે અગત્યનો સવાલ બનતો જાય છે. સ્ત્રીકેળવણીથી રકીમો ઘડાય છે. સભાઓ ભરાઈ તેની ચર્ચાઓ ચલાવાય છે અને સ્ત્રી કેળવણી આપવી કે નહિ તે વિષે મત લેવાય છે. સંખ્યાબંધ મતથી સ્ત્રીકેળવણી આપવાની ઘણીજ જરૂર છે એમ સાબિત થાય છે.

સંતોષ થાય છે કે ધીમે ધીમે વિચારમાં વધતાં હમણાં ગુજરાતી તથા બીજી પ્રજા સ્ત્રીકેળવણી આપવાના સવાલમાં એકમત થઇ છે.

પણ એટલેથી બેસી રહેવાનું નથી સ્ત્રીકેળવણી કેવી હોવી જોઇએ, હાલમાં જે કેળવણી અપાય છે તે સંતોષકારક છે કે નહિં અને કેળવણી લીધા પછી તેને આધારે સંસારસાગરમાં અનેક ખડકો વટાવી તોફાની મોજાં ઉપરથી પસાર થઇ પાર ઉતરાય તેમ છે કે નહિ એ આપણે હજુ નક્કી કરી શકયા નથી.

દુનીયા ઉપર હાલ વીસમી સદીનો પવન ફુંકાય છે. દુનીયાના ચારે ખુણામાં ઉદ્યોગ, હુન્નર અને જ્ઞાન વધતાં જાય છે. આવા ચડતીના તેમજ બારીક નજરના વખતમાં ભવિષ્યનો અને ભવિષ્યમાં આવી પડનારા અનુભવોનો વિચાર કરી માણસે ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો માર્ગ સરળ કરવો જોઇએ. કેળવણી વિના માણસમાં વિચાર કરવાનું બળ આવતું નથી. સ્ત્રીકેળવણી વિના સારી પ્રજા પાકતી નથી. તેથી સ્ત્રીકેળવણી એ હાલના જમાનાનો મોટો કોયડો ( Social problem ) છે.

હાલમાં નિશાળમાં મળતા જ્ઞાન ઉપરાંત ઘરમાં પુત્રીઓને કેમ કેળવવી જોઇએ એ સર્વથી મોટો અને ગંભીર સવાલ છે. બાર વર્ષ લગી નિશાળમાં ભણ્યાથી અને વખત ન મળવાથી એક સાધારણ બાળા ઘરકામથી અજ્ઞાન હોય એ સ્વાભાવિક છે. પણ તે અજ્ઞાન માટે માબાપનો દોષ નિકળી શકે.

અભ્યાસના વરસોમાં તેનું મન વસ્તુઓ તથા પુસ્તકોનું અવલોકન કરતાં શીખે છે અને તેને બહોળા વિચારો કરવાની ટેવ પડે છે. તેને પોતાના અભ્યાસ શિવાય કોઇપણ જાતની જોખમદારી હોતી નથી. પોતાની શારીરિક તથા માનસિક સ્થિતિનો તે વિચાર કરતાં શીખે છે અને પોતાનામાં કેટલી શક્તિ છે તેનું પ્રમાણ પણ તેને કંઇક અંશે ખબર પડેછે. તેની સ્થિતિ એક દોડવાને તૈયાર થઇ રહેલા એન્જીન જેવી હોય છે. કુશળ માતાઓનું કામ આવા એન્જીનને કોઇપણ અકસ્માત કે નુકસાન વગર દોડાવવામાં કાળજી રાખવામાં સમાયેલું છે.

નિશાળ છોડયા પછી તેને ઘરનું કામ શીખવવુંજ જોઇએ. સર્વાનુમતે આ બાબતનો સ્વિકાર કરવામાં આવે છે પણ ઘરનું શું કામ શિખવવા લાયક છે અને કેમ શીખવવું જોઇએ તે ઘણા થોડાને ખબર હોય છે. સાધારણ રીતે રાંધવાનું કામ સર્વથી અગત્યનું ગણાય છે. તેનીજ સાથે કરકસરની વ્યવસ્થા પણ શીખવવી જોઇએ. કરકસરનો અર્થ કંજુ-

સારું થતો નથી. ગેસની બત્તીમાંથી ગેસ ઉપયોગમાં ન આવે એવી રીતે વહી જતી હોય તો તે દુરૂપયોગ થયો એમ ગણાય. આ બચાવ કરવો એનું નામ કરકસર કહેવાય છે. આવી બુદ્ધિવાળી કરકસરની સમજુત તેમને આપવી જોઇએ. સારા નરસાનું પારખું કરતાં તેમને શીખવવું જોઇએ. તે ઉપરાંત વસ્તુઓની વ્યવસ્થા ગોઠવવાનું તથા સંભાળ રાખવાનું કામ તેમને શીખવાડવું જોઇએ.

રસોઇ કરવાની, પીરસવાની, શાંત રીતે બીજી વ્યવસ્થાઓ કરવાની તથા વિવેકથી બોલવા ચાલવાની રીતભાત તેમને સારી રીતે શીખવવી જોઇએ.

હમેશ અતિથીની સેવા માટે તત્પર રહેવું જોઇએ, અને અતિથીનો ખર્ચ પણ આડે દહાડે બચાવેલા પૈસામાંથી થવો જોઇએ. જો એમ થાય તોજ સ્ત્રી કુશળ કહેવાય, અને તોજ તેણે સંસારનું કંઇક જ્ઞાન મેળવ્યું છે એમ કહેવાય શેતરંજની બાજીમાં જેમ હોંશીયારીની જરૂર પડે છે તેમ ઘર ચલાવવામાં બાહોશીની જરૂર પડે છે. જાતજાતના બનાવો કુટુંબમાં આવી પડે છે તે સઘળામાં બધી ગોઠવણો કરવાનું કામ સ્ત્રીનું રહે છે. તેટલા માટેજ સ્ત્રીને ઘરનો પ્રધાન કહેવામાં આવે છે. જો સારા સ્વભાવથી બધો નિભાવ સ્ત્રી ચલાવી શકે છે તો શેતરંજની રમત કરતાં પણ તે કુટુંબનાં માણસોનો વધારે આનંદ આપે છે.

ભરવા તથા ગુંથવાનું કામ દરેક સ્ત્રીએ શીખવાની ફરજ સમજવી જોઇએ. સીવવાનું કામ કરવામાં ખોટી શરમ આવતી હોય તે છોડી દેવી જોઇએ. ફાટેલાં લુગડાં સાંધી લેવાનું કે ઝીણી પણ ઉપયોગી વસ્તુઓ સીવવાના, કામનું પ્રમાણ આજ કાલ ઘણાં કુટુંબોમાં ફેશનના રીવાજથી ઓછું થઇ ગયું છે. એમ કરવાથી કદાચ એમ માનવામાં આવતું હોય કે દરજીઓની રોજી ઝીણા કામ માટે પણ વધારવામાં આવી છે તો ફેશનની રૂએ તે ઉપકાર માટે દરજીઓએ આભાર માનવોજ જોઇએ ! !

ઘરને શણગારી સાફ રાખવાના કામમાં સ્ત્રીઓએ ધ્યાન આપવાનું હોય છે. ઉપયોગી ચીજો કરતાં શોભાની ચીજો દીવાનખાનામાં ભરી દેવામાં આવે છે તે ઉપર પુરતો વિચાર કરવાની જરૂર રહે છે. વધારે કીંમત આપવામાં કે મોંઘી ચીજોનો ગમે તેવો ઢગલો કરવામાં કાંઈ કળા નથી. ફર્નીચરનાં લાકડાં એકઠાં કરવામાં કાંઇ શોભા નથી પણ તેને બરાબર ગોઠવવામાં અને જોઇતા પ્રમાણમાં મુકવામાં હોંશીયારી સમાયેલી છે. ઘરમાં રાખવામાં આવતાં પુસ્તકો કબાટની જગ્યા ભરવા માટે ન હોવાં જોઇએ પણ તેનો ઉપયોગ પણ થવો જોઇએ. ચિત્રો પણ ગમ્મત કે જ્ઞાન આપે તેવાં હોવાં જોઇએ. આ સર્વ વસ્તુઓ જો બરાબર તેની જગ્યાએ ગોઠવાય તોજ ગૃહિણીની કેળવણીના તથા હોંશીયારીની કીંમત અંકાય છે

ઘરનું કામ વેઠ છે કે રમતની બાજીજેવું ગમ્મતવાળું અને નિરૂપયોગી છે એની સમજણ અનુભવથી મેળવાતાં ઉંચું જ્ઞાન મળે છે અને સુખી થાય છેજ.

જો સ્ત્રી પોતાનો ધર્મ ન સમજે અને પોતાના કાર્યમાં આળસુ રહે તો ઘરકામ વેઠ સમાન છે. રાજ્યના પ્રધાનની માફક સાવચેતીથી અને ઉમંગથી કામ તો ઘરકામ જેટલી મઝાહ બીજા કોઇ કામમાં નથી એમ સમજમાં આવ્યાવિના રહે નહિ. જેવી રીતે પુરુષો પોતાના વેપાર ધંધામાં ઉત્સાહી હોય છે તેવીજ રીતે સ્ત્રીઓએ પણ પોતાના ઘરધંધામાં ઉત્સાહી થવું જોઇએ. સર્વથી અગત્યની વસ્તુ ઉત્સાહ છે. જો ઉત્સાહથી ઘરની ગાડી

# स्त्रीकेळवणीसंबंधी केटलाक विचारो.

( શ્રીયુત કે. એચ. વકીલ. બી. એ.—મુંબઇ. )

પુલપીટ ઉપરથી સ્ત્રી કેળવણીનાં ભાષણો સાંભળવામાં આવે છે. વર્તમાનપત્રોનાં કોલમોમાં સ્ત્રીકેળવણીનાં લખાણો વાંચવામાં આવે છે. સુધારો જેમ વધતો જાય છે તેમ સ્ત્રી કેળવણી વધારે અગત્યનો સવાલ બનતો જાય છે. સ્ત્રીકેળવણીથી સ્કીમો ઘડાય છે. સભાઓ ભરાઈ તેની ચર્ચાઓ ચલાવાય છે અને સ્ત્રી કેળવણી આપવી કે નહિ તે વિષે મત લેવાય છે. સંખ્યાબંધ મતથી સ્ત્રીકેળવણી આપવાની ઘણીજ જરૂર છે એમ સાબિત થાય છે.

સંતોષ થાય છે કે ધીમે ધીમે વિચારમાં વધતાં હમણાં ગુજરાતી તથા બીજી પ્રજા સ્ત્રીકેળવણી આપવાના સવાલમાં એકમત થઇ છે.

પણ એટલેથી બેસી રહેવાનું નથી સ્ત્રીકેળવણી કેવી હોવી જોઇએ, હાલમાં જે કેળવણી અપાય છે તે સંતોષકારક છે કે નહિં અને કેળવણી લીધા પછી તેને આધારે સંસારસાગરમાં અનેક ખડકો વટાવી તોફાની મોજાં ઉપરથી પસાર થઇ પાર ઉતરાય તેમ છે કે નહિ એ આપણે હજુ નક્કી કરી શક્યા નથી.

દુનીયા ઉપર હાલ વીસમી સદીનો પવન ફુંકાય છે. દુનીયાના ચારે ખુણામાં ઉદ્યોગ, હુન્નર અને જ્ઞાન વધતાં જાય છે. આવા ચડતીના તેમજ બારીક નજરના વખતમાં ભવિષ્યનો અને ભવિષ્યમાં આવી પડનારા અનુભવોનો વિચાર કરી માણુસે ભવિષ્યની પ્રજાની ઉન્નતિનો માર્ગ સરળ કરવો જોઇએ. કેળવણી વિના માણુસમાં વિચાર કરવાનું બળ આવતું નથી. સ્ત્રીકેળવણી વિના સારી પ્રજા પાકતી નથી. તેથી સ્ત્રીકેળવણી એ હાલના જમાનાનો મોટો કોયડો ( Social problem ) છે.

હાલમાં નિશાળમાં મળતા જ્ઞાન ઉપરાંત ઘરમાં પુત્રીઓને કેમ કેળવવી જોઇએ એ સર્વથી મોટો અને ગંભીર સવાલ છે. બાર વર્ષ લગી નિશાળમાં ભણવાથી અને વખત ન મળવાથી એક સાધારણ બાળા ઘરકામથી અજ્ઞાન હોય એ સ્વાભાવિક છે. પણ તે અજ્ઞાન માટે માબાપનો દોષ નિકળી શકે.

અભ્યાસના વરસોમાં તેનું મન વસ્તુઓ તથા પુસ્તકોનું અવલોકન કરતાં શીખે છે અને તેને બહોળા વિચારો કરવાની ટેવ પડે છે. તેને પોતાના અભ્યાસ શિવાય કોઇપણ જાતની જોખમદારી હોતી નથી. પોતાની શારીરિક તથા માનસિક સ્થિતિનો તે વિચાર કરતાં શીખે છે અને પોતાનામાં કેટલી શક્તિ છે તેનું પ્રમાણુ પણ તેને કંઇક અંશે ખબર પડે છે. તેની સ્થિતિ એક દોડવાને તૈયાર થઇ રહેલા એન્જીન જેવી હોય છે. કુશળ માતાઓનું કામ આવા એન્જીનને કોઇ પણ અકસ્માત કે નુકસાન વગર દોડાવવામાં કાળજી રાખવામાં સમાયેલું છે.

નિશાળ છોડયા પછી તેને ઘરનું કામ શીખવવુંજ જોઇએ. સર્વાનુમતે આ બાબતનો સ્વિકાર કરવામાં આવે છે પણ ઘરનું શું કામ શિખવવા લાયક છે અને કેમ શીખવવું જોઇએ તે ઘણા થોડાને ખબર હોય છે. સાધારણ રીતે રાંધવાનું કામ સર્વથી અગત્યનું ગણાય છે. તેનીજ સાથે કરકસરની વ્યવસ્થા પણ શીખવવી જોઇએ. કરકસરનો અર્થ કંજુ-

સારૂં થતો નથી. ગેસની બત્તીમાંથી ગેસ ઉપયોગમાં ન આવે એવી રીતે વહી જતી હોય તો તે દુરૂપયોગ થયો એમ ગણાય. આ બચાવ કરવો એનું નામ કરકસર કહેવાય છે. આવી બુદ્ધિવાળી કરકસરની સમજુત તેમને આપવી જોઇએ. સારા નરસાનું પારખું કરતાં તેમને શીખવવું જોઇએ. તે ઉપરાંત વસ્તુઓની વ્યવસ્થા ગોઠવવાનું તથા સંભાળ રાખવાનું કામ તેમને શીખવાડવું જોઇએ.

રસોઇ કરવાની, પીરસવાની, શાંત રીતે બીજી વ્યવસ્થાઓ કરવાની તથા વિવેકથી બોલવા ચાલવાની રીતભાત તેમને સારી રીતે શીખવવી જોઇએ.

હમેશ અતિથીની સેવા માટે તત્પર રહેવું જોઇએ, અને અતિથીનો ખર્ચ પણ આડે દહાડે બચાવેલા પૈસામાંથી થવો જોઇએ. જો એમ થાય તોજ સ્ત્રી કુશળ કહેવાય, અને તોજ તેણે સંસારનું કંઇક જ્ઞાન મેળવ્યું છે એમ કહેવાય. શેતરંજની બાજીમાં જેમ હોંશીયારીની જરૂર પડે છે તેમ ઘર ચલાવવામાં બાહોશીની જરૂર પડે છે. જાતજાતના બનાવો કુટુંબમાં આવી પડે છે તે સઘળામાં બધી ગોઠવણો કરવાનું કામ સ્ત્રીનું રહે છે. તેટલા માટેજ સ્ત્રીને ઘરનો પ્રધાન કહેવામાં આવે છે. જો સારા સ્વભાવથી બધો નિભાવ સ્ત્રી ચલાવી શકે છે તો શેતરંજની રમત કરતાં પણ તે કુટુંબનાં માણસોને વધારે આનંદ આપે છે.

ભરત તથા ગુંથવાનું કામ દરેક સ્ત્રીએ શીખવાની ફરજ સમજવી જોઇએ. સીવવાનું કામ કરવામાં ખોટી શરમ આવતી હોય તે છોડી દેવી જોઇએ. ફાટેલાં લુગડાં સાંધી લેવાનું કે ઝીણી પણ ઉપયોગી વસ્તુઓ સીવવાના, કામનું પ્રમાણ આજ કાલ ઘણાં કુટુંબોમાં ફેશનના રીવાજથી ઓછું થઇ ગયું છે. એમ કરવાથી કદાચ એમ માનવામાં આવતું હોય કે દરજીઓની રોજી ઝીણા કામ માટે પણ વધારવામાં આવી છે તો ફેશનની રૂએ તે ઉપકાર માટે દરજીઓએ આભાર માનવોજ જોઇએ !!

ઘરને શણગારી સાફ રાખવાના કામમાં સ્ત્રીઓએ ધ્યાન આપવાનું હોય છે. ઉપયોગી ચીજો કરતાં શોભાની ચીજો દીવાનખાનામાં ભરી દેવામાં આવે છે તે ઉપર પુરતો વિચાર કરવાની જરૂર રહે છે. વધારે કીંમત આપવામાં કે મોંઘી ચીજોનો ગમે તેવો ઢગલો કરવામાં કાંઇ કળા નથી. ફર્નીચરનાં લાકડાં એકઠાં કરવામાં કાંઇ શોભા નથી પણ તેને બરાબર ગોઠવવામાં અને જોઇતા પ્રમાણમાં મુકવામાં હોંશીયારી સમાયેલી છે. ઘરમાં રાખવામાં આવતાં પુસ્તકો કબાટની જગ્યા ભરવા માટે ન હોવાં જોઇએ પણ તેનો ઉપયોગ પણ થવો જોઇએ. ચિત્રો પણ ગમ્મત કે જ્ઞાન આપે તેવાં હોવાં જોઇએ. આ સર્વ વસ્તુઓ જો બરાબર તેની જગ્યાએ ગોઠવાય તોજ ગૃહિણીની કેળવણીની તથા હોંશીયારીની કીંમત અંકાય છે

ઘરનું કામ વેઠ છે કે રમતની બાજીનું ગમ્મતવાળું અને નિરૂપયોગી છે એની સમજણ અનુભવથી મેળવાતાં ઉંચું જ્ઞાન મળે છે અને સુખી થાય છેજ.

જો સ્ત્રી પોતાનો ધર્મ ન સમજે અને પોતાના કર્તવ્યમાં આગ્રહ રહે તો ઘરકામ વેઠ સમાન છે. રાજ્યના પ્રધાનની માફક સાવચેતીથી અને ઉમંગથી કામ તો ઘરકામ જેટલી મઝાહ બીજા કોઇ કામમાં નથી એમ સમજ્યાં આબ્યાતિના રહે નહિ. જેવી રીતે પુરૂષો પોતાના વેપાર ધંધામાં ઉત્સાહી હોય છે તેવીજ રીતે સ્ત્રીઓએ પણ પોતાના ઘરધંધામાં ઉત્સાહી થવું જોઇએ. સર્વથી અગત્યની વસ્તુ ઉત્સાહ છે. જો ઉત્સાહથી ઘરની ગાડી

ચલાવાય તો તે સર્વથી ઉત્તમ હુન્નરની ગરજ સારે છે. ઉત્સાહ અને ધીરજવાળી સ્ત્રીઓ પોતાના પતિને ચતુરાઇથી લાભ કરી શકે છે અથવા સુધારી શકે છે.

સ્ત્રીની જીંદગીના આવા ઉદ્દેશો (Ideals) હોવાથી પુત્રીને ઘરકામમાંજ રોકી રાખવી અથવા એકલી અભ્યાસમાંજ જોડાયેલી રાખવી એ માતાપિતાની ભુલ છે. તેનાં કાર્યના એક ભાગમાં તેને પુરી દઇ બીજા કાર્યોથી અજ્ઞાત રાખવી એ માતપિતાની જુલમગારી (Paternal Tyranny) ગણી શકવા જેવું છે.

ઘરથી પણ બહારનાં બીજાં કામો તથા જવાબદારીઓ સ્ત્રીને માથે રહેલી હોય છે. જે સમાજથી તેને આટલા ફાયદા થયા છે, જે સમાજમાં તે ન્હાનેથી મ્હોટી થઇ છે તેની સેવા કરવી એ પણ તેનો એક ધર્મ છે. બીજાઓના ભલા માટે કેટલોક આત્મભોગ આપતાં પણ શીખવું જોઇએ, અને દયા એ તેમના સ્વભાવની સત્તા ધરાવનારી દેવી હોવી જોઇએ.

જનસેવા અને કુટુંબસેવા એતો માત્ર ગૃહિણીની કેળવણીનો એક ભાગજ થઇ જવો જોઇએ.

જે સ્ત્રીઓ સારી કેળવણી પામીને પોતાની આ બધી ફરજો બજાવવામાં સફળ થાય છે તે જનસમાજને ભારરૂપ ગણાતી નથી કારણ કે ખરૂં જીવન શું છે તે બરાબર તે સમજે છે. તેનામાંથી ખોટી વાદ વિવાદની કુશળતા નાબુદ થાય છે.

સ્ત્રી કેળવણીનો એક અગત્યનો ભાગ ધર્મની કેળવણી છે. યુવાવસ્થામાં દરેક સ્ત્રી પુરૂષ સુખ શોધવામાં રોકાય છે. જ્યાં લગી આત્માને પવિત્ર કરવામાં ન આવે; જ્યાં સુધી ધર્મ સંબંધી અજ્ઞાનતા હોય ત્યાં લગી સ્ત્રીઓનું ખરેખરૂં ગૌરવ શું છે તે પ્રકાશમાં આવતું નથી. ધર્મજ્ઞાનથી સ્ત્રીનું સર્વ ગૌરવ ખીલી નિકળે છે.

આવા મ્હોટા પાયા ઉપર રચાયેલી કેળવણી કે જે ધર્મ, કુટુંબ સેવા, જનસેવા, દેશસેવા, વિશ્વસેવા, કરકસર, ઘરકામની કુશળતા વગેરે તરફ લક્ષ દોરી સાવચેતીથી પોતાનું નાવ હંકારવાનું સર્વ સ્ત્રીઓને શિક્ષણ આપે છે, તે રૂપી નાવમાં બેસવાથી પ્રભુની સહાયતા વડે પાર ઉતરી શકવાનું સારૂં ભાગ્ય પ્રત્યેક સ્ત્રીને પ્રાપ્ત થાય એવી શુભેચ્છા કોણ નહીં કરે!

ઉપરટપકે વારનીશ જેવી કેળવણીની હાલ જરૂર નથી, એવી કેળવણી કેળવણીજ નથી, પણ ઝેરી જંતુઓની ભેળવણીજ છે. આવી ભેળવણી વગરની કેળવણી જ્યારે અપાવા માંડશે ત્યારેજ આર્યબાળાઓનું દબાઇ રહેલું ગૌરવ બ્હાર પડશે.

હાલ સમાજોની ખોટ નથી પણ યોગ્ય અને ખરા તનમનના ઉત્સાહથી કામ કરનારાં સ્ત્રી પુરૂષોની ખોટ છે; કેળવણી વિષે બે મત નથી પણ કેળવણી કેમ આપવી તે માટે બાવીશ મત છે દરેક બુદ્ધિમાન બંધુ તથા ભગિની આ વિચારોમાં મદદ કરી થોડો પ્રયત્ન પણ કરશે તો સ્ત્રી કેળવણીની સાર્થકતા ગણાશે.

---